દેલવાડાકર—વાર્તામાળા. નં. ૧૬

# બેરીસ્ટરની બૈરી.

અથવા

## બી. એ. બનેલી જીંદગી બરબાદ !

સુધારેલી સચિત્ર આવૃત્તિ.

લખનાર તથા પ્રગટ કરનાર

**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,**

"શહેનશાહી રાજગરબી"નો કર્તા.

મુંબઇ.

આવૃત્તિ બીજી. [ પ્રથમાવૃત્તિ ઉપરથી ] ( પ્રત ૧૦૦૦ )

વિ. સં. ૧૯૭૧ ઈ. સ. ૧૯૧૪

**અમદાવાદ**

ધી " ગુજરાત પ્રીન્ટીંગ " પ્રેસમાં શા સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા

કિંમત રૂપિયા બે.

# THE EDUCATED WIFE.

Behold! A daughter of the gods,
Suporb, Divinely tall,
One whom the parent Earth applauds,
And one who knows it all,
Expert in lofty cerebration,
The girl who has an Education.
'Tis truo, of course, sho cannot cook,
Such gross details she scorns,
Her mind serene, above a book,
The lattered air adorns.
Dish-Washing's not her occupation,
Pray, note she has a n Education.
Who draes of hint that she is dense?
No doubt, in household thrift,
She lacks uncommon common sense,
(They say she lets things drift).
Yet why this base insinuation,
For has not she an Education?
Cold be the plates, and colder still,
The soup that in them stands,
But as for us, We'll take our fill,
From Bards in foreign lands,
Who cares for coarse assimilation,
So long as you've an Education?
So come and be my brainy wife,
Who never sews nor sweeps,
Whose mind, though in the Higher life,
Still dwells in classic deeps,
What's Food deside the Conversation,
Of her who has an Education!
And as I rock the Babe to rest,
Each night, I drop a tear,
Of Joy to think she's off the nest,
And croon, Oh, Baby dear!
thank the Lord of all Creation,
Your Mother has an Education.

# અર્પણ.

---

સ્વદેશના
સાચા સુધારકો,
જેના હૃદયમાં સ્વદેશીય-
પ્રજાનાં ઉત્તમ સુખો જોવાની-
લાગણી પ્રકટી નીકળી છે; જેના
અંતઃકરણમાં સ્ત્રી કેળવણીનાં સત્ય-બીજ
રોપાયલાં છે; અને જે સ્વદેશી સંસારને
પ્રાચીન રીતિ-નીતિ પ્રમાણે ઉંચી ટોચ-
પર પ્હોંચેલો જોવાને ઇશ્વર પ્રતિ-
જ્ઞાએ રાજી છે, તેનેજ આ
'બેરીસ્ટરની બૈરી' નું
પુસ્તક અર્પણ
કરૂં છું.

કર્તા.

---

# પ્રસ્તાવના.

નવલકથા વાંચવાનો શોખ વધી પડયો છે. સંસારીય મનોરાજ્યના શ્રમથી થાકેલાં મગજને શાન્ત કરવા, રસિક વાર્ત્તાઓ, એક ઔષધરૂપ છે, પરંતુ તે ઉત્કૃષ્ટ હોવી જોઇએ. વાર્ત્તાઓ કંઇ ભાષા—નિબંધ શીખવાનું સાહિત્ય નથી, માત્ર ગમ્મત સાથે જ્ઞાન મેળવવાનું સાધન, અને કુદરતની રચના તથા માનવ—પ્રકૃત્તિ અનુભવવાનું સાહિત્ય છે, અને એવાં સાહિત્ય પ્રત્યે ગુજરાતી વાંચક—વર્ગનો ભાવ વૃદ્ધિ પામતો જાય છે.

"નીલમ અને માણેક"ની સાંસારિક નવલકથા જનવર્ગને એટલી તો પસંદ પડી છે, કે તેની અનેક આવૃત્તિઓ તેનાં સુલક્ષણુની ખાત્રી આપે છે.

આ નવલકથા વાંચનારને ઊંડાણમાં પેસતાં સહજ માલમ પડી આવશે, કે આપણી જે આંખ્યો, એક ઉડતા પવનના વંટોળિયામાં અંજાઇ જાયછે, તેનું 'સાયન્સ' બતાવવામાં આવ્યું છે;—અનાર્ય પંથમાં પ્રવેશ કરતી—ડૂબતી આર્ય સ્ત્રીને બચાવવાનું આ નવલકથાએ સાધન શોધી આપ્યું છે.

દેવશયની એકાદશી, અષાડ માસ—૧૯૬૪. કર્તા.

---

## બીજી આવૃત્તિ—સુચના!

"બેરીસ્ટરની બૈરી" અથવા "B. A. બનેલી જીંદગી બરબાદ!!" આ નવલકથાની પહેલી આવૃત્તિ હાલ નવા જન્મમાં પ્રકટ થઇ છે! સમયકાળ પોતાનું કાર્ય કરે છે, ત્યારે નવા અવતારમાં પ્રકટતી વસ્તુ પણ પોતાનું સ્વરૂપ બદલ છે!—આ વાર્ત્તામાં પણ કેટલેક સમયોચિત સુધારો વધારો થયો છે!—

આ વાર્ત્તાનું ઉપપાત્ર, મીસ. લીનાંની કથા કંઇક અધુરી છે. તે પ્રસંગ સાથે, વિશાલપુર ઠાકોર, તેમજ બેરીસ્ટર સાહેબનો પણ પ્રસંગ ચાલે છે; તો તે સર્વની જીવનકળાનું નવલચિત્ર "ધ્રીકુલેસ. બેરીસ્ટર" આ નામથી જુદા પુસ્તકદ્વારા પ્રકટ કરવામાં આવે છે, યાને આ વાર્ત્તાના અનુસંધાનયુક્ત નવલકથા છપાય છે; તે થોડા વખતમાં પ્રકટ થશે, ને આ નવલકથાની વસ્તુ પણ પુર્ણ થશે—રસીક જનોનાં રસ બિન્દુનો આ પ્રવાહ છે, એ સમજાશે.

કિન્ડરગાર્ટન સ્ટોલ—ગિરગામ બેકરોડ
મુંબઇ—દત્તજયન્તી. તા, ૨—૧૨—૧૪. } લેખક.



દેલવાડાકર વાર્તા-માળા નં. ૧૬

# બેરીસ્ટરની બૈરી

અથવા

## બી. એ. બનાકે જીન્દગી બરબાદ કી!

Of Shrewish woman in the world there's surely
only one;
A pity, though, that every man says, 'she the
wife I own'.
*"Woman."*

## પ્રકરણ ૧ લું.

### શ્નેહ-સરિતામાં ઉડતી માછલી!

વસંત વનમાં કલ્લોલ કરતી કોકિલા, મુગ્ધા કન્યા પેઠે આમથી તેમ ઉપવનની ડાળીઓપર હિંચોળા ખાતી હતી! કામલતાનાં ભા-રથી લચકાતી મુગ્ધા જુવાનીના ઝોલા ખાતી હતી! મુખમાંથી મ-

ધુરા સ્વર ઉચ્ચારતી આહ્લાદિત મનને ઝુલાવતી હતી, વિરહી દિલને ઝુરાવતી હતી. ગ્રિષ્મનો તાપ, યુવાનીના વિરહનો તાપ, પોતાને કેવો કેવો સતાવશે, તેથી તે અજ્ઞાન હતી !

આ મુગ્ધા કન્યા, આપણી વાર્તાની નાયિકા મનોરમા હતી. એ કન્યા પોતાના સ્વદેશી પોશાકનું ભાન ભૂલી ગઇ હતી. પોતાના ધર્મ-કર્મનો વિવેક વિસરી ગઇ હતી. પોતાના દેહ અને સંસારની માયા લૂટાવી દીધી હતી. પોતાના શરીરની કામ-વાસના હરાવી દીધી હતી. પોતે કોણ હતી, એ પદ ચોરાઇ જવાથી પોતાને ઓળખી શકતી ન હતી.

માથાના વાળ, મર્યાદા મૂકીને આડે સેંથે ઓડ ઉપર ઉછળી રહ્યા હતા. કપાળમાં કંકુનો ચાંલ્લો, સૌભાગ્ય માટે કપાળે નહિ, પણ શોભા માટે ભમર વચ્ચે કરવાનો નિયમ સમ્ખ્યો હતો ! આર્ય-સંસારની શોભતી સુંદરીનાં સૌભાગ્ય સુધારવા માટે નહિ, પણ ખુબસુરતીના એક ભાગ તરિકે, અને તે પણ મન ગમે તો, ત્યારે-હિન્દુ તરીકે પરખાવાને નહિ-નાસિકા પર સાંજને સમયે શોભતો હતો-ફરવા હરવા જતાંજ, ખાસ મેળાવડામાં, કે ગવર્નરની પાર્ટીઓમાં જતી વેળા તો કદી નહિ !

નાકમાં નથની યાને વાળી જેવું જંગલી ઘરેણું રાખવામાં અંગ્રેજી ફેશનપર અપવાદ આવે, માટે નાક વિંધાવવાનો યત્ન કર્યોજ ન હતો!

તે પાન ખાતી, પરંતુ હોઠ લાલ કરવાને નહિ. ગુલાબી ગાલ અને હોઠ લાલ કરવા માટે પાઉડરનો ઉપયોગ થતો હતો.

આર્ય પોશાકમાં શોભતી સુંદર ચોળી તેણે પસંદ કરી ન હતી; ફરફરતો ઘાઘરો કે ઉમદા ઓઢણી ધારણ કરી ન હતી; પણ બચપણથી "ફ્રૉક" અને જુવાનીમાં ઘાઘરા ઉપર ફરકતી પાટલીબંધ જરીની સાડીને પોતાના શરીરમાં સ્થાન આપ્યું હતું. પ્રભાતમાં વહેલા

વ્હેલું ઉઠીને દંત-ધાવન કરી, સ્નાન ધ્યાનમાં ગુંથાતી ન હતી. મોં ધોઇને ચા-બીસ્કીટ ખાઇ, બાગમાં ટેનીસ રમવા જતી, અને 'પી. યાના' પર ભૂલી પડેલી ભમરી પેઠેમ, આંગળીઓને આમ તેમ કુદાવતી હતી; એ તેની પાઠ પુજા હતી. ગાયને પુજવા કે સૌભાગ્યવંતી સુંદરીઓને નિલક-વ્રત ઉજવવાનો તેને કંટાળો હતો. શાસ્ત્રીઓના શ્લોક અળખામણા લાગતા હતા-મડમની મીશન-ગીતાવળી, પિયાનાના શરોદ સાથે બૈબલની કવિતા, અને Love songs હૃદયની ઉર્મિઓને આનંદ આપનારા માન્યા હતા. જળઘાટપર સાહેલીઓ સાથે વિનોદ કરતી યુવાનિકાઓ, જળનાં બેડાં ભરીને શીરપર લઇ, લચકાતી ગોપિયનો-પનિહારીઓ જે પ્રકારે સંસારી કામ જોડે કસરત કરતી હતી, એ તેણી એક રંક અબળાને શોભતી મજુરી ગણુતી; પણ ટેનીસની રમત ખરેખર સુધારાના સંસારમાં આંખને ગમતી કસરત માનતી, ને તે મનોરમાને કર્મે જડી હતી ! નિર્દોષપણાની ગંભીર પણ ગમાર જીંદગી કરતાં ચંચળ અને સ્વતંત્ર, પણ મગરૂરીથી ભરેલી વાકચાતુરીનો સાગો પહેરી લેવામાં આવ્યો હતો ! સ્વદેશી ભાષા અપવાદરૂપ હતી-વાત વાતમાં અંગ્રેજી બોલવાની ટેવ પડી હતી.

કોમળ ને મુગ્ધ બાળા મનોરમા નવા નવા અંગ્રેજી નિયમો જોતી હતી. નવાં નવાં લવ-પિકચર, લવ-નોવેલ અને લવ-સોંગનો અનુભવ લ્હેતી હતી. યુવાન આર્ય બાળાની યુવાની જ્યારે કામના શિખરપર ચડતી, ત્યારે ભાગ્યપતિને ભજીને, ધર્મ રીતિથી વર્યા પછી આલિંગન-ચુંબન દેતી હતી; એ પ્રેમ-લત્તા, સ્નેહ-પાનથી ઘેરાયલી છતાં વિકારની મારી, ભંમરનાં ટોળાંને ખેંચતી ન હતી. આ બાળા વિવિધ કામલત્તાના ભારથી અનેક મધુકરોની આંખને અંજાવતી હતી. તેના ફેશનેબલ પોશાક અને ચટકતી ચાલ તરફ

કોઇ ટીકીને જોતા, ત્યારે તેણી નાક ઉંચું કરીને આંખ ભમરપર ચડાવતી હતી. પાયમાં નુપુરનો રણઝણાટ, આર્ય બાળાની કોમળતાને દીપાવતો, ત્યારે આ કન્યા પગમાં વિલાયતી બુટ પહેરીને એડીપર દબાણ ચલાવી ધબકારો કરતી, કામી પુરૂષની વજ્ર છાતીને ચમકાવતી હતી ! અંગ્રેજ બાળાઓ જ્યારે ધીમી ચાલ ને પતલી કમ્મરથી, નિર્દોષ પણ માયાળુ મુખડે, ને શરમાળ સ્વભાવ તથા ઉડતી આંખે લવરને નીચો નમાવતી; ત્યારે આ નકલી પુતળી, તિરસ્કારભરી નજરે દેશીઓ તરફ સુગ ચડાવતી, ધિઃકારનો ઢોંગ કરતી, પોતે જાણે કયા દેવના દેવને પરણવાની હોય, અને કયા ઇન્દ્રરાજની રાણી બનીને વૈકુંઠને મોહાવવાની–તારવાની હોય, તેમ ઠણુકો કરતી હતી.

મનોરમાનો તેમાં દોષ ન હતો. તેનાં માબાપને એ રીત–ભાત, એ પોશાક, એ ચાલાકી, એ સ્થિતિ પસંદ હતી–એટલે નેતર જેવા કોમળ બદનને, કુમળી વયનાં ભેજાંને જેમ વાળે, તેમ વળતું હતું. આર્ય ધર્મનાં ઉચ્ચ સિદ્ધાન્તો, સ્રીધર્મની ઉચ્ચ મહત્તાઓ, ગૃહિણી તરીકેનાં ઉચ્ચ કાર્યો, સંસારની ઉન્નતિનાં અદ્‌ભુત લક્ષણો, સદ્‌ગુણના ઝરાથી સંતતિનો અને દૈવી માયાથી સંસારનો ઉદ્ધાર કરવાની શક્તિ, આચાર–વિચાર, ને વિવેક–મર્યાદાથી જગતને જીતવાની કૃતિ, આર્ય ધર્મની પવિત્રતાથી, પરદેશીઓને પોતાની છાપ બેસાડવાની રીતિ નીતિ વિસરીને, વિદેશીઓને તેઓના સંસારનું અનુકરણ કરી બતાવવાની હાસ્યજનક યોજના હાથ ધરી હતી; ને તે યોજના અમલમાં મુકવાનું આ મનોરમા કુંવરી એક સાધન –એક હથિયાર થઇ પડી હતી !

આર્યબાળા—આર્ય વિરાંગના તરીકે મનોરમાનું સૌંદર્ય, ફેશનેબલ અંગ્રેજ સોસાયટીને અંજાવાને પુરતું હતું ! હિન્દી પ્રજાની જુદી જુદી રાહ–રસમ અને વિવિધ આર્ય શાસ્રોથી ભૂષિત થયેલી

જાત–વિજાતીય સાંસારિક રચના, પાશ્ચિમાત્ય પ્રજાને ઓળખાવવાને પુરતી હતી. પ્રાચીન રીતિ, પ્રાચીન બંધારણ અને પ્રાચીન સૌંદર્ય-પર એ લોકો કરોડો નાણાં ગુમાવતા હતા. ગ્રંથો, મૂર્તિઓ, ને પદાર્થો મેળવવા આતુર થઇ રહ્યા હતા; ત્યારે દેશી બન્ધુઓ, અંગ્રેજી સંસારની નકલ કરવામાં પોતાની જાત–ભાત, રીત–રિવાજ, ધર્મ–કર્મ ધન–ધરા, ને ધરણીને ભમરીરૂપે સ્વરૂપ બદલવાની યોજના ઘડતા હતા. જે પ્રજાને શોભા દેખાડવા આ ભગીરથ પ્રયત્ન કરતા હતા, તે પ્રજા તો આ નકલ પર હસતી હતી, કેમકે નકલ કરતાંયે આવડતી ન હતી. અનુભવ અને ધન વેચીને, બુદ્ધિ તથા કર્મ વેચીને, વિવેકને વટલાવીને, શાન્તિને પરહરીને, વિદેશી પોશાકો–વિદેશી ફેશન તથા વિદેશી આચારો ગ્રહણ કરતાંયે શાન્તિ તો મળતી નહતી. પોતાના સ્વદેશનું સ્વરૂપ દેખાડવાનું છોડીને બગ–હંસ બની, કાગ સ્વરૂપ ધરતા હતા. આખરે ભૂલા પડેલા પોપટ પેઠેમ તે પસ્તાતા હતા, જાત–ભાત ને ધન સુખ ગુમાવી દેતા હતા. આ વિચારનાં કેટલાક દેશી માબાપો, ચાલુ કાળમાં પોતાના સંસારને, નકલ ને ફેશનેબલ બનાવવાની તક સાંધતાં હતાં. જે કાળે વિદેશીઓ પોતાની મહત્તા, પરાક્રમ, બુદ્ધિબળ અને જાત્યાભિમાનનું પાણી સીંચી, સંસાર તથા સ્વદેશને ખિલવવા માટે તન–મન–ધનનો ભોગ દેતાં હતાં; ત્યારે ભારતવાસીઓ, પોતાના જીવનને પરબન્ધનમાં મુકવા, ખુશામતથી હલકાં પડવા, ખોટા માન–ચાંદને માથાપર મુકવા, સ્ત્રી ને પુત્રીની આર્ય મર્યાદા મુકીને તેના પવિત્ર તથા કોમળ હાથ, કે જે પોતાના સ્વામી વિના, પરપુરૂષના સ્પર્શને યોગ્ય નથી; તે આર્ય ભગિનીઓના હાથ, પોતાની દ્રષ્ટે દેખતાં, આર્ય વડીલો હજુર રહીને વિદેશીના હાથમાં ચોળાવવાને ચુકતા નથી, એ ફેશનેબલ સુધારાનો ઠણકો કરવા હોંસ ધરાવનારા આપણી કથા નાયિકા મનોરમાના પિતા કૃષ્ણલાલ સોલીસીટર હતા.

મી૦ કૃષ્ણલાલની ઇચ્છા, જ્યારે પોતાની યુવાન કન્યાને, એક હિમ્મતવંત બહાદુર લડવૈયાનાં મગજ અને હૃદયને છાજતી, એક લાયક પણ ચળકતા મુખડાની સફેદ ચામડીની નકલ કરી શકે, તેવી બનાવવાને મથન કરી રહી હતી, ત્યારે તેની સુંદર ગૃહિણી સુલોચના કેવળ ભારતીય સંસારને શોભાવાનો સદઢ વિચાર ધરી રહી હતી. સતી સુલોચનાને પોતાની પુત્રીનો વિવેક અણગમતો હતો, પણ પતિના સ્નેહ અને દુરાગ્રહ કને લાચાર બની ગઇ હતી.

સ્વચ્છંદી, ઉચ્છૃંખલ, સ્વેચ્છાચારી અને સુધરેલી કન્યાને પુત્ર પેઠે લાડથી પાળવામાં ને ઉલટથી ઉછેરવામાં કૃષ્ણલાલની ભૂલ હતી; એ ભૂલ ટાળવા માટે અનેકવાર સુલોચના વિવાદ–વિતંડાવાદ કરતી, પણ વૃથા જતા હતા. પુત્રી એ પારકું ધન છે, પુત્રી એ પર ઘરની એક ગૃહિણી છે, એ ખ્યાલ તેના પિતાશ્રીથી ભુલી જવાય છે, ઇત્યાદિ અનેક ઉદાહરણ એ સતી સમજાવતી હતી; પણ સુધરેલા સંસારની શોભામાં અંજાયલો સોલીસીટર એકનો બે થયો નહિ; લાંબે કાળે સતી તેના મતને આધીન થઇ! મોહનના સ્વરૂપમાં તેપણ અંજાવા લાગી. પુત્રીના શરીરની ચેષ્ટા, ચાલાકી, વાણી, વિચાર અને કોમળતા ઉપરાંત અંગ્રેજ લેડીઓનો પ્રસંગ તેણીના આર્ય વિચારને ઉડાવવા લાગ્યો. આ સુંદરી પણ અંતે ભાન ભૂલી ગઇ! અને એક સુખી આર્ય સંસાર, પરદેશીની પિછાણનું પાંદડું થઇ ગયો.

એકની એક કન્યા મનોરમા માબાપની લાડકી ને માનીતી મૂર્તિ થઇ પડી હતી. ગુજરાતી ભાષા અને શાળાની પ્રાથમિક કેળવણી પર અભાવ બતાવીને સોલીસીટર સાહેબે કન્યાને અંગ્રેજી કેળવણી પર ચડાવી હતી. જો સુલોચના સ્વભાષાનું જ્ઞાન દેવા સદઢ રહી ન હોત, કે પોતે જાતે મનોરમાને ગુજરાતી–વાંચતાં લખતાં શીખવાડયું

ન હોત, તો કદી મનોરમા આવું કરત નહિ; મીશન સ્કુલમાં, મીશનરી બાનુઓના સહવાસમાં ઉછરેલી, ને શીખેલી મનોરમા યુવાન થઇ મેટ્રીક થઇ, અને છેવટે કોલેજની જીંદગી ગુજારીને પાર પડી ! !

સ્વતંત્ર કન્યા સમજણી થઇ, સ્નેહીયોના સમાગમમાં આવી. કોલેજની જીંદગી ગુજારનારા અભ્યાસીઓ સાથે પ્રસંગ પડયો. યુવાન કન્યા, યુવાન છોકરા જોડે સંગતમાં ઊંડી ઉતરી. શેકસ્પીયરનાં નાટકો ભજવવાની તક મળી. અભ્યાસ કરીને પ્રેમ–પાત્રનો પાઠ મુખ પર કરવો પડયો. નિવૃત્તિનો વખત, નવી નવી પ્રેમ–કથા વાંચવામાં જવા લાગ્યો. રેનોલ્ડની કથાઓ, જો ભલા યોગિયોની ઉર્મિઓ ઉભી કરે, વિશ્વામિત્ર જેવા મહા તાપસીને જાગૃત કરે, તો મનોરમાની શી ગણુતી ?

પ્રેમરંગમાં રસબસ બનેલી, યુનિવર્સીટીની ઉંચી ડીગ્રી મેળવીને ઝાકમઝોળ થયલી, અને સુધારાના શિખરપર ચડીને કલ્લોલ કરતી, પણ યુવાન છતાં પતિ–સોડમાં સંતાવાને અભાગણી બનેલી કોકીલા, વિરહથી ઝુરતી હતી.

"અરેરે ! બળી આ કેળવણી ! જો હું દેશી સંસારમાં જન્મી નહોત, અગર જો હું સુધરેલી કેળવણી પામી નહોત, તો સ્વદેશી પ્રેમના અભ્યાસીને વરવા ભાગ્યશાળી થાત ! બળી આ જુવાની ! દીલ પર ઉગી નીકળેલો કામદેવનો દર્ભ કેવો સતાવે છે ? અંગ્રેજી લવ પિકચરો કેવાં દઝાવે છે ! મ્હારે શા માટે એવો લવર નથી ? છે ! પણ કયાં ? પિતાએ મનગમતી કેળવણી આપી, પણ પતિ કયાં ! ના—નથી ! ! હા છે; પણ કયાં ! અફસોસ ! !........"

પ્રેમીના વિયોગનો રંગ મેળવવા આતુર થયલી ઘડીમાં શોક ને ઘડીમાં હર્ષ, એમ મુગ્ધાજન પેઠેમ, નિર્દોષ બાળક પેઠેમ, મન–ક્રીડા કરતી હતી; મન સાથે આમ વદતી હતી–પ્રેમીને સંબોધતી હતી. રસિક કવિના કાવ્યનો જાપ જપતી, ઉદ્દગાર કહાડતી હતી—

" રંગહી રંગ રહ્યો મીલકે અતી,
મંજતહી ચટકી નહિ છુટે;
ભેદ પરે ન કછુ સ્પર્શે કર,
પાન પ્રસુન ખરે નહિ ખુટે;
ભાજન ફુટ ગયો જુ છતે પર,
ટુક ભયે હય તૌતી બિધી તૂટે,
તૈસે પ્રબીન રહે ચિત્ત ભીતર,
જેસે બનાય બિલોલમેં છુટે. ૧

નીર તીર તલફત પર્યો, ધીર ન ધરીયત મીન;
હય વો નીકટ તૌ પલ બિકટ, પરસેં બીના પ્રવીન. ૨

" પ્રવીણુ–સાગર "

" રંગમાં નવા રંગ મળી ગયા, એ રંગીન વાસણને માંજો, તોપણુ ચટકી જતી નથી. તેને હાથ લગાડે, પણુ ભેદ પડતો નથી. વાસણુપર આળેખાયલાં પાન–તે જેમ ખરતાં કે ખુટતાં નથી. ( **संपत्तौ च विपत्ता च महत्तामेक रुपता** સુખ–દુઃખમાં મહત્તા તો અખંડજ રહે છે. ) તે રીતે ચિત્તમાં એટલો પ્રેમ, બિલોરના ચુદા પેઠે ફૂટત્તાંયે જતો નથી. "

જળ ભર્યું આખું અર્ધ છવાયું, જાણે ચંદ્રનું પ્રતિબિંબ;
તેમજ છુટી લટોમાં છવાયું, વ્હાલી વદન આલંબ.

' મેઘદૂત '

સમુદ્ર કિનારાની શિતળ લ્હેરથી છવાયલા રાજમંદિર જેવા વિશાળ ને સુશોભિત બંગલામાં આનંદ કરતી, માતપિતાના લાડમાં ઝુલતી, પણુ પ્રેમીના વિયોગમાં ઝુરતી, ચૈત્રમાસના તપેલા તાપ સમાન, વિરહ વેગના અગ્નિથી દઝાતા અંગ સમાન, વિયોગ ને નિશા-

શાના વાગતા શર સમાન ભેદાતી—નવ યોવન કન્યા જાણે કોઇની વાટ જોતી હોય, જાણે રજની પેલા સૂર્ય સ્વામીને કીસ કરવા તત્પર થઇ રહી હોય, એમ જણાતી હતી. કુંજમંડપમાં બેઠી—લવ-નોવેલ હાથમાં લઇને શાન્તિનાં પ્રકરણો વાંચ્યાં—પ્રેમનો પાઠ પુરો પઢેલી હતી—નવીન વિદ્યાનો રસ—ગંધ લ્હેતી હતી—સુકોમળ કોમળાંગી સુખનાં સ્વપ્નાં જોતી હતી—ગોરી ગોરીઓના સ્વભાવનો અભ્યાસ કરતી હતી. વિલાયતી સંસારની ગુણુ ગ્રાહક બની હતી Love is Blind એ વાકયના અર્થમાં સમાયલી ભ્રાન્તિને, શાન્તિના સંસારમાં મુકતી હતી. સ્નેહ—સરિતામાં ઉડતી માછલી પેઠેમ તડફડતી—ચન્દન વનમાં ગ્રિષ્મઋતુ અગ્નિ ફેલાવે, સુંદર વદનપર કામદેવ તાપ ફેલાવે, તેવી હાલતે ફરતી હતી—

શિતળ જળ પાસે પડયું, અડયું ન જ્યાં સુધી મૂખ;
અગ્નિ તન અગ્નિ રહી, ગયું નહિ મન દુઃખ.
પતંગ ઉકળ્યો તાપમાં, છેવટ ગણ્યો કુસુમ્બ;
રંગ ચડયો નહિ પટ પરે, ત્યાં સુધી ખટ—અમ્બ !

પ્રેમ સ્વીકાર્યો, પીંડ સ્વીકાર્યો, પણ જ્યાં સુધી પ્રેમીજને પોતાના પિંડનો સ્પર્શ કર્યો નહિ, ત્યાં સુધી તો પિંડ તે પિંડજ રહ્યો.

મનોરમા આ પ્રકારે ખેદ કરતી હતી; પોતાના માનીતા પ્રેમીને ઠપકો આપતી હતી. નિરાશાના નિસાસા નાખતી હતી. પોતાનું ભાવી, ભાવતા ભરથાર જોડે સંધાવાના ઉમળકાથી અકળાતી હતી, અજાણુ મુગ્ધા ખરેખરી હકિકતથી અજ્ઞાન હતી. જે પ્રેમીને પોતાનો ગણે છે, એ મધુર બાલિકાનો પ્રેમી તો બીજી કન્યાનો ભોગી થયો હતો! માત્ર અંતર એટલો હતો, કે તે પ્રેમી પરણ્યો ન હતો! અંધારામાં વિજળી ચમકતી હતી, પણ પ્રેમાંધી—કામાંધી બાળા, તે પ્રકાશ માત્ર વિરહીને ચમકાવનારો, મયુરોને બ્હીવરાવનારો લેખતી હતી!

મનોરમાના ચ્હેરાપર કંઇક નિરાશાની છાયા છવાતી જતી હતી. તે બ્હાવરી બની ગયલી જણાતી હતી. પ્રેમીને મળવા જાણે આતુર થઈ હોય, કોઇની બીતી હોય, ને તે બ્હીતી હોય, કોઇ ના કહેતું હોય, ને તે જાણે હઠીલી થઇ હોય, હંસણી જાળમાં પડી હોય, ને જાણે હંસને મળવા ફાંફાં મારતી હોય, વિદર્ભ દેશનો રાજા નળ જાણે હંસણીનાં ટોળાને રિઝાવા માટે હંસને પકડી જતો હોય, ગોપીયોને ટળવળાવવાને જાણે શ્રીકૃષ્ણ યમુના જળમાંહે ઉભેલા કદંબના ઝાડ ઉપર ગોપી–વસ્ત્ર હરીને ચડી ગયા હોય, અને ગોપાંકાઓ નગ્ન શરીરે વ્યાકુલી–વિભાવરી બની હોય, તેમ મનોરમાના શરીરમાં વ્યાકુળતા પ્રસરી રહી હતી,

વાંચનાર ! પ્રેમી મનોરમાનો આ વ્યાધી શું હતો ? સમજવાનું રહેલું છે, કે તરસ્યાને જળાશય, થાકયાને વિશ્રામ ઘાટ !

આહા ! મનોરમાનો માનીતો આશક આજના મેલમાં વિલાયતી ડીગ્રી મેળવીને–ધારાનો હિમાયતી બનીને, કહો કે એક ચાલાક અથવા તો માખમાર બેરીસ્ટર બનીને, પછી હુશિયારીથી કે ફીસીયાચારીથી, પરંતુ Bar–at–L w ની સનંદ લઇને આવ્યો હતો. મેલ આવાગમનની તોપ પડી. મનોરમા ચમકીને ચોમેર જોવા લાગી !

પ્રેમીને મળવા–આતુર થયલી કુમારિકા એજ દશાને લીધે અકળાતી હતી. બાગમાં આમતેમ મુઝાતી–ફરતી હતી ! મનોરમા પોતાની એક સહચરીની વાટ જોતી હતી. માબાપનાં ભયથી, પ્રભાતમાં કંઇપણ કારણ વિના બહાર જઇ શકાય તેમ નહતું; પોતાના માનીતાને ભેટવા, સરિતા જેમ સાગર તરફ દોડવા જાય, તેમ માનીતા મહેમાનને મળવાની આતુરતાથી આકળી પડી ગઈ હતી. જો સહચરી સમજે, અને કોઇપણ નિમિતે બહાર લેઇ જાય, તો શાન્તિ થઇ શકે તેમ હતી; નહિતો ઝુરાપાનો પાર નહિ રહે, એમ સમજતી હતી.

મનોરમાનો પિતા સીક હતો. મોટાની માંદગી પેઠેમ, માત્ર ફોલ્લી થવાથી જ્વર ચડ્યો, ને તેથી નબળાઇ આવી ગઇ ! ડોકટરોએ રેસ્ટ લેવા કહ્યું, તેથી બેરીસ્ટરને એસ્તેકબાલ દેવા ગયા ન હતા. પ્યારાને ગુસ્સો ચડે, માટે પોતેજ છુપી રીતે મળી આવવા ચાહતી હતી.

ખરેખર પ્રેમી–મન એવુંજ અધીરૂં હોય છે. જો કે પરિણામ ઉલટું આવે, મેળાપની શાન્તિ, અસુખ ઉપજાવે, અથવા તો પોતાની અધિરાઈ વધુ વાટ જોવરાવે, તોપણ અધીરૂં મન વિજળી વેગે દોડયું તો જવાનું. જેમ જેમ પળ વીતિ જવા લાગી, જેમ જેમ પોતાની કમ્પેનીયનને આવવાની ઢીલ થવા લાગી, તેમ તેમ તે બહુજ અકળાવા લાગી. એવામાં તો સુર્ય પેઠેમ દોડતી તે આવી; તેને જોઇને રમાનું હ્રદય કમળ વિકસવા લાગ્યું ! ચંદ્ર ચાલ્યો ગયો હતો, ગોરીએ તેનો વારસો હાથ ધર્યો હતો, ચંદની રાત વીતી ગઇ હતી, પ્રભાત થયું હતું, રજનીને 'કીસ' કરતો સૂર્યનારાયણ, પૃથ્વી પટપર રમણ કરતો પ્રભાતમાં ઝાકળને ઝળકાવતો હતો. વસંત પોતાની વ્હાલી વેલીઓને 'કીસ' કરતો ઉપવનને ખીલાવતો–શોભાવતો હતો. ચકવાક ધ્યાન તજીને પ્રિયાને રીઝાવતો હતો–કીસ કરતો હતો. બુલબુલ પોતાનાં રસીલાં પ્રિય ગુલાબની જોડે વિવાહનું સાટું કરવા નિમિતે 'કીસ' કરતો હતો. નવલજોડું પોતાના સ્નેહ–પંથમાં સંગાથે પ્રવાસ કરવાનો કોલ દેતાં ' કીસ ' કરતાં હતાં ! રજની સૌભાગ્યવતી બની; કેમકે સૂર્ય દર્શન થયાં ! યુવતી ભાગ્યવતી થઇ; કેમકે પ્રેમીએ 'કીસ' કરી ! આહા ! ગુલાબની કળીને કોણ અભાગ્યો ન સુંઘે ? કોણ ન ચાહે ? મનમાં આ પ્રસંગ રમતો હતો,—

“ मोहोनियां मोहक सौरभांने
न भेटती सें आलि संभ्रमाने ।

मृगांगनाचे श्रवणीय साचे
गाणे न लाभे तुज सहसाचे ॥ 'मनो रंजन'

'કીસ' કરે હળી હળી વાદળીઓ,
જેમ હચી આમ્રતરૂ કેરીઓ;
'કીસ' કરે પ્રિતે જ્યમ પ્રેમીઓ,
કુસુમ કમાન મંડપે વળી જો !

પ્રેમ વિવ્હળા મનોરમાએ આ પદ સાંભળ્યું; એટલામાં તેની કમ્પેનીયન સખી મીસ લીનાં આવી.

મનની વ્યાધી, ને મુખડાની વાત કળાવા ન દેવી; પોતાની વિવ્હળ વ્યાકુળતા જણાવા ન દેવી; પોતાની ઇચ્છા બહાર ફરવા જવાની છે, એવું પણ બતાવવું નહિ; પોતાની સહચરીને કંઇ કહેવું પણ નહિ, ને બહાર જવાની તક મેળવવી; આ વિચાર મનોરમાના મનમાં રમતો હતો. પરંતુ એ સર્વ વાત શી રીતે પાર પડે !

પ્રેમીઓનાં શુદ્ધ હૃદયમાં જો તાર ખેંચાઇ રહેલો હોય છે, તો તે પ્રેમી હૃદયને નિશ્ચય મળી શકે છે.

પ્રેમ દબે પાતાળે, તોપણ નભ-સ્નેહ ન્યાળતો આવે;
ગગન-શશિ ઉન્નત પણ ભૂમિપરનું કુમુદ વિકસાવે.

મનોરમા પોતાની મુખમુદ્રા બદલીને જાણે નિવૃત્ત તથા શાન્ત હોય, તેમ લીનાં સાથે વાતો કરવા લાગી. કુદરતની ખુબી ન્યારી છે. મનુ જ્યારે શાન્ત હતી, ત્યારે મીસ લીનાનું મન બહાર જવાને ઉતાવળું થયલું જણાતું હતું. તે અધીરી બની છતાં વિવેકથકી સ્તબ્ધ બની હતી. લીનાંને ગુજરાતી સારૂં આવડતું હતું.

"મીસ લીનાં ? પ્રેમી વાક્યોનો અનુભવ તમને થયો છે ?"

"મીસ મનુ ? આજ તમને આ પ્રશ્ન કેમ સુજ્યો વારૂ ?

"ના, હું તો સહજ કહું છું ! આપે જ્યારે સહજ રીતે કાલે કવિતા સંભળાવી, ત્યારે મને આજે કલ્પના ઉઠી થઇ !"

"કુંવારી કન્યાઓને લગ્નની હોંસ હોયજ ! આ જીવ અને જગત કંઇ અદ્ધર રહેલું નથી.; કોઇને કંઇ ને કોઇને કંઇ આધાર તો હોય ! દેખાય અદ્ધર, પણ આધાર વિના નહિ !"

"તમારા કહેવાનો મર્મ હું સારી પેઠે સમજી ગઈ."

"ત્યારે તો તમે તેના દાખલા–પુરાવા આપી શકશો ?"

"હા; પણ કોરડેલીયા, જુલીયટ, અને ડેસ્ડીમોનાનાં ગુલાબી અંતઃકરણ મ્હારાથી હજી સમજી નહિ શકાશે ?"

"તમે કોલેજની B. A. ની પરીક્ષા પુરી કરી છે, હવે સંસાર સુખનો કોર્સ હાથ ધરશો, એટલે સમજાશે; અને જ્યારે સમજવામાં આવશે, ત્યારેજ તેનો ઉપયોગ કરવાની જરૂર પડશે, કેમકે તે કાળે તમારૂ વય, યુવાનીના બાગમાં ખિલતું હશે; ને તે વેળા બુલબુલના મૃદુ સ્વરની લાલસા ઉભી થશે, પણ તમે પેલી કાદમ્બરી અને મદલેખાનું પ્રેમ–વર્ણન વિષે મને સંભળાવેલું, તે ફરીથી કહો; મને એ પીસ ઘણોજ ગમે છે !" લીનાંએ વખત ગાળવા, ને મન રિઝવવા મન ગમતો પ્રસંગ હાથ ધર્યો. મનોરમાને તે ન ગમ્યું !

"મીસ લીનાં ? આજ તમને પણ એ વાતપર વધારે પ્રીતિ લાગી ? મને કહેતાં તમને પણ રસ ચડયો !"

"એ તો એક જણ કેફ કરે, ને બીજાને અભાવે બગાંસાં આવે ! રસનો પ્રભાવજ એવો છે !"

"પ્રેમનો સ્વાદ સૌને ગમે ! ખરે, પ્રેમ વિનાનું જીવવું, એ સ્વાદ વગર જમવા જેવું છે !" મનોરમાએ મનની વાત નિવેદન કરવાની તક લીધી.

"મીસ મનુ ! તમે પ્રેમનું જે સ્વરૂપ જાણ્યું છે, તેવો પ્રેમ તમારા સંસારમાંથી તમે મેળવી શકશો ?"

" ના; નહિજ ! એ પદાર્થ, એનું સૌંદર્ય, એનો વિકાસ, ને એની મધુરતા પશ્ચિમ પ્રદેશમાંજ પ્રસરી રહી છે; એ કુસુમ કળી ત્યાંજ પમરી રહી છે ! આ દેશમાં ખરા પ્રેમીયો છે, પણ નદી નાવ સંજોગ નથી ! મીસ લીનાં ? જ્યારે તમે એજ પ્રકરણ આજે કહાડવું છે, તો મ્હારે આજે તમને તે વિષે કંઇક જણાવવું જોઇએ ! મ્હારી આશાઓને સ્થાન નથી ! B. A. બનાવીને બાપાજીએ મ્હારી જીંદગી બરબાદ કરી છે ! મ્હારા પ્રસંગમાં હજી સુધી ગણત્રી કરી શકાય, તેવો એક પણ પ્રિયતમ આવ્યો નથી ! મ્હારો એક ફ્રેન્ડ આજે વિલાયતથી બેરીસ્ટર થઇને આવ્યો છે ! એ કંઇક મ્હારા નાજુક પણ ભીના અંતઃકરણને ભાવીની નહિ, પણ ભણતરની કોલેજમાંથી જીતી શકયો છે; પણ અફસોસ ! તે એક ગમાર સ્ત્રીને વરી ( Betrothed ) ચુકયો છે ! અમારી કોમમાં હવે બીજો સુધરેલો ને ગૃહસ્થ યુવાન નથી. વર્ણાશ્રમ ધર્મને લીધે બીજી કોમ જોડે વરી શકાતું નથી. જો હું વિશેષ ભણી નહોત, જો મ્હારા વિચારો આગળ વધીને સુધરી ગયા નહોત, તેમજ મને જે સ્થિતિમાં માબાપોએ ઉછેરીને કેળવી છે. તથા જે રીતે Human nature નું ભાન કરાવ્યું છે, તે તરફ જોતાં મ્હારે માટે જ્યાં સુધી લાયક ભરથાર મળે નહિ, ત્યાં સુધી એકલી જીંદગી ગુજારવી, એ સિવાય બીજો ઉપાય નથી. જુવાન જીવડો સુખ–સાગરની લ્હેરો લ્હેતો કેવળ એકલો એકાન્તમાં પડી રહેલો છે. માબાપે મને ચડતી કેળવણી આપી છે. યુનિવર્સીટીની ડીગ્રી મેળવીને હવે બેસી રહી છું. અભ્યાસ એ મ્હારા એકાન્ત–જીવનનો સાથી થઇ પડયો છે. પરણવું સઘળાને ફરજીયાત નથી; પણ માનસિક સ્થિતિનો લ્હેણો, શારીરિક સ્થિતિનો ઉઠાવ, બન્ને એક થવાથી, તેમજ દેશની હવા અને સંસારનું બંધારણ ખરે આ શરીરને

દઝાવે છે ! એક તરફથી વિરહ સતાવે છે; બીજી તરફથી કેળવણી અને મર્યાદા કેદ કરે છે ! મનને સુખ જોઇએ છે. સુખ તો આગળ આગળ દોડીને છુપાતુ જાય છે. પિતા ધનાઢ્ય છે. મન કેળવાયલું છે. શરીર યૌવનમાં ઝુલવા માંડયું છે; આ વખતે સ્વતંત્ર જીંદગી ગુજારવા માટે સાથી પંખીડાની જરૂર છે; દુર્ભાગ્યે કોઇ પણ ભાવીમાં ભળવા તૈયાર નથી. મ્હારી વ્હાલી માતા, મ્હારી આ સ્થિતિ જોઇને ઉદાસ ચ્હેરે ફરતી દેખાય છે ! મ્હારૂં મન વ્યાકુલ થઇ જાય છે. મીસ લીના ? તમે ખરૂં માનજો, કે મ્હારી રાત એક વેરણી થઇ પડી છે. તમારા સંસારમાં તમારે લાયક પ્રેમીઓ ઘણા છે. પ્રસંગ પાડવાનાં સાધનોની છુટ છે. તમારી શારીરિક સ્થિતિ એવા પ્રકારની છે, કે તમે મોટી વય સુધી વિરહ સમજી શકતાં નથી; તમારૂં માનસિક બંધારણ મજબુત છે. અમારૂં તેથી ઉલટું છે; તે છતાં તમારી નકલ કરીને ઝુરીએ છીયે."

કૃષ્ણલાલે પોતાની જુવાન દીકરી માટે, મોટે ખર્ચે એક લાયક અંગ્રેજ કન્યાને, કમ્પેનીયન તરીકે રોકી હતી–તેનું નામ મીસ લીનાં હતું. મનુ તથા લીના ટુંક સહવાસમાં હળીમળી ગયાં હતાં.

'ખરે, મીસ મનુ ! તમારી અંતરની વ્યાધીનો ઉદ્ગાર ખોટો નથી. તમારા દેશનાં હવા–પાણી અને તમારી રહેણી–કરણી જોતાં તમારે વીસ વર્ષની વયમાં પરણવુંજ જોઇએ. હું ધારૂં છું કે તમારૂ વય વીસ વર્ષનું હશે !"

"હા, હું સોળમે વર્ષે મેટ્રીક થઇ, અને ગયે વર્ષે B. A. માં પાસ થઇ. પપ્પા તો કહે છે, તું M. A. ની પરીક્ષા પસાર કરશે, તો લાભ થશે; પણ હવે મને કશુંએ ગમતું નથી."

"મીસ મનુ ! તમારા મનને નબળું ન કરશો. જો તમે એ

માનસિક રોગને આધીન થશો, તો તમને ઝુરાવશે—સતાવશે."

"મીસ લીનાં ! તમેજ કહો, એ વીજળી વેગ હાથમાં રાખ્યો રહે તેવો છે, વારૂ ? અંગમાં જે ઉત્પાત્ત થાય છે, તે ઝાલ્યો રહી શકે તેવો છે ? કળી પોતાની મેળેજ ખિલીને પમરે છે ! હું મનને ઘણું રોકું છું, પણ છેવટે વિરહી—વડવાગ્નિ સ્વપ્નમાર્ગે મને સતાવે છે ! હવે હું શું કરૂં, વારૂ ?" મનુની આંખમાં અશ્રુજળ આવી ગયાં—ઘડિયાળમાં દસ વાગ્યા.

"દસ વાગ્યા ! વાત વાતમાં ટેનીસ ખેલવાનું તો રહી ગયું, પણ પિયાનો પણ વીસરાઇ જશે ! તમારૂં ગુચવાયલું મન પિયાનો વગાડયાથી રાજી થશે."

"મીસ લીનાં ? આજે મને માફ કરો. જો તમે ઉપકાર કરવા મ્હાતાં હો, તો મ્હારી સાથે ચાલો—એક સ્થળે મને જવું છે."

"દસ વાગ્યા છે. તમારે જમવાનો વખત થશે. તમારા પિતાજી ઘરમાં સીક પડેલા છે. બા સાહેબ વાટ જોઇ રહેશે, શું સાંજે જશો તો નહિ ચાલે ? શું મ્હારે તમારી જોડે આવવુંજ પડશે ?"

"હા, મ્હારે જ્યાં જવું છે, ત્યાં હમણાંજ જવું જોઇએ. તમે કહોછો, તેમ આ વખત જમવાનો છે ખરો; પણ એજ વખત એપોઇન્ટમેન્ટનો છે."

"એવું આકળું ને આકરૂં એપોઇન્ટમેન્ટ કોનું છે ? જો પોતાના મિત્રનું હોય, તો માંડી વળાય ! પણ જો પ્રેમી—"લીનાં હસી પડી.

"હા, લગાર ભ્રાન્તિવાળું મન એમજ માની બેઠું છે !" મનુએ સ્મિત શબ્દે કહ્યું.

"તો મને લઇ જવાની શી જરૂર છે ?"

"તમને લઇ જવા માટેજ હું ખોટી છું. મ્હારે જેને મળવું છે, તેનું નામ બા કને લઇ શકાય તેમ નથી; જ્યાં જવું છે, તે સ્થળ

કહી શકાય તેવું નથી. વળી મુલાકાત જાહેર કરી શકાય તેમ નથી. તમને સાથે લેતાં મ્હારે લગાર પ્રપંચ કરવો પડશે, તમારા નામે મ્હારે બહાર નીકળવું પડશે. પુસ્તકો લેવા કોટમાં જવું છે, એ તિ. ામત હાથ ધરવું પડશે, સાંજે તમારાથી બની નહિ શકે, માટે દાવ પેચ રમવો પડે છે."

"અને તેં દાવ–પેચમાં મ્હારે સામેલ થવું પડશે?"

"હા, મ્હારે ખાતર, મીસ લીનાં! મ્હારે ખાતરં તમારે એટલું જરૂર કરવું પડશે. દસ વાગી ગયા. વખત ભરાઇ ગયો. હવે મને હા કહો, તો હું ગાડી જોડાવું!"

"મને સમજાવો, કે આપણે ક્યાં અને કોને મળવા જવું છે?"

"વ્હાલી સહચરી? મ્હારો જે ફ્રેન્ડ આજના મેલમાં વિલાયતથી બેરીસ્ટર થઇને આવ્યો છે, તેને મુબારકબાદી આપવા જાતે જવુ છે."

"તો પછી ઘરનાં વડીલોને જણાવવામાં હરકત શી છે વારૂ?"

"મીસ લીનાં! વડીલ કને એમને મળવા જવાની વાત કરતાં મને શરમ આવે છે. જો કે મ્હારા પિતાએ બંદરપર માણસ મોકલીને તેમને ઇન્વાઇટ તો કર્યા હતા, પણ કેટલાક ઉંડાં કારણે આવી શકયા નથી. મ્હારૂં મન અધીરૂં થાય છે, કે તેઓને કશું અપમાન તો થયું નથી! જો તેવું હોય, તો તેની મુલાકાતથી નિકાલ થઈ જાય, ને મુબારકબાદી સાથે સ્નેહની પ્રેમાંજળી પણ લેવાય!

"કદાચ ત્યાં જતાં તમારા ફાધર જાણશે તો?"

"એથી તો છુપી ચોરીએ જવાનું છે.

"શું ઉડીને જઇશું? શું બલુનમાં છુપાઇને ત્યાં પહોંચીશું?"

"ના, શાહુકારીથી જઇશું; પણ મનની વાત છુપાવવી પડશે. સારૂં છે, કે મ્હારા ફાધર બહાર નીકળી શકે તેમ નથી, અને તેથી

મમ્મા મને એકલી બહાર જવા ન દે; જો તમે સાથે હો, તો કશો વાંધો ન રહે! બપોરનો વખત છે, અને તડકાનો ટાઇમ છે, તેથી અકાળે એકલી જવા ના પાડે; માટે આ વખતે આપણે સાથે જવું જોઇએ. મીસ લીનાં! તમે મને જલદી હા કહો; મ્હારે ખાતર આટલું જોખમ માથે ઉઠાવો!" મનુ કરગરી પડી.

"વારૂ, જ્યારે તમને એ જોખમ લાભ કરે છે, તો તે હું મ્હારે માથે ઉઠાવીશ! તમે તૈયાર થાઓ. માતાજીને કહો. રજા લો, અને ગાડી જોડાવો!" લીનાંએ સ્પષ્ટ દીલે કહ્યું; મનુ ખુશી થઇ.

"થેંક યુ! તમે આ પેપર વાંચો. હું હમણાંજ તૈયાર થઇને આવી-" એટલું કહીને મનુ ઉતાવળી ઉતાવળી અંદર ગઈ. એક તરફ ગાડી જોડવાની વરદી આપી, અને બીજી તરફ મનુ કપડાં બદલવા લાગી.

આહા! શું તેનો ઠાઠ! જાણે ગોરી ગોરી દેશી મડમ! ફેશનેબલ ઘટાદાર વાળ, હીરાનું એરીંગ, મોતીની માળા, હાથ સુધી ભરાયલી બોંયનું પોલકુ, ઘાઘરા પર ફરતી પટ્ટીની સાડી, કમ્મર પર સોનેરી પટ્ટો, નાજુક વોચ, હાથમાં રેશમી છત્રી, અને જરી ભરતનાં ઉંચાં બુટ પહેરીને મડમ સાહેબ તૈયાર થઇ આવ્યાં, ગાડી તૈયાર હતી-તેમાં પોતાની કમ્પેનીયન મીસ લીનાંને લઇને બાઈ સાહેબ સ્વાર થયાં.

શરીર માર્ગમાં ચાલ્યું; અંતઃકરણ 'તાજ મહાલ હોટેલમાં પહોચ્યું! આહા! પ્રેમ! પ્રેમ! તું આંધળો ગણાય છે, છતાં દીવ્ય ચક્ષુ રાખીને ફરે છે! અંધારી રાત્રે, અઘોર વનમાં, વર્ષાના વેગમાં ઘાતકી પશુના ભયમાં, એકલી અબળા જાતને પણ તું પ્રેમના વિમાનમાં બેસાડીને ઘસડી શકે છે! હા! ત્હારા ઉપરજ પ્રભુજીએ પૃથ્વીનો પટ બનાવ્યો લાગે છે.

જુવાન વયની બન્ને સુંદરીઓ ઝડપથી ચાલી–ક્રાફર્ડ માર્કીટ-માંથી કુસુમના હાર તોરા લીધા; અને પવન વેગે સરરસાટ કરતી સમુદ્ર કિનારા પરના રાજમંદિર જેવા મહાલયમાં આવી પ્હોચી !!

## પ્રકરણ ૨ જું.

### મનની મુલાકાતમાં માધવનો હાથ !

મુંબઇ ! આહા ! ઇન્ડીયાનું પારીસ ! ચોર્યાશી બંદરનો વા-વટો ! દુનિયાના સર્વોપરી–સત્તાધારી જન મંડળનો મેળો ! નવી નવી ચામડી અને નવી નવી ખુબસુરતી ! નવા નવા ધર્મ અને નવા નવા વ્યાપાર ! કોઇ પણ શખ્સ, કોઈ પણ વસ્તુ, કોઇ પણ સુખ જુઓ તો મુંબઇમાં ! લન્ડન ! પેરીસ ! બર્લિન, ન્યુયોર્ક અથવા ટોકીયો ગમે ત્યાં ફરો, પણ દુનિયાની પ્રજાનાં દરેક દર્શનનો આ નમુનો બીજે કોઈ સ્થળે નથી !

જુની મુંબઇ વિરૂદ્ધ નવી મુંબઇ ! ! દશ વર્ષ પહેલાંના જોનાર મુસાફરને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે ભૂલા પાડયા ! નવા નવા રસ્તા ! હા–ખુ–શુઃ ગલીમાં મહાન મકાનો અને ફરફરતા ફુવારા ! ગગન સાથે વાર્તા કરતાં મંદિરોનાં શિખરો ! નાપાક મરકીની મ્હોકાણ છતાં બે લાખની વધેલી વસ્તીથી વેપારની છોળનો ઉછાળો મારતું મુંબઈ શહેર, જમાનાના સુધારામાં આગળ વધી પડયું ! લક્ષ્મી ઘટી, પણ ઉદ્યોગ વધ્યા ! કમાણી ઘટી, પણ ભપકો વધ્યો ! પૈસા ખેરાયા, પણ ઇમારતો ઉભી થઇ ! કોલાબાથી પરેલ જતી ટ્રામ પણ વધી ! અશ્વ હોમ થતા અટકયા, અને વિજળીક ટ્રામ વધી પડી ! ધર્મ ઝનુન નાબુદ થયું, અને સ્વદેશાભિમાન વધ્યું ! સ્વ-

ભાષાનો લોપ થતો ગયો, અને અંગ્રેજી કેળવણી પ્રકાશી ! સ્વ-ધર્મના ગ્રંથો ખુણે પડયા, અને વાર્તાનાં પુસ્તકો ખમાં ખમાં થઇ રહ્યાં ? ઉપદેશ અરત થતો ગયો ! પ્રેમની વાતો પ્રસરી રહી ! નીતિ માર્ગ ખુણે સંતાયો ! વિવેક મર્યાદા આકાશમાં ઉડી રહી ! શરમ-ભરમ ભાગી ગયાં, અને સ્વાર્થ અને શેખનું રાજ્ય સ્થપાયું ! કળિનો જમાનો જગતમાં વ્યાપ્યો, તેમાં મુંબઇને શો દોષ ! !

સફેદ લક્ષ્મી, સફેદ ચામડી અને સફેદ રાજ્ય ! સફેદ ચંદ્ર, સફેદ રજનીપર સૌનું લક્ષ ! કેમકે સફેદપર મોહ ! ઇન્ડીયાના પાયતખ્ત શેહેર કલકત્તાને ભૂલાવે, તેવું મુંબાઇનું બારૂં, બ્રિટીશ શહેનશાહતની જાહોજલાલીનો ખ્યાલ આપે છે. વિલાયતનો મેલ, કેટલાક કોસથી આપણા અમેરિકન કારનેગી અને કુબેર ભંડારીના ભાણેજ બનેલા ટાટા સાહેબના સાહસથી બનેલા તાજ-મહાલ હોટેલની જોડે વાતો કરતો-સીગનલ કરતો દેખાય છે ! બડેખાંઓને ઇન્ડીયાનો ખ્યાલ આપવા, એ મરહુમ સાહસીક નરે મુંબઇની ખુબસુરતીનું પહેલું સ્થાન બનાવીને ગોરા સાહેબોને લાયક સગવડ કરી દાધી છે. રાજ-રજવાડાનો એક ઉતારો બનાવીને વિલાયતી વૈભવની કંઇક છાંટ બતાવી દીધી છે ! 'તાજ-મહાલ' હોટલનો મહેમાન ખરે રાજવંશી પરોણો ગણાય છે !

તાજ-મહાલ હોટેલને આજે તડાકો હતો. રાજવંશી અને અંગ્રેજ ઉતારૂઓની સારી સંખ્યા આવી પડી હતી. આજના મેલમાં વીસળપુરના પ્રિન્સ અને સ્ટેટની મદદથી બેરીસ્ટર થવા ગયેલા તેના દિવાન મી. ચંદ્રવદનરાયના પુત્ર સુંદરરાવ પણ હતા; ને તેઓ આ સુંદર હોટેલમાં ઉતર્યા હતા. બેલાર્ડ પીયરપર તેઓને મુબારકબાદી દેવા કેટલાક લાગતાવળગતા લોકો સાથે સ્ટેટના દિવાન મી. ચંદ્રવદન અને કેટલાંક સરકારી માણસો આવ્યાં હતાં. મી.

કૃષ્ણલાલ તરફથી બે ઘોડાની ગાડી, ફુલ-તોરા લઇને માણસ આવ્યું; પણ તે વચન આભાર સિવાય બેરીસ્ટરે સ્વિકાર્યું નહિ; કેમકે તેમાં અંદરનું કારણ હતું. હાર-તોરા સાથે શબ્દ-વધામણીનો વિવેક કરીને સૌ વિખરાઈ ગયાં. દિવાન સાહેબે, એજન્ટ મી. મેહેરવાનજીની ઓફીસપર ઉતારો કરેલો, ત્યાં ગયા. દિવાને પોતાના પુત્રને જમવા આગ્રહ કર્યો, તે છતાં તેની જોડે ન ગયો, ને મી૦ સુંદર ત્યાં ન જતાં પ્રિન્સ સાથે હોટેલમાં ગયો.

આહા ! લન્ડનનાં હોટેલને ભૂલાવે, તેવું આ રમણીય સ્થળ જોઇને ઉતારૂઓ સંતોષ પામ્યા. પોતાને મન ગમે તેવી સગવડ માત્ર પૈસાથી સચવાતી હતી.

પ્રિન્સ અને બેરીસ્ટર ચોથા માળ ઉપર ' લીફ્ટ ' મારફતે ચડી ગયા. અગાઉથી કરેલી ' એરેન્જમેંટ ' પ્રમાણે તેમને માટે રિઝર્વ કરેલા રૂમમાં દાખલ થયા. ધારા પ્રમાણે તેમને માટે નાસ્તો-પાણી હાજર થવા લાગ્યાં,

આજે તેઓ થાકેલા હોવાથી તેણે બીજા કોઇની મુલાકાત લેવા ઇચ્છા જાહેર કરી ન હતી. દિવાન સાહેબ પણ જમીને બાર વાગે આવવાના હતા. બેરીસ્ટરને જમવા માટે તેના પિતાશ્રી દિવાન સાહેબે આગ્રહ કર્યો, પણ તે લૂલો ને અણગમો આગ્રહ હતો. તથા કૃષ્ણુ-લાલને પણ ના કહેવરાવી હતી; બન્નેનું સમાધાન કરવાને સરદાર બિલ્ડીંગના હીંદુ હોટેલમાં ખાણું લેવાને જણાવ્યું હતું. પિતા પુત્રનો પ્રેમ, ઉંદર-બિલાડી જેવો હતો; એટલે પરસ્પર વધુ વિવેક થયો ન હતો. વળી દિવાને આગ્રહ ન કર્યો, તેનું બીજું કારણ વિલાયતી જોડે જમતાં ન્યાત-બહાર થવું પડે ! સ્વાર્થની દુનિયાં પગ સામે પહેલું જોએ છે ! " દુનિયાં મતલબકી, અરજી ગરજ સબકી."

બેરીસ્ટરને હોટલનું ખાણું પસંદ હતુ, એટલે અહીં રહ્યો; વળી દસ વાગે પોતાની એક બાળ મિત્ર પ્રિયાંગના મળવા આવશે, એવી તક હતી–તેથી બહાર ન ગયો અને શાન્તિ–મંદિરમાં બેઠો આહા ! એ ગંજાવર મકાન સમુદ્રની છાયામાં જાણે અદ્ધર ડોલા ખાતું હોય, અને ચંદ્રમા પોતાના પ્રતિબિંબ પર અદ્ધર ઉંચકીને સમુદ્રના ઉડતા મોજા પર કૂદાવતું હોય ! મનોહર સુંદરીઓના ફોટોગ્રાફ લેતું હોય ! વિજળીની રોશનીપર ઉડતું મુખડું જાણે પાણીમાં પાથરેલી છબીયો રૂપે દેખાતું હોય ! તે સ્થળમાં આપણી વાર્તાની નાયિકાઓ આવી પહોંચી.

" મીસ મનુ ! તમે પ્રાઇવેટ મુલાકાત કરવા જાઓ છો, તેમાં મ્હારી હાજરી હશે, તો તમને આંચકો લાગશે; માટે હું ગાડીમાંજ રહું તો ? "

" આ વખત એવો બહોળો નથી, કે ખાનગી વાત કરી શકાય; ને તે તમારાથી છુપી રાખી શકાય ! માટે મ્હારી સાથેજ ચાલો. "

તાજમહાલ હોટેલના દરવાજા ઠને ગાડી ઉભી રહી. સુધરેલા જમાનાને બંદબેસ્તી, બન્ને યુવાનિકાઓનો અંદર પ્રવેશ થતાં દરવાને કુરનસ બજાવી ! ભપકાબંધ રોબમાં " લીફ્ટ " પર બેસતાંજ, ચોથા માળપર ચડી; અને Room No 21 શોધવા જતાં આપણો માનીતો બેરીસ્ટર નજરપર ચડી ગયો !

ઉપવનમાં ચોમેર ફરતો મધુકર પોતાની માનીતી કળીને જોતાંજ આનંદમાં આવી જાય; તેમ મનોરમાને જોઇને બેરીસ્ટર સાહેબ ખુશી થઇ ગયા. અંગ્રેજ એટીકેટ પ્રમાણે મનોરમાને શેકહેન્ડ કરી; અને 'She is my companian miss Lina!' મનોરમાના મોંમાથી આ શબ્દ નીકળતાંજ બેરીસ્ટર અને લીનાનો હાથ ઝોકા ખાવા લાગ્યો ! ત્રણે જણુ અંદર ગયાં.

"તમને લગાર વિલંબ થયો, મીસ મનુ !"

"યસ ! હમણું ઇન્ડીયામાં લોર્ડ કરઝનના પ્રતાપે નિયમભંગ થયો ! બંગ–ભંગની જોડે ટાઇમ બદલાઇ ગયો, તેથી બે ફીણુ વચ્ચે પાણી અથડાયું હશે !"

"ઓ યસ ! ઇન્ડીયામાં હમણું એ ખળભળાટ છે; બટ એકસકયુઝ મી ! મને ગુજરાતી બરાબર ગ્રામેટીકલ નહિ આવડે !" બેરીસ્ટર બોલ્યા.

"મુંબઇ છોડયાને બે વર્ષ થયાં હશે !" મીસ લીનાં ગુજરાતીમાં બોલી.

"યસ ! બટ, મહાવરો નહિ કેની ! તમે ગુજરાતી સારૂં બોલો છો !"

"હા; તમારા જેવા દેશીઓના સહવાસનું એ પરિણામ છે !"

"તમને હું મુબારકબાદી આપું છું; તમારી સકસેસ માટે દીલોજાનથી ફતેહ ચાહું છું !" એટલું કહીને મનુએ બેરીસ્ટરને હાર તોરો આપ્યો.

"અને તમે B. A. થયાં, તેની ખુશાલીમાં તમને મુબારકબાદી સાથે આ હાર આપનેજ રીટર્ન કરૂં છું." એટલું કહીને હાર મનુના ગળામાં પહેરાવ્યો–ને તોરો મીસ લીનાને આપ્યો.

"તમારો એક પત્ર મને મળ્યો."

"હા ! તે છેલ્લોજ ! અમારા કુમારશ્રીએ એક વીક પેરીસમાં વધુ રહેવા ઇચ્છા કરી હતી; જો તેમ થયું હોત, તો આજની મુલાકાત કદાચ એક વીક પાછળ રહેત !"

"પ્રભુની ઇચ્છા પ્રબળ છે. વારૂ, ભલે જલદી પધાર્યા, પરંતુ અમારી રંકની ઝુંપડીને પાવન ન કરી ?"

"હું માફી ચાહુ છું; તમારા વડીલનો આગ્રહ માથે ચડાવું

છું; પણ એક તરફ મ્હારા ફાધર સામે થયા હતા. બીજી તરફ વટલેલ વિલાયતીના સંગનો વાંધો હતો. ત્રીજી તરફથી કુમારશ્રી છુટો થવા દેતા નહતા, તેથી લાચારીએ ના કહેવી પડી. તમારા પિતાજી બિમાર છે, એ જાણીને મને દિલગીરી થઇ છે. હું પહેલી તકે તેમને મળનાર છું. મેં આજે ત્રણ વાગે મુલાકાત કરવાને જણાવ્યું છે. એ ઘર મ્હારૂંજ છે, ત્યાં વિવેક કે આગ્રહની જરૂર નથી. તમારા વડીલે મને બચપણથી મદદ કરી છે. મ્હારા પિતા તો માત્ર નામનાજ છે. વડીલ તરીકે ખરી મદદ તમારા પિતાની છે. જો તેમણે હિમ્મત ને મદદ ન આપી હોત, તો વિલાયતનાં દર્શન, કે બેરીસ્ટરની પદ્દી ન પામત ! હું તેમનો આભારી છું."

"તેમને બહુ ઉમેદ હતી. આપનાં પગલાં મુંબઇમાં થતાંજ મોટો મેળાવડો કરવાનો હતો; તોપણ તેઓ તક વિસરવાના નથી. હાલ તો તબીઅત નરમ હોવાથી લાચાર છે. જો આપને તેઓ વારંવાર યાદ કરે છે." મનુએ સઘળો દોષ નિવાર્ણ કર્યો.

"તેમનો હું ઓશીગણ છું"

"તમારી અને કુમારશ્રીની તબીયત સારી છે કે?" મનુએ પુછ્યું.

"હા; મને તો ત્યાંની હવા સરસ નીવડી; પણ અમારા પ્રિન્સ સાહેબ લગાર સીક પડી ગયા !" જ્યાં પ્રિન્સનું નામ દીધું, ત્યાં તો તેમનો મનોહર ચ્હેરો દરવાજા કને આવી ઉભો. આહા ! કૃષ્ણને જોઇને ગોપીકા બ્હાવરી બની જાય, તેમ લીનાંના મન ઉપર અસર થઇ ! લીનાંને જોઇને કુમારના હૃદયમાં મોહનો શેરડો પડ્યો ! લીનાંની ચમકતી આંખ અને ભરેલા ગુલાબી ગાલ જાણે કુંવરને દિગ્અંધ કરીને ખેંચતા હોય, તે રીતે દેખાવ થઇ રહ્યો. જાદુના જોરથી કુમાર, દરવાજા આગળજ ખડો થઇ રહ્યો. આ મંડળમાં

એકદમ આગળ ધસવા માટે ખમચ્યો, તેવીજ બેરીસ્ટરની નજર પડી, અને બોલ્યો.

" અમારા પ્રિન્સ સાહેબની મુલાકાત કરશો ? "

" ઓ ! વિલીંગલી ! વેલ કમ ! " લીનાં હરખાતી બોલી.

" વેલ કમ, માય ડીયર સર ! " બેરીસ્ટર દરવાજા નજીક ગયો; ને પ્રીન્સને અંદર બોલાવી લાવ્યો. જેનું અંતઃકરણ લીનામાં લીન થઇ ગયું હતું. મોહથી ઉભરાઇ ગયું હતું. મૃગાક્ષીના કામશરથી વિંધાઈ ગયું હતું. તેણીના હસ્તકમળનો લાભ લેવા તલ્પી રહેલું હતું. તે હૃદય નજીક આવ્યું.

" મ્હારા આવ્યાથી તમારી વાતને હરકત થવાની નથી, કે ? " પ્રીન્સે નમીને નજીક આવતાં પુછ્યું.

" ઓ, નો ! તમને જોઇને અમે ખુશી થયાં.

" અને હું પણ ખુશી થયો.

" આ મીસ મનોરમા કૃષ્ણલાલ સોલીસીટર, જેઓ હમણાંજ B. A. થયાં છે; અને તેથી અમોને મગરૂરી પેદા થઈ છે ? " બેરીસ્ટરે મનુની પિછાણ કરાવી.

" થેંક યુ ! હું તમને જોઇને ઘણો ખુશી થયો. " પ્રિન્સે લાંબો હાથ કરીને મનુને શેકહેન્ડ કરી.

" અને આ બાનુ મીસ લીનાં ! જેઓ મ્હારાં કેમ્પેનીયન છે. તેમના ફાધર મી. મેકલીન તમારા રાજ્યના જુના શુભેચ્છક ગણાય છે. " મનુએ પિછાણ કરાવી.

" ઓ, મી. મેકલીન ? આઈ એમ વેરી ગ્લેડ ટુ સી મીસ. મેકલીન ? તમારી મુલાકાતથી મને ઘણોજ આનંદ થયો. કહો, મી. મેકલીન ક્યાં છે ? "

"તેઓ હાલ નજલાની વ્યાધી ભોગવે છે." લીનાંએ સહજ નરમ અવાજે જવાબ દીધો; અને સર્વે બેઠાં.

"તમે મી. મેકલીન સાથેજ છો?" લીનાં કુંવારી કે પરણેલી જાણવા પ્રશ્ન કર્યો.

"હા; હું ફાધરની સેવામાંજ છું. તેઓ સરકારી નોકરીમાંથી રીટાયર્ડ થયા, ત્યારથી બાપ–બેટી મુંબાઇમાંજ રહીએ છીએ."

"એઓ પણ B. A. થયલાં છે. હાલ તેમનો લાભ અમે લઇએ છીયે. તેમનો ગુણીયલ સ્વભાવ અમારા વિશાળ કુટુંબમાં માનીતો થઇ પડયો છે." મનોરમાએ બણગું ફુકયું!

"એમના ચ્હેરાપર જે ગૃહસ્થાઇ છવાઇ છે, એજ તેમની કેળવાયલી મનશક્તિનું તોલ કરાવે છે; શું મીસ મેકલીન? એમની શક્તિનો અમને લાભ નહિ આપે?" કુંવરે મોહવશ શબ્દે માગણી કરી. ભલી લીનાં, દેશી મર્મ ન સમજી શકી!

"અમે તમારા વચનને આધીન છીયે!" લીનાંએ શરમાતે મુખડે નીચું જોઇને નિર્દોષપણે કહ્યું. તેણી કુંવરનાં મોહિત વચનને આધીન થઈને ન બોલી; પણ મદદના મોહને વશ થઇને બોલી.

"મી૦ મેકલીનને મ્હારા સલામ કહેજો; અને ઘણા માન સાથે જણાવજો, કે હું તમને જરૂર યાદ કરીશ. મને આશા છે, કે તમે પણ અમારાં મહેમાન થશો!"

"તમારી ઇચ્છા હશે, તો જરૂર મહેમાન થઇશું?"

"અને મીસ મનુને પણ અમારૂં આમંત્રણ સ્વિકારવું પડશે."

"અમારી પરવશ સ્થિતી છે, એ તમે ક્યાં નથી જાણતા? માબાપના આશરામાંથી છુટીએ, ત્યારે સ્વામીની સેવામાં હોઇએ.– તેઓ અમને જ્યાં લઇ જાય, ત્યાં જવાને બંધાયલાં છીયે!"

"તમો બાનુઓ આજ અહીંજ અમારાં મહેમાન થાઓ તો કેવું?"

"અમારા બેરીસ્ટર સાહેબને અમારા મહેમાન થવા દો. તો કેવું સારૂં ?"

"તે પણ થશે; તમારાજ મેમાન થશે. બીજાના નહિ ?" પ્રિન્સે હસીને મનમાં કહ્યું, સૌ મનમાં સમજી ગયા.

"આપ હાલ તો અમારા મહેમાન છો; તેમને અમારે સત્કાર કરવો જઇએ–પણ તમો મોટા લોકોની નજરમાં અમે ગરીબ ક્યાંથી હોઇએ? તમારાં ઘરાક થોડાં છે ?" મનુએ હસીને બેરીસ્ટર તરફ ચેષ્ટા કરી કહ્યું.

"પ્રભુ સૌની ઇચ્છા પાર પાડવાને અનુકૂળ વખત આપે."

"અમે રજા લઇશુ; તમારો કિમતી વખત વધુ રોકવા માગતાં નથી !" મનુએ ઉઠીને કહ્યું.

"મીસ મેકલીન ? તમારૂં એડ્રેસ આપશો ?" મીસ–લીનાંએ તરત કાર્ડ આપ્યો. કુંવરે ઉપકાર સાથે લીધો, અને શેકહેન્ડ કરીને બીજી મુલાકાત ચાહી–લીનાંએ હસીને તે કબુલ કરી–તે પછી મીસ મનુને શેકહેન્ડ કરી; અને પ્રિન્સ પોતાના રૂમમાં ગયો. આહા ! જ્યાં સુધી લીનાંને જોઇ સકાય, ત્યાં સુધી તેણે વિવેક છોડીને જોઇ–લીનાં પણ જોવા લાગી–પ્રિન્સના મનમાં લીનાં વસી રહી. તેની મૃગચક્ષુએ પ્રિન્સને ઘાયલ કર્યો. લીનાંની આંખમાંથી કામનું બાણ છુટ્યું. તેણી ધીમે પગલે, ઢોંગ કરતી, હોટેલની રચના જોવાને બ્હાને પ્રિન્સ તરફ ટીકતી ચાલી–મનુ અને બેરીસ્ટર આગળ વાતો કરતાં ચાલ્યાં.

"મી. સુંદરલાલ? આજની આપણી વીઝીટનો લાભ શું ? તમારી ખાનગી મુલાકાત હવે ક્યાં કરવી ?"

"મીસ મનુ ! આજ તો રહેવાનુંજ છે. રાતના પ્રિન્સ સાથે નાટકમાં જવાનું છે. બપોરથી સાંજનો સમય નિવૃત્તીનો છે. તમે કહો ત્યાં આવું ? તમારે બંગલે હું ત્રણ વાગે આવીશ. જોકે ત્યાં આ-

પણે મળીશું, પરંતુ નિરાંતે વાત થશે નહિ; માટે કહો તો વિક્ટોરિયા ગાર્ડનમાં મળીએ!"

"ઓલ રાઇટ! બરાબર પાંચ વાગે આપણે ઘેરથી સાથે નીકળીશું. અને હું પણ હાજર રહીશ.—માફ કરજો." એટલું કહીને 'લીફ્ટ' નજીક આવ્યાં—મીસ લીનાં પણ આવી પહોંચી; ને બન્ને જણુ ધરતીની પરીઓ માફક સરરર કરતી 'લીફ્ટ' દ્વારા જમીન-પર ઉતરી પડી! આહા! શું આ નાજુક કામનીયોનાં કોમળ વદન! એમની યૌવન પ્રભાનો પ્રકાશ! એમની મુગ્ધાવસ્થાનો પરાગ! ખરે, તેઓએ પ્રિય બેરીસ્ટર તેમજ પ્રિન્સને ઘાયલ કરી દીધા.

મનોહર સુંદરીઓ પોતાની ગાડીમાં બેસીને માર્ગે પડી. મનુએ ધારેલું હતું, કે પ્રથમ મુલાકાતમાંજ પરસ્પરના મનનું સમાધાન થઇ જશે, પણ તેવું કંઇ થયું નહિ. શું તેને હવે કંઇ ખાટી-મીઠી આશા હશે? શુ તે વરેલા ગૃહસ્થ જોડે પોતે પાછી પરણુવાની હશે, કે અસલ સ્ત્રી જોડે છુટા છેડા કરાવવા ધારતી હશે? હા; તેનું દીલ ચોંટી ગયું છે. બેરીસ્ટરને પણ તેના જેવી બીજી સ્ત્રી મળે તેમ નથી; બુઢ્ઢા બાવાએ, પોતાની ગેરહાજરીમાં વેવીશાળ ગોઠવી દીધું છે, પણ આ ટચાક ભાઇને ગમે તેવું નથી; એટલે છેવટે સરિતાનાં પાણી સાગરમાંજ મળશે! વળી મનુ તથા સુંદરલાલની બાળકપણામાં બંધાયલી મિત્રતા, અને તે મિત્રતાના બળે ભવિષ્યની બંધાયલી આશા હજુ કંઇક ખેંચાતી હતી. મનની વિશ્રાન્તિ માટે વાદ-વિવાદ, હસામણાં-રીસામણાં, ઠપકા-દોષ વગેરે વિષયોનું હાસ્ય થતું હતું! વિરહીના દીવસ આ રીતે નિર્ગમન થતા હતા! મનુ તેના વધુ પ્રસંગમાં આવીને નવી નવી વિલાયતી વાર્તા સાંભળે, અથવા પ્રેમની ધુનીમાં સળગી મરે; કાં તો ભ્રષ્ઠ થાય, ને કાં તો નષ્ટ થાય, એ સિવાય સળગતા અંગારામાંથી આખરે હાલ તો મેળવવાનું શું હતું?

મીસ લીનાંએ આ મુલાકાત દરમ્યાન શું મેળવ્યું ? પ્રિન્સનો પ્યાર પ્રાપ્ત થયો; લીનાં હજી ખરેખર એમ સમજી નથી, કે તેણીના રૂપ પર રાજા લોભાઇ ગયો છે ! તો પણ ગમે તે કારણે, પછી ગરીબ પિતાની સુંદર દીકરી પર દયા લાવ્યા હોય, કે પૂર્વનો કોઇ સંસ્કાર જાગ્યો હોય, પણ તેનું રૂપ દેખ્યું ખરૂં, તેણીને મનમાં કંઇક ક્ષોભ તો થયો. જાણે હૃદય–કમળ સંકોચાયું હોય; એવું લાગ્યું !

સહચરીઓ થોડે દુર પહોંચી, ત્યાં મીસ લીનાએ ગાડી ઉભી રખાવી; ને તેણી ઉતરી પડી; તેનું રહેવાનું મકાન પાસેજ હતું, એટલે લાંબે ન જતાં અહીંથીજ તે છુટી પડી; અને મનોરમા પોતાને બંગલે ગઇ !

## પ્રકરણ ૩ જું.

## બેરીસ્ટરની બદબખ્તી !

“ સુંદરલાલ ! આજની નવી મુલાકાતમાં તમે નવું શું મેળવ્યું ? ” પ્રિન્સે પુછ્યું. બંને રાજકીય બાજી રમવા લાગ્યા.

“ મ્હારી જુની ફ્રેન્ડ કને નવું મેળવવાનું કંઇ ન હતું; માત્ર તેમની નવી સખીની મુલાકાત થઇ ! ” બેરીસ્ટરે જવાબ દીધો.

“ શું એ મનોહરી મડમ મારકણી ન્હોતી ? ”

“ તેનો નમણો ચ્હેરો ખરે મન મોહક હતો. ”

“ તેનું હૃદય જાણે નેતર જેવું નરમ ન્હોતું ? ”

“ હા; વિવેક ને નમ્રતા એવું ભાન કરાવતું હતું. ”

“ કેવળ સફેદ ચામડી ને વાંદરી જેવી ગોરી મડમડી કરતાં આ નાજની ખુબસુરત ન્હોતી ! ”

" અલબત તેણી જોનારને ખેંચી શકતી હતી; પણ એ ગમે તેવી રૂપાળી હોય, તોયે આપણને શા કામની ? તેના ભાવી ભરથાર ભાગ્યશાળી ગણાશે ! "

" મને તેના પર બહુ દયા આવે છે. તેનુ રૂપ અને ગુણ જોતાં તે કેવી સ્થિતીમાં ઉછરે છે ? " પ્રિન્સે મોહિત થઇને કહ્યું.

" ખરે, જો તેમ હોય, તો દયાજનક ગણાય ! "

" કહે છે, કે મી. મેકલીન ઘણી દુઃખી ને તંગ હાલતમાં છે. મ્હારો વિચાર તેમની પ્રત્યે માયાળુ દીલે ધસ્યો જાય છે. તેમની આ હાલતપર દયા આવે છે. તમે મી. મેકલીનને એક પત્ર લખો, અને રાજના એક સલાહકાર દાખલ સ્ટેટમાં આવવાનું આમંત્રણ કરો. એમને રહેવાને બંગલો, ફરવા—હરવા માટે ગાડી, બે નોકરો, અને તેમને સો રૂપિયાનો દરમાયો, તથા તેમની કન્યાને બસો રૂપિયાનો પગાર આપવામાં આવશે. મીસ મેકલીન આપણા જનાનાની બાનુઓની કમ્પેનીયન તરીકે મળતી ભેટતી રહેશે, તો પુરતું છે." પ્રિન્સે પોતાની મનની મુરાદ આ રીતે પ્રકટ કરી—લીનાંને પોતાની પ્રિયાંગના કરવાની વાત બેરીસ્ટર કને જાહેર ન કરી; પણ આડકતરી રીતે તેને પોતાની પાસે રાખવાની ઇચ્છા જાહેર કરી. બેરીસ્ટર સમજી ગયો. તેણે તરત પત્ર લખી કહાડયો; ને લીનાએ આપેલા એડ્રેસ પ્રમાણે શીરનામું કરીને રવાના કર્યો. બેરીસ્ટરનો તેમાં બેવડો લાભ સમાયલો હતો, એ નિમિતે મનુને વારંવાર મળવા ભેટવા અને નવીન ખબરો મેળવવાનું લીનાં સાધન થઇ પડશે; પણ બેરીસ્ટર જાણતો ન હતો, કે એ કલ્પના મૃગજળ જેવી છે !

હમણાંજ, આ પળે, પ્રિન્સ અને પોતાની વચ્ચે રણ—સંગ્રામ થવાનો છે !

પ્રિન્સ આખું યુરોપ ફરી આવ્યો, અને પિગળ્યો નહિ; સમુદ્ર

ડાળી આવીને કિનારે ડુબવા લાગ્યો ! ઇશ્વરની ગતિ ન્યારી છે.

બાર વાગ્યા, બેલ થયો. જમવા માટે પ્રિન્સ ઉઠયા. બેરીસ્ટરે હીંદુ હોટેલમાં જવા ઇચ્છા બતાવી; પ્રિન્સે આગ્રહ કર્યો, અને બંને જણ રૂમમાં ગયા; એટલામાં દિવાન હાજર થયા—તેઓ પાસેના રૂમમાં બેઠા—આ બન્ને જણને ખબર ન રહી, કે તેઓ આવ્યા છે ! બેરીસ્ટરનો બાપ, પોતાના પુત્રની આ રીત-ભાતથી નારાજ થવા લાગ્યો. સુધારા બદલે કુધારાના કુહાડાનો આડકતરો માર સહેવા લાગ્યો. ઉચ્ચ નાગર કોમ અને તેના ઉપાધ્યાય તરીકે જગતની નજરે જાહેર થયા છતાં હોટલનાં ખાણાંપર પોતાના પુત્રને બેઠેલો જોઇને પિતાને તિરસ્કાર પેદા થયો. માત્ર નજરનું ઝેર લાગ્યું. પ્રિન્સ તેની મશ્કરી કરવા લાગ્યો. જમતાં જમતાં બેરીસ્ટરને બનાવવા લાગ્યો. ઉંચી કોમના જુવાનને વટલતો જોઇને તેની પ્રત્યે તિરસ્કાર બતાવવા લાગ્યો !

" સુંદરલાલ ! તમે હવે ઇન્ડીયામાં આવ્યા. વતન તથા ન્યાતમાં આવ્યા. હવે તમારે હોટેલ છોડીને ઘેર જમવું જોઇએ. માંસ-મલીદા ને બ્રાન્ડી-ફ્રુટ છોડીને પ્રાયશ્ચિત કરી, ખીચડી-ભાત ખાવાં જોઇએ !" પ્રિન્સે દારૂ પાતાં પાતાં બેરીસ્ટરને કહ્યું.

" વારૂ, સાહેબ ! જ્યાં સુધી દુનિયાનો ખાવીંદ આ ખાણું ખાવા દે, ત્યાં સુધી તો ખાઇએ? પછી અસલ તો છેજ !"

"ઇશ્વર તે સાંખશે નહિ !" પ્રિન્સે મર્મમાં કહ્યું.

" મ્હારા એકલા ઉપરજ ગુસ્સે થશે, કે સઘળા ખાનાર પર ?"

" સઘળાઓ કંઇ સોગન ખાઇને, વા ધર્મ પ્રજાળીને ખાતા નથી. તમે તો ઉચ્ચ બ્રાહ્મણ છો. વળી ટેમ્પરન્સ એસોસીયેશનના અને વેજીટેરીયન મંડળના મેમ્બર છો. તમારા જાતી ધર્મ પ્રમાણે ચીરૂટ પણ તમે પી શકો તેમ નથી."

" ડોન્ટ કેર ! એ બધું હંબગ છે ! હિન્દુ લોકો હોટલમાં જાય છે, ને તેજ પળે મંદિરમાં મહાદેવની પુજા કરે છે ! અસલ પ્રાચીન કાળમાં મોટા મોટા મુનિઓ માંસ ખાતા હતા, અને રાજાઓ જોડે રહેનારાઓને તો તેવો ખોરાક તથા નીશો કરવાની જરૂર છે, કેમકે તે વિના આપને મજા ન પડે !" બેરીસ્ટરે પ્રિન્સને બનાવવા માંડયો.

" વિલાયતી ખાણા કરતાં અહીંનામાં લહજત પડે ખરી કની ?"

" અલબત ! ત્યાં તો માત્ર બાફેલું માંસ અને મસાલાની ડાબડીઓ મુકે, તેમાંથી ગમે તેટલો મસાલો નાખીને ખાઓ ! વળી બટાટા ને કોબી સિવાય, કે માછલી અને મટન સિવાય નવું તો કંઇજ નહિ ! કાંદા, કોથમીર અને લસણના વઘારની મજા તો અહીંજ!"

" તમે જ્યારે ઘેર ખાશો, ત્યારે આ રીતે મોંમાં પાણી નહિ આવે ?" પ્રિન્સે ખાણું ખાતાં ટકોર કરી,

" હોટલો કયાં બળી ગયાં છે ? "

" ન્યાત જાતમાં રહીને એવું કેમ થશે ? તમારી સ્રી તમારા વિચારને મળતી નહિ થાય ! "

" બબ્બાની બાટલી ને ચીરૂટ માટે તો વાંધો નહિ આવે ! માત્ર માંસ, માછલી નહિ મળે, તો બે દહાડે હોટલની મુલાકાત લઇશું ! "

" તમે તો હવે અમારા સ્ટેટમાં રહેશો, ત્યાં તમને એ બધું કયાંથી મળશે ? " પ્રિન્સે માત્ર હોઠમાંજ કહ્યું.

" આપ નામદારની કૃપા હશે, તો સૌ મળશે ! "

" મને તો એ નહિ ગમે ! વળી તમારા પિતાનું દિલ દુખાવાશે નહિ ! " પ્રિન્સે રજવાડી રમત શરૂ કરી.

"તો અહીંથીજ સલામ છે! મુંબઈમાં રહીને પ્રેક્ટીસ કરીશું."

"ના; ભલે તમે અમારા સ્ટેટમાં રહો, પણ લોક મર્યાદાને માન આપવું પડશે; પછી તમને ન્યાય–કારોબારી ખાતાના ઉપરી તરીકે રાખીએ, ને દારૂની ધૂનમાં એકનું બે કરી નાખો, તો શું કરીએ?"

"માફ કરજો સાહેબ! તમે એક તરફ દારૂનું ને બીજી તરફ હાઇકોર્ટોનું અપમાન કરો છો! દારૂ તો જડજો વગેરે સૌ પીએ છે!" બેરીસ્ટરે બ્રીફ લીધી.

"તે અંગ્રેજ છે! તમે તો હિન્દુ છો. તેનો જન્મ દારૂમાંજ થયો છે, હવે સમજ્યા, બેરીસ્ટર સાહેબ?"

"તમારે પરવડે તો રાખજો. અમારી ઇન્ડીપેન્ડેન્ટ જીંદગી તમને વેચી નાખવાની નથી, સાહેબ!" બેરીસ્ટરે ભવાં ચડાવીને કહ્યું.

"જો તેમ હોય, તો અહીંથીજ દીલ અટકાવજો. બહાર ગમે તે કરશો, તો ચાલશે; રાજધાનીમાં સંભાળવું પડશે."

"તો સાહેબજી!" બેરીસ્ટર ખાણુંપરથી ઉઠયા.

"એમ ન જવાય! મુંબઇથી ઉપડયા પછી અમલ કરવો હશે, તો થઇ શકશે."

"હવે માફ કરો–હમણાં સુધી આપની દયા હતી–હવે મને નહિ ગમે!" બેરીસ્ટર, પ્રિન્સની ગત સમજી ગયો.

"તમારી રીતભાત સુધરશો, તો વાંધો નથી. લન્ડનમાં તમે જે નામના મેળવી છે. અને પારકી છોડીને ફંદમાં ફસાવી છે, તેનો ટાપશો અહીં આવે, તો રાજ્યને પણ કેટલું વેઠવું પડે? રાજનાં નાણાં તમે આડકતરી રીતે ઉડાવ્યાં છે, એમ જાહેર થતાં અમારી કેવી હાંસી થાય?" પ્રિન્સે લગાર ગુસ્સામાં કહ્યું.

પોતાને વહેળો વાળવો હતો, તે પ્રમાણે વાળી લીધો; પ્રિન્સે અંતે અને છેવટે અટકાવી દીધો; સુંદરલાલ સારી રીતે પ્રિન્સની ગત સમજી ગયો, તેણે પણ વિવેક જાળવીને ગત માંડી. જાણે કશી વાત મનપર નથી. ને હસવા રમવાની રીત વપરાયલી છે, એમ બતાવવા લાગ્યો જમીને બન્ને ઉઠયા. અને દિવાનખાનામાં આવ્યા. ત્યાં દિવાન પણ અંદર પધાર્યા. પ્રિન્સે ફરીને ચેષ્ટા શરૂ કરી.

" દિવાનજી સાહેબ ! તમે તો સુધર્યાજ નહિ ! તમારા દીકરા હોટેલમાં ખાણું લે છે, તેવી રીતે તમે ક્યારે પાવન થશો ?" પ્રીન્સનાં આ વચનો બેરીસ્ટરને ત્રાસદાસક લાગ્યાં; પણ વખત વરતી ગયો; અને પોતાના રૂમમાં ચાલ્યો ગયો.

" કુળમાં બધા અંગારા નથી હોતા !" દીવાને દાઝતા દીલે કહ્યું.

" એમ ન બોલો; સુંદરલાલ તો એક ભગીરથ પ્રયત્ન કરી આવ્યા છે. તમારા અમદાવાદી નાગર બ્રાહ્મણમાં હજી કોઇ એક પણ બેરી· સ્ટર થઈ આવ્યો છે ?" પ્રિન્સે દિવાનને બનાવા માંડયો.

" બેરીસ્ટર થયા, કે ચડતી કેળવણી પામ્યા, પણ જ્યાં સુધી માનસિક બળ સુધાર્યું નહિ, ત્યાં સુધી શું સાર્થક થયું ! માત્ર જગતની આંખે ચડવા અને સુખના ખરા માર્ગ હરવા એ જ્ઞાન સંપાદન કર્યું કહેવાય !" દિવાને શંકા કરી જુવાન રાજાને સલાહ દીધી:

" વારૂ, તોયે ગાંડા–ઘેલા દિકરા ! પણ દિવાનજી ! મ્હારો વિચાર મી૰ મેકલીનને સ્ટેટમાં લઈ જવાનો છે."

" તેમના આવવાથી પ્રાંતનો સાહેબ કે ગવર્નમેંટ ખીજાશે તો નહિ કે ?"

" ના. તે સાથે તેમને કશું લાગતું વળગતું નહિ હોય."

" તો જેમ આપની મરજી ! આજ રાતે આપણે ઉપડવાના છીયે, કે કેમ ? રેલ્વે ઓફીસમાં પ્રથમથીજ ખબર આપવી પડશે."

"આજે સામાન તો રવાના કરો; હજી મુંબઇમાંથી મ્હારે થોડું ક ઝવેરાત લેવા-દેવાનું છે! આવતી કાલે મેલમાં ગોઠવણ રાખજો."

"વારૂ સાહેબ! સુંદરલાલ પણ સાથેજ આવશે?"

"કદાચ તે અમદાવાદ ઉતરી જશે" પ્રીન્સે ટહાડો ડહામ દાધો.

પ્રીન્સને એમ કરવાનું શું કામ હતું? એક તો સુંદરલાલ સ્વભાવે તીખો ને હલકો હતો; વળી સ્વચ્છંદી, વ્યભિચારી અને નિશાબાજ હતો. એ સઘળું કદાચ પરવડે, પણ તેણે લંડનમાં એક અગ્રેજ છોડીને ગર્ભ ધારણ કરેલો છે, એવી ઉડતી બાતમી મળ્યાથી પ્રિન્સને ભય લાગ્યો હતો; કેમ કે કદાચ રાજ્યના નામે પોતે મોટા અમલદાર તરીકે રોફ દેખાડીને કોઇ કુટુમ્બને ફસાવ્યું હોય, ને તેઓ રાજ્ય પર દાવો કરે, તો નાહક ગોરા સાહેબની નજરમાં દખાવું પડે! વળી મીસ લીનાંને ફસાવી જવી છે, તેમાં સુંદરલાલનો ડોળો ઘુસે, તો પોતાનું પંખીડું હાથમાંથી છટકી જાય, ને ફજેતી થાય; માટે ઝેરી વ્યસનથી દુર રહેવાને, ને ઝેરી નાગને દુર રાખવાને, પ્રીન્સે તક સાધી લીધી; તેણે દિવાનને સારૂં લગાડ્યું; એ પણ એક રાજકીય પોલીસી દેખાડી. પ્રીન્સે પ્રથમજ બેરીસ્ટર સંબંધી પ્રપંચી વિચાર કરી રાખ્યો હતો. અને તે હમણાં વખત જોઇને પ્રકટ કર્યો હતો.

"દિવાનજી? તમારા પુત્ર બેરીસ્ટર થઇ આવ્યાથી તમને ઘણો સંતોષ થયો હશે?" પ્રીન્સે દિવાનને રિઝવવા ફરીને અસલ વાત કહાડી.

"હજુર! જો ખરૂં પુછો, તો એવા દીકરા કરતાં વાંઝીયા રહેવું સારૂં છે." દિવાને દીકરાના જીવનપર ડહામ દાધો.

"તમારા ફાધર વ્રજલાલ શાસ્ત્રીને મ્હારા પિતાશ્રીએ વચન આપેલું, કે સુંદરલાલને વિલાયત મોકલીને બેરીસ્ટર બનાવવો, એટલે મેં તે વચનનો અમલ કર્યો; બાકી તેની ઉછંખલ રીતભાતથી હું

કંઇ બીન વાકેફગાર ન હતો." "એ બધું પેલા કૃષ્ણુલાલ સોલીસીટરની ઉશ્કેરણીથી થયું, પરંતુ હવે તો મ્હારા ફાધરને મધર બન્ને પસ્તાશે. તેઓ ધાર્મીક લાગણીનાં ને જુના વિચારનાં છે; અને આ ભાઇસાહેબ છેકેલ વાળું છે. એ સંઘ કંઇ દ્વારિકા જશે નહિ! નાહક અમારા વંશજોની હાની ને હાંસી થશે. આજના છોકરાઓને અંકુશ વગર વિલાયત મોકલવાથી સુધરવાને બદલે બગડી બહુ જાય છે. ત્યાં કોઇનો અંકુશ હોતો નથી. ગોરી ચામડી જુવાન જીવડાને વળગે છે. ખાનપાન અને આચાર વિચાર માટે પ્રથમથીજ ત્યાં બંદોબસ્ત કરવાની જરૂર છે, તેમને લગાર છુટ મળી, એટલે ત્યાંની સફેદ બીલાડીઓ આપણાં બળવંત બચ્ચાંને બગાડયા વિના રહેજ નહિ! તે તો ઇન્ડીયનોને કોણુ જાણે કેવા મોટાં ધનવંતો સમજે છે. તેમને એવોજ ખ્યાલ બેસી ગયો છે, કે ઇંગ્લાંડ આવનારા બધા રાજવંશીઓજ છે!"

"એ નિમિતે આપણા બેરીસ્ટર સાહેબે એક સુંદરીને ફસાવી છે, તો!" પ્રિન્સે આ ભેદીત બુટો બહાર પાડયો.

"અફસોસ! જો તેવું હશે, તો તેમનો અવતાર બગડી જશે. એ છોકરો કંઇ આપણી દેશી છોડીને સંગ્રહવાનો નથી."

"મને પણ એમજ લાગે છે. વળી બીજું લફરૂં જાણો છો, કે! હમણાંજ પેલા કૃષ્ણુલાલ સોલીસીસ્ટરની છોડી અહીં મળવા આવી ગઇ! ખરેખર છટેલું ખાતું જણાય છે. કુમારિકા વીસ વર્ષની ઉમ્મર અને દેખાવ તો જાણે મડમને લજાવે!"

"કૃષ્ણુલાલ સોલીસીટરે એ છોડીને ગળે ઓળવવા તો સુંદરને પક્ષમાં લીધો છે. આપણા સ્ટેટના એક કામમાં તેણે વિશ્વાસઘાત કર્યો હતો, તે આપના જાણુવામાં હશે?"

"હા, ને તે માટેજ તેમની કનેથી સ્ટેટનું કામ ખેંચી લીધું."

"હા, સાહેબ! તે દિવસથી અમારા કુટમ્બ જોડે તેઓ વૈર

બાંધી બેઠા છે, માત્ર વડીલશ્રી સાથે છક્કા પંજા રમે છે. ડોસા ભોળા ને ડોસી દયાળુ છે, તેને ગમે તેમ સમજાવે છે. પેલાં ભોળાઓ અંજાય છે. તેઓ અમારીજ ન્યાતના અમદાવાદી નાગર બ્રાહ્મણ છે. મુંબઇમાં લગાર ફાવી ગયા છે; તેઓ અંગ્રેજ સોસાઇટીમાં તથા સુધરેલા લોકોમાં પંકાઇ ગયા છે; તેમ પૈસો પણ પુષ્કળ છે, એટલે પોસાય છે."

"એટલું છતાં આ સુધરેલી કન્યાને કેમ કોઇ વરતું નથી?"

"બાપુ! હાથી તો રાજ દરબારે શોભે! એ B. A. થયલી બૈરીને સંભળાવી, તેના કરતાં વાઘને પાળવો સારો! અમારી આખી ન્યાત તેનાથી હાથ જોડે છે. જો કે સોલીસીટર સાહેબની તે એકની એક દીકરી છે; ને તેને મોટી નાણાંની રકમ પલ્લામાં આપે છે, તે છતાં કોઇ વરતું નથી. વળી કન્યાને ગમતો વર મળતો નથી. કોઇ વકીલ બેરીસ્ટર હોય, તોજ પરણે!"

"મી૦ સુંદરલાલ તેને પુરા પડે ખરા!"

"આખરે થવાનું એજ છે."

"કુંવારી કન્યાને રાખે ક્યાં! જે દોષ માથે ચડાવશે. તેને વરશે! એ માટે તો કૃષ્ણલાલ વાટ જોઇ રહ્યા છે. તક મળશે, તો આ પ્રસંગેજ ભાઇને વશ કરી લ્હેશે. કાં તો એ માટેજ કન્યાને મળવા મોકલી હશે. સુધારો તો જુઓ? વીસ વર્ષની કુંવારી કન્યાને ક્યાં ક્યાં રઝળાવે છે?" દિવાન કમળાની આંખે પીળું જોવા લાગ્યો.

"એમની જોડે મી૦ મેકલીનની પુત્રી આવી હતી; પણ ખરેખર તેની લાયકી અને વિવેક જોઇને હું તો દંગ થઇ ગયો."

"અંગ્રેજ લોકોનું એજ્યુકેશન, એટીકેટ, અને મર્યાદામાં તો સવાલ કરવા જેવુંજ નથી. તે પોતાનું ને સામા જનનું પોઝીશન સારી રીતે જાળવી શકે છે."

"ને તેથીજ હું તેણીને મ્હારા જનાનામાં રાખવા ચાહું છું.

મી. મેકલીનની સેવા, રાજને કિમતી થઇ પડશે. મી. મેકલીનનો અનુભવ આપણા સંસારને ઉપયોગી થઇ પડશે."

"વારૂ, સાહેબ! જેવી આપની ઇચ્છા!"

"ત્યારે મી. મેકલીન માટે પણ એક કમ્પાર્ટમેંટ રિઝર્વ કરાવજો. તેઓ ના તો કહેવાનાજ નથી."

"તેમને દુઃખિ સ્થિતીમાં મદદ મળે, તો ના નહિ કહે! હું તેમનો જવાબ મેળવીને તરત બંદોબસ્ત કરીશ."

હજી વાત ચાલે છે, ત્યાં ત્રણ વાગ્યા. ગાડી આવેલીજ હતી. પ્રિન્સ અને દિવાન બહાર જવા નિકળ્યા. સુંદરલાલના સમાચાર પૂછતાં તે પોતાના મિત્રને મળવા જવાના હોવાથી, પોતે બહાર પધાર્યા ઘડીવારે સુંદરલાલને તેડવા મી૦ કૃષ્ણલાલની ગાડી આવી પહોંચી; ને બેરીસ્ટર સાહેબ ત્યાં પધાર્યા!

---

## પ્રકરણ ૪ થું.

---

### સાગર મહેલનો નવો મહેમાન.

કૃષ્ણલાલ સોલીસીટરના સાગર–મહેલમાં આજે કંઇક આનંદની છાયા છવાઇ રહી હતી. કૃષ્ણલાલ જો કે મોટાની માંદગી પેઠેમ આજારી પડી ગયા હતા, તોપણ પોતાના માનીતા મહેમાનને મળવાની આતુરતાને લીધે સાજા થઇ ગયા હતા. મનોરમા તો પુર ઠાઠમાં સજ થઇ હતી. અને સુલોચના તો મહેમાનની સહજ મહેમાની કરવાની તૈયારી કરતી હતી. સુધરેલા ઘરમાં ઇંગ્લીશ એટીકેટ અને અંગ્રેજી સીસ્ટમ પ્રમાણે ઠાઠ–માઠ રહેવો જોઇએ, ને તેજ રીતે નિયમીત તીક્ષવું જોઇએ. આ સ્થળે અંગ્રેજી મેમાન આવનાર હતો. વિલાયતી પ-

રોણો આવનાર હતો ! પોતાના પ્રેમીને 'ઇન્વાઇટ' કરવા મનુ આ કાવ્ય વહતી હતી.

"To the Lover who comes from the far away land,
In weary travel to Neckar's Strand,
I humbly offer, and welcoming bring,
A worthless taken, a gift of the spring.
May your Higness enter our gates with gladness,
Be each moment sheltered and free from sadness.
And when the day downs that our guest must depart.
May kind thoughts of old Heidelberg dwell in his heart.

અત્રે રામો ચાના પ્યાલા લઇને, ખભે ફટકો ઉછાળતો આવે તે ન ચાલે ! અહી કંઇ મરજીનાં ભજીયાં ન ચાલે ! અહીં પ્યાલાનાં પાણી નહિ ચાલે ! ખાસો ધોયેલાં કપડાં સજ થયેલો Boy જોઇએ. ટેબલપર કાચની થાળીમાં ચા, દુધ, સાકર અને બિસ્કીટ જોઇએ. જો કે આ વખતે બબ્બાની બાટલી તો કામ ન આવે, પણ મહેલમાં આવતાંજ ગરમ તાપથી તપી આવેલા પરેણાને શિતળ કરવા માટે આઇસ, આઇસક્રીમ, અથવા તો સોડા, લેમન, આઇસક્રીમ સોડા અથવા પીકમી-અપ ઇત્યાદિ કંઇ પણ જોઇએ ! પરોણાને ઇંડાં ગમે, તો તે પણ હોવાં જોઇએ ! દેશી પરોણાને વિલાયતી ઢપનું કામ પસંદ આવે ? પણ દેશી તે દેશી !

બરાબર ચાર વાગે બેરીસ્ટર સાહેબ પધાર્યા ! ગાડીનો ખડખડાટ સાંભળતાંજ કૃષ્ણલાલ અને સુલોચના બહાર આવ્યાં–મનોરમા દરવાજા પાસે ઉભી રહી.

આહા ! ઇંગ્લીશ પોશાકમાં, પુર ઠાઠમાઠ સાથે સુંદરલાલ સજ થયો હતો. જાણે પાર્લામેન્ટમાં હીંદની ગરીબાઇ ટાળવા માટે મોટી લડત કરતાં જીત મેળવીને બહાર નીકળ્યો હોય, તેમ ગાડીમાંથી ઉતર્યો !

કૃષ્ણલાલે નજીક જઇને પોતાના પ્રિય પરોણાનો હાથ પકડયો. શેકહેન્ડ કરી. હસતે મ્હોડે અંદર ચાલ્યા–સુંદરલાલ જાણે કેમ ઘણા વર્ષે આવ્યો હોઇને સૌને વિસરી ગયો હોય, તેમ દમામ કરવા લાગ્યો. સુલોચનાને જોઇને તે બોલ્યો.

" આ બાનુ કોણ ? "

" શી ઇઝ માઇ વાઇફ ! યુ ડોન્ટ નો ? " કૃષ્ણલાલે કહ્યું.

" બેગ યોર પાર્ડન ! " એટલું બોલીને તે નમ્યો.

" તમે સારી પેઠે છો ? " સુલોચનાએ નમીને કહ્યું.

" યેસ, તમે ઓલ રાઇટ ? " જાણે કે ગુજરાતીમાં જન્મ્યાજ ન હોય, ને ફરજીયાત બોલવું પડતું હોય ?

"અલ્લો ? મીસ મનોરમા ? તમે કેમ શરમાઇને અહીં ઉભાં રહ્યાં છો ? આઇ એમ વેરી ગ્લેડ ટુ સી ?"

"થેંકયુ. આઇ એમ વેરી મચ ઓબ્લાઇઝડ ?" બન્ને જણે શેકહેન્ડ કરી; જાણે પહેલાંજ મળ્યાં હોય ?

સર્વે જણાં દિવાનખાનામાં ગયાં; અને ગોઠવેલી જગ્યાએ આરામ લેવા બેઠાં. અને અંગ્રેજી જળ–પાન કરી શિતળ થયાં ?

"તમારામાં કેટલો ફેરફાર થઇ ગયો ? સુલોચનાએ તાજુબીથી પુછ્યું."

"એ પ્રદેશની હવા, ને સુધરેલી સોસાઇટીનું પરિણામ છે." કૃષ્ણલાલે કહ્યું.

"આહા ! શું કહું, વડીલ ? જેણે વિલાયત નથી જોયું, તે તો

માના પેટમાં છે; મને તો જો કોઇ એ દેશમાં નિરાંતે રહેવા દે, તો કદીએ આ દેશનું નામ ન દઉં; પણ—

"ત્યાં ગોરાં લોક અને અહીં કાળાં લોક વસે, તેથી ત્યાં રહેવાનું ઠીક પડે, કેમ સાહેબ !" મનોરમાએ ઠાવકે મ્હોડે ઠણકો કર્યો !

"બેરીસ્ટરનું કહેવું તદ્દન તો ખોટું નથી; એ પ્રદેશ રહેવા લાયક ખરો !" વકીલે કહ્યું.

"એ દેશમાં પ્રથમ અદેખાઇનું તો નામ નથી. તમારા પડોશમાં શું થાય છે, ને તમે કોણ છો, તેની તેને દરકાર નથી ! સારી સોસાઇટીમાં માન મરતબાનો એવો રિવાજ છે, કે એક ભિખારીને પણ અપમાન થઇ શકતું નથી. એજ્યુકેટેડ અને હુનરમંદ પર તો મોટો મોહ છે. ખાસ કરીને ઇન્ડીયનો પર તો ત્યાંના લોક ફીટી મરે છે ! ઇન્ડીયાને તો તે સોનાનો પ્રદેશ માને છે, ને ઈન્ડીયનને–'સોનેરી ખાણોવાળા સમઝતા હશે!' મનુ ફરીને હસતે મ્હોડે બોલી.

"ખરેખર એમજ છે. એ તો તમે જુઓ, ત્યારે માલુમ પડે !"

"તમે લઇ જાઓ, તો જરૂર આવશે; હવે તમે પણ ભોમીયા થઇ ગયા હશો." સુલોચનાએ મર્મમાં કહ્યું.

"ખરેખર એ દેશ જોવાની મ્હારી ઘણી લાલસા છે. મ્હારી મનુ તો હવે માથું ખાઇ ગઇ છે. અમારા ભાગીયા મેહેરવાનજીની છોકરી પેલા વાડીયાને પરણી, ને તરત વિલાયત જઇ આવી; તેણે મનુને બ્હેકાવી છેકની, ત્યારથી તે વિલાયતની માળા લઇ બેઠી છે."

"એવાં ઉત્સાહીને તો જરૂર વિલાયત જવું જરૂરનું છે. આહા! ત્યાંનાં સૃષ્ટિ સૌંદર્યની શી વાત? ત્યાંની માયાળુ મમતા અને દયાળુ દીલની શી વાત! માબાપ તો શેનાં સાંભરે? પણ પરણેલી જીંદગીને ભૂલાવી નાખે ! ખરે, આફરીન છે !"

"ત્યારે તમે કેટલા ભાગ વિલાયતી થઇ આવ્યા, સાહેબ ! માફ

કરજો હાં ! મ્હારી કહેવાની મતલબ એ, કે તેમની સોસાઇટીનો કેટલો અનુભવ મળ્યો ?" મનુએ વ્યંગ ભાષામાં પુછ્યું.

"એ તો એક ગ્રંથ લખીએ, ત્યારેજ કહેવાય ! પણ મ્હારી રજાના વખતમાં હું જુદે જુદે શહેર ફર્યો, ત્યાં મેં જે જોયું છે, તે આ જીંદગીને જોવાલાયક છે. જો કે એ સઘળો આભાર આ મુરબ્બીનોજ છે !" સુંદરે મીઠી જીભે કૃષ્ણલાલને ચડાવ્યા.—

"મ્હારી તો એ ફરજ છે. હજી પણ હું જે કંઇ કરવા ધારૂં છું તે ફરજ માટેજ!"

"આપની તો એ લાયકી છે—પ્રભુએ આપને લાયક બનાવ્યા છે—ન્યાતમાં આપ આગેવાન એજ્યુકેટેડ છો. મુંબઇની સોલીસીટરસ પેઢીઓમાં આપ પંકાયલા ને કોર્ટમાં જાણીતા વકીલ છો—મ્હારા જેવા નવા સવા બેરીસ્ટરને આપનો ટેકો મળે તો, તેનું ભણેલું સાર્થક થઇ શકે તેમ છે."

"જ્યારે મેં તમારા ગ્રાન્ડ ફાધરને આગ્રહ કરીને તેમને વિલાયત મોકલ્યા છે, ત્યારે હવે તમને મદદ નહિ કરૂં ! મ્હારી પ્હેડીનું તમારા લાયક કામ બીજાને શા માટે આપીશ ?"

"થેંક યુ ! હું તમારો બાળક છું." સૌ વાતોએ ચડયા—મનોરમા ઉઠીને અંદર ગઇ. અને દુધ લાવવાનો બંદોબસ્ત કરીને તરત પાછી આવી.

"પણ તમારા પિતાને એ વાત રૂચવાની નથી."

'ડોન્ટ કેર ! હું તેમની કશી દરકાર રાખતો નથી. ગાયને પાણી ને ચારો ન આપે, અને તેનું લોહી પીયે, એવા ધણીને ધણી કોણ કહે : એ તો પિતારૂપે શત્રુવટ કરે છે; પણ તેમાં શોક કરવા જેવું કશુ નથી; દેશી રજવાડામાં રહીને હરામનાં નાણાં ખાનારા, તથા છળ-કપટ અને દગા-ફરેબ રચનારા જનો એવાજ હોય છે."

"તમારા ફાધરે લેટ મહારાજાને ઝેર દેવરાવ્યું હતું ! નવા પ્રિન્સનો તેના પર હાલ જે ચાહ છે, તે એ કારણથીજ સમજવો. જો મી. મેકલીન તે વખતે રાજ્યનો ઉપરી ન હોત, ને તે જગ્યાએ હાલનો મી૦ વોટસન હોત, તો વીસલપુર પર કયારની જપ્તી આવી ગઇ હોત !"

મી. મેકલીનને વીસલપુર લઇ જવાનો આગ્રહ થયો છે. પણ પ્રિન્સની નજર તેની પુત્રી પર ગઈ લાગે છે."

"તેની પુત્રીને તેણે કયાં જોઇ ?" કૃષ્ણલાલે પ્રશ્ન કર્યો. મનુએ ચપળતાથી ઈશારત કરી દીધી. રખે હોટલની મુલાકાત મોં પર ચડી આવે, ને ભોપાળુ ખુલ્લું થાય. બેરીસ્ટર ચેતી ગયો.

"પ્રિન્સ વિલાયત આવ્યા, ત્યારે મુંબઈમાં મેળાપ થયો હતો" હાક સુલેમાન ગાલ્લી; ખુદા ખયર કરે ! બેરીસ્ટરે તોપ મારી.

"તેમ થાય તો સારૂં ! જો ચીસ મેકલીન સદૃઢ રહે, અને પ્રિન્સ અલપચારી કરે, તો જ મજા આવે !"

"યસ, અંતે થવાનું એમજ છે."

"શું મલીના ત્યાં જશે ?" મનુ બોલી—

"હા; સૌ પોતપોતાના ચાન્સ પર ચાલ્યાં જવાનાં !"

"ત્યારે મને એકલીને હવે કેમ ગમશે ?"

"ત્હારે કયાં બેસી રહેવું છે ? તું પણ સાસરે જશે કની !" સુલોચનાએ વખત જોઇને ટહુકો કર્યો

"દીકરીનાં માબાપને એ ચિન્તા થોડી નથી."

"તેમાં પણ અભણ ને અજ્ઞાન તથા અદેખી અને અવિચારી ન્યાતમાં આપણું પાનું પડયું છે. કોને કન્યા પરણાવવી, તેનો વિચાર થાય છે; ન્યાતમાં એક પણ મનુને લાયક વર મળતો નથી.'

"તેમજ લાયક વર હશે, તો તેને કન્યા મળતી નથી !'

બેરીસ્ટર બોલ્યા—

"અરે હા! તમને બીજી મુબારકબાદી આપવી રહી જાય છે!"

"તે વળી શું છે?"

'તમારો વિવાહ પેલી બોબડીની છોડી જોડે મલ્યો કની?'

"ક્યાં? મશ્કરી કરો છો કે?" બેરીસ્ટર અજાણ્યુ બન્યો.

"ના, ખરી વાત છે. પેલા ભોળાનાથ ભાતખાઉને ત્યાં! છોડી તો ઠીક છે, પણ—

એ તો ભિક્ષુક છે, ને આપણે તો ગૃહસ્થ નાગર બ્રાહ્મણ છીયે!"

"એ તો જે હોય તે હવે ભોગવવું."

'ઓ નો! આઇ ડોન્ટ વોન્ટ! મ્હારી પરમીશન સિવાય કંઇ થઇ શકે નહિ!' જાણે પોતે કશું જાણતો નથી.

"તમારા મોટા બાપાએ વેશવાળ કરી લીધું, હવે શું થઇ શકે?"

"પરણનાર તો હું જ કેની? એવી તોતડી ને બોબડી છોકરી પરણવા કરતાં કુંવારા રહેવું સારૂં. જો લાયક જોડું હોય, તો ઠીક; નીકર વાંઢા સારા."

"પણ પ્રથમ તો અમદાવાદીઓ વિલાયતગમનનો વાંધો લ્હેશે તેનું કેમ?"

"એ બ્હાને કન્યાને રીજેક્ટ કરીશું? પણ હા; કૃષ્ણલાલજી આપ કઇ તરફ?

"એ સવાલ પુછવાનો હોય! જેણે સંગ્રામ કરાવ્યું, તે રણમાં નહિ ઉભો રહે?,'

"અને ન્યાત બહાર તો કરવાનાજ; અને ડોસાજી ડરવાના, રડવાના."

"તમે મ્હારા ગળા સાટે છો. તમારો વિવાહ તૂટી જાય, તો

તમારા લાયક કન્યા પણ અપાવવી; અને મ્હારી જોડે બેસીને જમા-ડવા. તમે નાહક ડરો છો. મ્હારે ત્યાં ઉતરવું હતું, ને પછી તમારી પ્રત્યે અમે કેટલા સદઢ છીયે, એ તપાસી લેવું હતું."

"તેની તો મને ખાત્રી છે. અને હું તો તમારેજ આધીન છું. તમે મને બચપણથી સંભાળીને કોલેજ સુધી પહોંચાડયો છે. મ્હારી માતા તો બચપણથી ગુજરી ગયાં; ને પિતા તો એજ વખતથી નવી સ્ત્રી પરણીને અળગા થઇ ગયા. જો આન્ટ ફાધર—મધર ન્હોત; તો કોણ જાણે હું કયાં હોત! તે છતાં તમે લક્ષ દઇ મદદ કરી નહોત, તો બેરીસ્ટર બનવાનાં ફાંફાં હતાં!"

"એ સૌ ઇશ્વરની લીલા છે. હવે બેફિકર રહેવું, સમગ્ર પોતાનું કામ આસાનીથી કર્યો જાય છે. તમને પ્રભુ આજસુધી સહાય થયો, તો કિનારે પણ પહોંચાડશે." મનુ ફરીને અંદર ગઇ—

"પરંતુ વાડ વિના વેલો ન ચડી શકે."

હજી વાતો ચાલે છે, ત્યાં મનોરમા, Boy નોકર ને દુધના પ્યાલા ઉંચકાવી લાવી—મનુને આવતી જોઇને બેરાસ્ટર બોલ્યા—

"એકસકયુજ મી, મીસ. મનુ! આઇ ડોન્ટ વોન્ટ."

"ના લ્હેવુંજ પડશે, કહો તો ઠંડુ દુધ મંગાવીને આઇસક્રીમ-સોડા નંખાવીએ!"

"આ કેસરીઆ દુધ છે."

થેંકયુ! હું હમણાંજ પી આવ્યો છું."

"તો પણ જે ગમે તે લ્હો."

"વિલાયતી ટેસ્ટ અહીં કયાંથી લાવીએ?"

"દેશ તે દેશ! ત્યાંનાં નકલી ભોજન કરતાં અહીંનું સ્વાદીષ્ટ અન્ન સુંદર લાગે છે."

સર્વે જણે કેશરીયા દુધના પ્યાલા પીધા, એટલે તરત કારી

આવી! સર્વે જણે હઠહઠથી તે પીધી; મહેમાનની મહેમાનગીરી કીધી.

"સુંદરલાલ? તમારે અહીં પરાયું ગણવાનું નથી. આ ઘર તમારૂંજ છે. ન્યાત જાત કે પૈસા ટકા, ધંધો રોજગાર ને એશ-આરામ સર્વત્ર આ ઘરમાં છે. મ્હારે પુત્ર નથી. મ્હારી પુત્રી તે પુત્ર જેવી છે. ને તમને પણ હુ તેવોજ ગણુ છું."

"હુ વારંવાર શું કહું? મ્હારે હવે તમારો આધાર છે. કાલે રાત્રે મેલમાં અમદાવાદ જઇને ડોસાનાં દર્શન કરી આવીશ; પછી મુંબઇનીજ ગોઠવણુ કરવી પડશે. સ્ટેટમાં મ્હારે જવું નથી. પ્રીન્સને મેં આજેજ સંભળાવી દીધું, ને તેની માગણી મેં નાકબુલ કરી. પિતાશ્રીના પઢાવેલા પોપટે વિવેક કર્યો, પણ મેં આભાર સહિત રીટર્ન કર્યો.

"ઘણુંજ ડહાપણુ વાપર્યું; નહિ તો અપમાન સહીને આવવું પડતે!"

"હું દેશી રજવાડાને ક્યાં નથી જાણતો! ઘડીમાં ઘોડે, ને ઘડીમાં ગધેડે બેસે!"

"ત્યારે હવે જમવાનું અહીં રાખજો!"

"ઓલ રાઇટ! જેવી વડીલની ઇચ્છા! હું તો આજેજ આવતે, પણ ફાધર સાથે હતા; પ્રિન્સ પરિક્ષા કરતો હતો. આંખે ચડવા ને અપવાદ વોરવા ઠીક ન લાગ્યું, તેથી—"

"વેરી વેલ! જાગ્યા ત્યાંથી સવાર!"

"સાંજ પડવા આવી. આજે વળી નાટકમાં જવાનું છે. મીસ. મનું તમે નાટકમાં આવશો, કે?"

"કેમ મનુબા? બેરીસ્ટર સાથે બેરીસ્ટરને નાટક જોવા જવું છે?" કૃષ્ણલાલે પુછ્યું, મનુ લગાર શરમાઇ ગઇ.

'તેમાં શરમાવાનું શું છે? B. A. થયાં, તે માટે!"

"પણ તમારા ફાધરની નજરે તો ચડવું પડશે." કૃષ્ણલાલે વ્યંગમાં બેરીસ્ટરને કહ્યું.

"ડોન્ટ કેર! ત્યારે તો હવે જરૂર આવવું પડશે. નહિ તો હું નહિ જઈશ."

"જો તમે આજ અહીં જમવાનું રાખો તો!" મનુ બોલી.

"યેસ! જેવી ઇચ્છા; હું હમણાંજ હોટેલમાં ટેલીફોન કરૂં છું. તમો મુરબ્બીની ઇચ્છા અમલમાં મુકીશ. રાતનું ખાણુ અહીંજ લઇશ. અને મીસ મનુને સાથે લઇને નાટકમાં જઇશ."

"પણ તેમને પાછું અહીં આવવાનું કેમ થશે?"

"હું જાતે અહીં મુકી જઈશ."

ત્યારે તમે સુવાનું પણ મ્હારી પાસેજ રાખજો; અહીં બંદોબસ્ત કરીશું. વકીલે આગ્રહ કર્યો.

"ઓલ રાઇટ! સુવાનું પણ અહીંજ રાખીશ."

એટલું કહીને ઉભો થયો! મનુના હરખનો પાર રહ્યો નહિ. સુલોચનાને શાન્તિ થઇ. તેઓને ભય હતો કે, રખે લાડકડો સુંદરલાલ હાથમાંથી છટકી જાય, ને દીકરી કુંવારી રહી જાય! આખરે પ્રભુજીએ લાજ રાખી–દીકરીનું ભાગ્ય જાગ્યુ; ને ઉંદલુ જાળમાં ફસ્યો.

મનુને ભાવતું થયું. સુંદરને ગમતું થયું.

"અમારી વિદુરજીની ભાજી ને સુદામાના તાંદુળ ભાવશે કે?" મનુએ ટહુકો કર્યો.

"ભાવનાં ભોજન તો ભગવાન સમાન ગણાય! આજ તો દેશી ઢપનું ખાણું કરાવજો!"

"પણ તમે લન્ડનમાં જમીને સ્વાદ લઇ આવેલા, તે ખીચડી ને કઢી કેમ પસંદ પડશે?"

"વાહવા! તેની મજા જુદીજ છે."

"સુંદરલાલ? આવો લગાર બાગમાં ફરીએ." સોલીસીટરે કહ્યું. સૌ ઉઠયાં; ને બાગમાં ગયાં! સુંદરલાલે તાજમહેલ હોટલમાં ટેલીફોન કરીને પોતાનું પ્રોગ્રામ જણાવી દીધું. બાગમાં ચંદની ખિલી રહી હતી–પવન મંદ મંદ ઉડતો હતો. નવાં જોડાંને જોઇને બાગનાં પંખીઓ કલ્લોલ કરતાં હતાં–સુધારાની વિલાયતી વાતો; દેશી સ્ટેટને બ્રિટીશ રાજ્ય; સ્વદેશીઝમ અને બોયકોટ! પંજાબ બેંગાલ વગેરેની વાતોના ગપ–ગોલા મારતા હતા. થોડી વારે મનુ ત્યાં આવી–બેરીસ્ટર સાહેબે તેણીને કંઇ સુંદર કવિતા ગાવા કહી. પિતાએ સંમતિ આપી; ને મનુએ ગાવા માંડયું—

કવિતા પુરી થઇ, ને સર્વેએ વાહવા પોકારી; એવામાં જમવાનું નિમંત્રણ થયું. સઘળાં ઉઠયાં. અને હઠ હઠથી સારૂં ભોજન જમ્યાં. પાનસોપારી લઇને મનુએ ડ્રેસ કર્યો. આહા! શું તેનો ભપકો! સર્વની આંખ ઠરી; અને મનુ તથા સુંદર સાથે ગાડીમાં બેઠાં, સુધારાની ફતેહ થઇ!!

## પ્રકરણ ૫ મું.

### પ્રોમીસ!—પ્રેમનો કોલ!

Great men.
Till they have Gain'd their ends, are giants in
Their promises; but, those obtain'd, weak
In their performance. And it is a maxim
pigmiegs,
Allow'd among them, so they may deceive,

They may swear anything; for the aqueen of
love,
As they hold constantly, does never punish,
But smiles at lover's perjuries.

" *Masienger's great Dake of Florence.*"

પ્રેમની કબુલાત લ્હેનારાં પ્રેમી જોડાનાં પ્રકાશ, પ્રાચીન ભારતમાં, અને અર્વાચીન પશ્ચિમના પ્રદેશોમાં જાણીતો છે ! આર્ય વિરાંગનાઓ જે કાળે પ્રેમ-લગ્ન કરતી હતી, ત્યારે ' પ્રોમીસ ' લેવામાં આવતું હતું; તે છતાં, શકુન્તલાના દાખલા પરથી સિદ્ધ થઇ શક્યું છે, કે અજ્ઞાન બાળા, કામાવેશમાં સંજોગને તાબે થઇને આશકની ઇચ્છા તૃપ્ત કરેછે; અને એ ઉતાવળમાં પોતાના ભવિષ્યના બંધનને તોડી નાંખે છે. એ દૃષ્ટાન્ત મળી શકે છે ? માબાપની સંમતિ, અને તે પહેલાં એક મધ્યસ્થ મિત્રની સાક્ષી વિના બન્નેના એકાંત મેળાપના વચનો મૃગજળ જેવાં છે. વિચાર એક વાયુ જેવો છે, મન એક વિજળી જેવું છે, તેમને પલટતાં વાર લાગતી નથી. આંખ અળખામણી છે, દિલ દરિદ્ર છે, તેઓને ચળતાં વાર લાગતી નથી. જો પત્ર લેખ અથવા બીજા માણુસની સાક્ષી હોય, તો કબુલાતનો કંઇક ભાગ બન્ધનમાં જઇ રહે છે, નહિતો પાછળથી પસ્તાવું પડે છે. વૈર ઉત્પન્ન કરવું પડે છે; પણ કામી ને મોહવશ થયેલા યુવાનોને આવેશ કાળે એવું ભાન રહેતું નથી ! !

રાતના નવ વાગે મનમોહની મનોરમા અને રસીલો સુંદરલાલ નાટકમાં ગયાં. સુધરેલાં માબાપોએ જુવાન કન્યાને જાણી જોઇને તેના ભવિષ્યના કાન્ત જોડે મોકલી. સદ્દઢ મનની સમજણી અને જુવાન કન્યાને, તેણીના હૃદયમાં વસેલા પુરૂષ સાથે મોકલવામાં માબાપોએ કશી હરકત જોઇ નહિ ? વયમાં આવેલી, ને ગ્રેજ્યુએટ થએલી વિદ્વાન કન્યા કોઇના ફંદમાં ફસાઇ જાય, એવું તે માનતાં ન હતાં; અને

વળી દેશી રિવાજને નાપસંદ કરનારાં સુધરેલાં માબાપોને એવી શરમ ન હતી, કે જુવાન છોકરીને જુવાન પુરૂષ સાથે શા માટે ન મોકલવી? પશ્ચિમ દેશમાં તો એ રિવાજ વખણાતો હતો. અમુક પુરૂષ સાથે અમુક જુવાન કન્યા ફરતી હોય, તો તે ભાગ્યશાળી ગણાય; કેમકે તેઓ લગ્નની ક્રીયામાં જલદી તત્પર થશે. આર્ય સંસારમાં તેથી ઉલટું હતું; પણ આ સુધારક તે રિવાજને આધીન થયલાં ન હતાં. માબાપો પોતાની કન્યાને સદ્‌ગુણી ને કેળવાયલી સમજે; અથવા B. A. અથવા M. A. થયલી માને; પણ જુવાનીનો ધુમાડો તેણીના હૃદયને મુંઝાવે, ત્યારે એ ડીગ્રી શું કામ આવે? કોઇ બળાત્કાર કરે, અથવા બીજી રીતે સ્રી ભયમાં આવી પડે, તો તેની કળા કદાપિ બચાવ કરી શકે, પણ જ્યાં તેણી મન તથા મોહને વશ થઇ હોય, ત્યાં પરાધીન હાલત શું કરી શકે?

ચાંદની રાત, એકાંત પ્રસંગ, નિર્ભય હાલત, જુવાન કન્યા, માનીતો પ્રેમી, અને કામદેવના બગીચામાં રસ લેતાં જોડલાને B A. ની ડીગ્રી શું અટકાવી શકે? જ્યાં બીક નથી, ત્યાં બી. એ. કોણ? ડાહ્યાં માણસો તો હુશીઆરી ને ફીલસુફી મ્હોડાથીજ કરે છે; જો તે જગ્યાએ પોતેજ હોય તો?

અલબત પરસ્રી પર મોહી પડીને જે અનાચાર કરવો, અથવા મનને નબળું કરી દેખાડવું, તે જુદી વાત છે; ત્યાં બુદ્ધિનો ઉપયોગ કરી શકાય છે; પણ જ્યાં બન્નેનાં મન ગળી ગયાં, ત્યાં તો દુષ્યન્ત અને શકુન્તલાનીજ સ્થિતી થાય! અને યુવાન કન્યા કાં તો પ્રેમીના વિરહનો ભોગ-બલિદાન થાય; અથવા તો પ્રેમદાન પ્રાપ્ત કરે.

મનોરમાની વૃત્તિ સુંદર તરફ ખેંચાયેલી હતી. ઘણા દિવસના ઝુરાપા પછી, ભુખ્યા જનની પીડ ટાળવા ભોજન મળે, તો ન ખાય?

નાટક તો નાટકને ઠેકાણે રહ્યું, કામ-વિહ્‌વળા કામ-કુન્દલાએ

નાટકમાં પ્રેમી જોડાંને જોવાં, ચુંબન કરતાં જોયાં. ગળે વળગતાં અને એકાન્તમાં જતાં જોયાં. ઘી કને અગ્નિ પડી.

મનોરમાની તબીયત બગડી; અને સુંદરલાલને તરત ઉઠવું પડયું. લોકો ટગર ટગર જોઇ રહ્યાં. પેલા દિવાન સાહેબ તો બળી ઝળીને ખાખ થઇ ગયા ! પ્રિન્સ સાહેબને અદેખાઈ આવી; પણ આ ફાંકડો તો નવજુવાન સુંદરીનો હાથ પકડીને રવાના થયો ન સલામ કરી, કે ન શેકહેન્ડ કરી.

આ મધુર જોડલાં કયાં ગયાં ?—વળી બીજે કયાં જાય ? મુંબઇમાં એકાન્ત સ્થળનો શો તોટો છે ? ઘોડાવાલો તો ચાટલાનો ગુલામ હતો ! કોલાબાની કનાલ તરફ ચાલ્યાં—

" મનુ તું ખરેખર ગભરાયલી હતી ? "
" હા, પણ છુટવાનું બહાનું હતું. " મનુ હસી પડી.
" લુચ્ચી ? જગતને ઠગવાનો ઢોંગ કર્યો ? "
" તમે પોતેજ શીખવ્યું. "
" ત્યારે હવે શું કરવું છે ? "
" જગતમાં જે થતું હોય તે ? "
વાંચનાર હવે વિવેકતાની હદ આવી રહી છે.

મીસ મનોરમા અને મી. સુંદરલાલ તો રજની—રમણ કરવા ગયાં, પણ જ્યાં સમુદ્ર કિનારાના એકાન્ત ભાગમાં ચાલીને આવ્યાં, ત્યાં એક ચંદ્રને લજાવે તેવું ગોરૂં જોડલું, પ્રેમમાં રસ—બસ થયલું, મસ્તી—તોફાન કરતું, માંસલ શરીરને કસરતના અખાડામાં ઝંપલાવતું, ગાલને ચોળીને લાલી બતાવતું, શરીરનાં વસ્ત્રોને ચુંથીને અદેખું બનાવતું, જાણે ચંદ્ર સિવાય બીજા કોઇના જોવામાં નથી આવતું. એવું આંધળું બનેલું આ પટપર રમણ કરતું હતું !

એ વળી કોણ હતું ? મનુની સખી મીસ લીનાં, પોતાના વ્હાલા જહોનની જોડે ચાંદની ખેલતી હતી ! મનુ જ્યારે રજની ખેલ કરે, ત્યારે તેની સહચરીને કંઇ ન જોઇએ ?

ચાલો ત્યારે લીનાં તરફ નજર કરીએ, લીનાં કોણ હતી ?

## પ્રકરણ ૬ ઠું.

### મીસ લીનાં !—પ્રેમની પુતળી.

લીનાં ! આહા ! પ્રેમમાં લીન—તલ્લીન થયલી મીસ લીનાં ! તું ક્યાં પડી છું ? કાંટા સળીયાના વનમાં ગુલાબનું ઝાડ ! ફુલનો રાજા ગુલાબ, તેને દશાએ કંટક વનમાં ખિલવી દીધું ?

સીવ્હીલીયન મી૦ મેકલીનની એક ખુબસુરત કન્યા લીનાં પોતાની માતાને બાળપણથી ગુમાવી બેઠી હતી. તેણીના જન્મ વેળાએ મોટા મોટા દેશી રાજાઓના સોનેરી થાળમાં આશિર્વાદ આવ્યા હતા, કેમકે તે કાળ અનુકૂળ હતો. મી૦ મેકલીન એક સરકારી હોદ્દેદાર હતા, અને તેની સત્તા તળે કેટલાંક દેશી રાજ્યો ખમાં ખમાં કરતાં હતાં !

મી૦ મેકલીન યુરેઝીયન હતા—ઇન્ડીયામાંજ તેમણે સીવ્હીલ સર્વીસની સર્ટીફીકેટ મેળવી હતી, નામદાર ગવર્નરની તેમના પર કૃપા થઈ હતી—એ કૃપા એક બીજા અમલદારના હવસનું ફળ હતું. મીસીસ મેકલીન અથવા બીજું નામ બોલીએ, તો મીસ મારગરેટ એક ખુબસુરત યુરોપીયન યુવાન અબળા હતી—બન્નેનાં અંતઃકરણ એક થઇ ગયાં; ને અંતે ભવીષ્યનાં સાથી થઇ બેઠાં મીસ મારગરેટ પર એક બીજો યુરોપીયન મોહીત થઈ પડ્યો હતો; પણ મીસ મોરગરેટે તેને હાથનો હક આપ્યો નહિ, ત્યારે તે મીત્ર તરીકે ચાહવા લાગ્યો.

જો કે તેમાં તેની દાનત બુરી હતી. મીસ મારગરેટ—મીસીસ મેકલીનનો પ્યાર ખેંચી લેવાની તેની મરજી હતી, ને તેથી જેમ મીસીસ તેમ મી૦ મેકલીન તરફ ઘણોજ ભાવ—ચાહ રાખતો હતો. મી૦ મેકલીનને ગવર્નર જોડે પિછાણ કરાવનાર એજ શખ્સ હતો-પણ મી૦ મેકલીન જ્યારે સીવ્હીલીયન થયા, અને કલેકટરના હોદ્દાપર ગયા, ત્યારે પેલો શખ્સ નાસીપાસ થઈ ગયો—કેમકે ધણીધણીઆણીને એક સ્થળે રહેવાનો વખત અલગ થયો. કમનસીબે મીસીસ મેકલીન સગર્ભા થયાં, અને છેવટે મીસ—લીનાંનો જન્મ આપીને, સુવાવડના રોગથીજ બહારગામમાં ગુજરી ગયાં—મીસીસ મેકલીનના મરણનો ગમ લાગવાથી મી૦ મેકલીનને નજલો થયો, અને તે રીટાયર થવાની અણીપર આવ્યા—દુર્ભાગ્યે રીટાયર થતાંમાં લાંચ—રૂસ્વતના કામમાં ફસી પડયાથી તેમનું વર્ષાસન ચોથા ભાગપર ચડી ગયું; અને તે પણ ગવર્નરની મહેરબાનીથી થયું; ત્યાંથી મી૦ મેકલીન રીટાયર થઇને મુંબઇમાં આવ્યા—સારા વખતમાં નાણાંનો સંગ્રહ કર્યો નહિ, અને પાછલી અવસ્થા દુ:ખદાયક આવી પડયાથી, મુંબાઇમાં કોટ ખાતે ફાર્બસ સ્ટ્રીટ પાછળની ગલીના એક નાજુક ઘરને ભોંયતળીયે ભાડે રહ્યા.

મી૦ મેકલીન અપંગ થઇ ગયા. પોતાની જુવાન કન્યા લીનાં ઉપર તેનું જીવન હતું. સારે ભાગ્યે મી૦ મેકલીન મીશનરી હતા, અને ફ્રીમેસનોના સાગ્રીત હતા, તેથી તેને કંઇ કંઇ ટેકો મળતો હતો. મીસ લીનાં મુંબઇની એક મીશન સ્કુલમાં હતી; અને હાલમાં તેને મીસ મનોરમાની કમ્પેનીયન તરીકેનો ચાન્સ મળ્યો હતો.

મીસ લીનાં એક ખુબસુરત બાળા હતી. તેવું લાંબુ પણ માંસથી ભરેલા ગુલાબી ગાલપર મૃગલાના જેવી જોરાવર, ને ચળકતી આંખપર ઉડતી ભમરની કમાનમાં દીપતું મુખડું હતું; એટલે

જોનારને તો છક કરી નાખતી હતી. એના મુખપર એવું તો નિર્દોષ સૌંદર્ય છવાઇ રહેલું હતું. કે જોનારને જેમ તે એકદમ ખેંચી શકતી હતી, તેમ જોનાર પણ તેના અંતઃકરણ સુહાને નિર્મળ રૂપે જાણી લ્હેતો હતો. તે રૂવાબદાર ને છટાદાર હતી તેની આંખમાં લાલી હતી, મ્હોડામાં મિઠાશ અને શરીરમાં કોમળતા હતી. જો તે એકજ સ્થીતીનાં ચડતાં પગથીયાં ઉપર ચાલુ રહી હોત, તો અંગ્રેજ લેડીઓમાં મહાભારત નામ કહાડી શકત; પણ ભાગ્યદેવીએ સીતા પેઠેમ આપદ્દકાળે તેનાપર વૈર લીધું; અને એક મગરૂર અંગ્રેજ બાળા, દેશી છોકરીની કમ્પેનીયન તરીકે રહેવામાં સંતોષ માનવા લાગી–યુવાન અવસ્થા અને અંગ્રેજી સ્વતંત્રતા છતાં, ખુબસુરતી અને મનમોહક શરીર છતાં અંગ્રેજોની ઝળકતી સોસાઇટીમાં તે પ્રવેશ કરી શકી નહિ; અગર જો બોલ કે પાર્ટીમાં ગઇ હોય, તો મોટા અમીરોને મોહવશ કરી શકે; પણ નશીબદેવીએ અંધારૂં કરી દીધું. ચંદ્રવદનીએ પણ કાળી છાંટ પાથરી દીધી–ધોળે દહાડે મશાલ લઇને શોધવા જતાં, મીસ લીલાને મનગમતો હાથ મળી શકયો નહિ, આખરે એક પતંગીયો આવી ચડયો; ને તેના પ્યારમાં દિવાની બની ગઇ !— જે દિવાનો હાથ જડયો, તેને પોતાનાં માંસલ ગાત્ર સોંપી દીધાં હતાં. તેની કને ગોરી ચામડી ચીમળાવી દીધી હતી. માત્ર પોતાનો શિયળ ભાગ સાચવી રાખેલો હતો, પણ અંદરનું અંત્તર તો આપી દીધું હતું. મી૦ મેકલીન આ વાત જાણતો ન હતો. મીસ લીનાં વારંવાર પરેલ ટેનીસ રમવા જતી. ઘણીવાર શનીવારે મોડી રાતે ખાણું લઇને આવતી; પણ તે જહોનના પ્યારમાં પડેલી છે, એવું જાણવામાં આવ્યું ન હતું. પોતાની એક સહિયરને મળવા–ભેટવા અને આનંદ કરવા જવાની ખબર હતી. ઘરમાં બીજું કોઇ ન હતું. મી૦ મેકલીન નબળાથી પીડાતા હતા, એટલે વ્હાલી લીનાંને મનપસંદ છુટ આપી હતી. ગરીબ અને માયાળુ તથા સુદઢ અને વિવેકી લીનાં, દગાખોર

કે અપવિત્ર નથી થવાની, એ મેકલીન માની બેઠો હતો.

અંગ્રેજ સંસારમાં પ્યાર ને કામ તો રગરગમાં રહેલો છે, તેની શોખીન જીંદગી. એક કામરૂ દેશ કરતાં ચડતી છે ! તેઓ જીવનને પુનર્જન્મના ફળનું સ્વરૂપ આપતાં નથી; તેથી તે એકજ જન્મમાં જે મોજ મજા મળી શકે, તેનો ઉપયોગ કરી લ્હે છે. તે અનાચાર, અધર્મ કે અનર્થ માને છે, પણ પાદરી પાસે જઇને તોબાહ કરી લીધી, કે સઘળા ગુન્હા રદ થયા !

આ વિચારનાં જોડલાંને વળી પાપ પુન્ય શું ? તેને સઘળી છુટ છે! મન જ્યાં દોરી જાય, ને જેમ કહે તેમ કરવાને કશી મના નથી.—

લીનાં પણ પોતાના પ્રેમીનાં પાપ ધોવાને, પ્રોમીસ પ્રમાણે આવી–તેણે, વળી શું કર્યું ?

---

## પ્રકરણ ૭ મું.

---

### માબાપની ચિન્તા.

जातेति कन्या महती हि चिन्ता–
कस्मै प्रदेयेति महान्वितर्कः ।
दत्ता सुखं यास्यति वा न वेति
कन्या पितृत्वं खलु नाम कष्टम् ॥

"કન્યા થઇ ત્યાંથીજ મોટી ચિન્તા, પછી 'કોને આપવી ?' એવો મોટો વિતર્ક થયા કરે ! અને પરણાવ્યા પછી 'એ સુખ પામશે કે નહિ ?' એવી ફિકર થયા કરે છે; તેથી કન્યાના પિતા થવાનું કષ્ટ ઘણું મોટું છે."

ખુબસુરત, ડાહી, કહ્યાગરી, તાબેદાર, અને માનનીય દીકરીને ઉછેરી-ને કેળવવી, અને તે પારકા પુરૂષના હાથમાં સોંપવી; એટલુંજ નહિ, પણ પોતાની આવડત અને પવિત્રતાની કસોટી કરાવીને જગતનું નિંદીત વચન સાંભળવું-આ દીકરીનાં માબાપને માથે રુણ લાગેલુંજ છે; તેથીજ કન્યાને બ્રહ્મહત્યાનું રૂપ આપ્યું કહેવાય છે ! !

મનુની માતાએ દીકરીને બેરીસ્ટર સાથે જતી જોઇ ! તેની મનહર કાન્તિ, ઠસ્સાદાર ને જુસ્સાદાર લટકું, લચકાતી કમ્મર અને મસકા જેવા શરીરના અવયવ જોઇને હરખાવા લાગી; પણ એજ પળે તેને ખેદ થયો. કન્યા જ્યારે લગ્નવતી થાય, અને સુખમાં જીવન ગુજારે, તથા પોતાનાં માબાપને યશ આપે, ત્યાં સુધી ખેદ નહિ ટળે; એ સંભ્રમ થયો.

સોલીસીટર પલંગ પર આરામ કરવા લાગ્યા. સુલોચના પાય તળાંસવા લાગી !

સુધરેલા સંસારમાં સ્ત્રીયોને કોઇ પણ પ્રકારની મજુરી કરવા દેવામાં નથી આવતી; એવો વિદેશી સોસાયટીનો જાણે નિયમ હોય ! પતિના પાય તળાંસવ', અથવા પતિના મોંમાંથી પડેલી વસ્તુ હાજર કરવી, એ નોકરનુંજ કામ ! સ્ત્રી અને નોકરમાં મોટો તફાવત ગણાય! આપણો સંસાર એથી ઉલટોજ જણાય છે.

"અલબત જ્યારે તેમનો ખોરાક, વિચાર, ધર્મ, અને ઇચ્છા-ઓજ નિરાળી છે, તો પછી શા માટે સ્ત્રી ધર્મ નિરાળો ન હોય ! સ્ત્રી અને પુરૂષના કાયદા સમાનજ છે, તો પછી દરજ્જો કાં ચઢતો ઉતરતો હોય !

"પ્રાણનાથ ! મનુનો આજનો રંગ જોયો ?" સુલોચના બોલી.

"હાં, તેના મનતો વહેળો જણાઇ ગયો."

"હવે તેને વિવાહિતી કરવી જોઇએ."

" તેના ભાવીમાં બેરીસ્ટર લખાયલોજ જાણુવો."

" કદાચ બેરીસ્ટરને, તેના પિતામહ શાસ્ત્રી અને ભાગલી ડોસીએ કરેલા વેશવાળનું સારૂં કબુલ કરાવ્યું, તો ! શા માટે સુંદરલાલને અહીં રોકીને નક્કી કરી લેવું નહિ ?"

" અધીરી શા માટે થાય છે ! હજી તો વટલાવવાનો સવાલ, હજી પ્રાયશ્ચિતનો સવાલ, હજી ન્યાતની પંક્તિ આપવાનો સવાલ, અને હજી સુંદરલાલની ઇચ્છાનો સવાલ અદ્ધર લટકેલો છે ! બેરીસ્ટર કંઇ પ્રાયશ્ચિત કરાવવાનો કે મુછ મુંડાવવાનો નથી. શાસ્ત્રી બાવા એવા આગ્રહી છે, કે તે પોતાના દીકરાને પ્રાયશ્ચિત વિના ન્યાતમાં લેવાની હઠ કરે તેમ નથી-જયાં સુધી ન્યાતમાં ન આવે, ત્યાં સુધી પેલો ભોળાનાથ તેની દીકરી આપે તેમ નથી-વિવાહ કરે તેમ નથી !"

" રડયો એ મુર્ખો તો જુઓ ? તેના પેલા બોબડા દીકરાને વરાવવા માટે આપણી મનુની માગણી કરવા બેઠો ! શું તેને શરમ નહિ આવી હશે ?

" કોઇએ બહેકાવેલોરે ! આપણું ઇનસલ્ટ કરવા માટે શત્રુઓએ તેની કને લખાવેલું; અર્થાત્ આપણી દીકરીને કોઇ વરતું નથી. એમ માત્ર મનને સંતોષ આપવા અદેખા લોકોએ કારસ્તાન કરેલું છે."

" એવા પાપીઓને પ્રભુ નહિ પહોંચે, કે કોઇની જુવાન દીકરીઓની ચેષ્ટા કરે છે ?"

" અજ્ઞાની ગાળ દે, કે નિંદા કરે, તેનો ધોખો શો ? ડોન્ટ કેર !"—

" વ્હાલા ! મને રાત-દિવસ ફિકર થયા કરે છે. જુવાન દીકરી કદાચ મ્હારૂં મન નબળું કરી દે, અગર નવું જુનું—

" તમે દેશી લોકો સદાનાં નબળાંજ છો. તમને તમારો પોતાનો

ભરૂસો નથી. આખા જગતમાં તમે તમારા જેવાંજ જુઓ છો—કોઇ સ્ત્રી પુરૂષ વાત કરે, તો તે જાણે બગડી ગયાં! એકાન્ત કામ પ્રસંગે જાય, તો તે હલકું કામ કરવા ગયાં! સ્ત્રીને પુરૂષનો, ને દીકરીને મા ઉપર ભરૂસો નથી. આ સર્વ મનની કેળવણીની અછત, અને તનની જબરજસ્તીનો નમુનો ગણી શકાય! દેશીઓમાં જ્યાં સુધી પરસ્પર મનનો વિશ્વાસ સુદૃઢ નહિ થાય, ત્યાં સુધી કદી સુખી થવાનાં નથી. શું દરેક સ્ત્રી—પુરૂષ હલકાજ વિચારનાં, હવશી અને હરામી હશે? અંગ્રેજી કેળવણીમાં, ને અંગ્રેજી પ્રજામાં એવા પ્રકારનો અવિશ્વાસ નથી. તેની સોસાયટી અદેખી નથી. દીલ મળ્યા પછી કદાચ મન બાઝે, પણ ત્યાં સુધી ગમે તો તે એકાન્ત પથારીમાં પડે, તોયે ચળાયમાન થાય નહિ! મનુ માટે તું જે વિચાર લાવે છે, તે મને ગમતા નથી!"

"વ્હાલા! અંગ્રેજ પ્રજા, તેની કેળવણી, તેની શારિરીક સ્થિતી ને તેનો દેશ, તથા તેનાં જનવર્ગની સોસાઇટી જુદા પ્રકારની છે. આપણો દેશ ને શારિરિક બંધારણ ગરમ છે; આપણી કન્યાઓ બાર વર્ષે રૂતુમતી થાય છે. તેમાં જો અંગ્રેજી પ્રેમ, ને સ્વતંત્રતા મળી પછી તે—

"વારૂ, હશે-હવે તું કહીશ, તો મનુનું લગ્ન તાકીદે કરીશું." આ વચન સિદ્ધ થવાને ઘડીયાળમાં બાર વાગ્યા.

"નાટક તો બે વાગે પુરૂં થશે, ત્યાં એક ઝોલો લઇએ!"

"હા, મને પણ નિદ્રા આવે છે."

"મનુ બહાર ગઇ છે, તેથી મને નિરાંતે ઉંઘ નહિ આવે—લ્હો, હું તમારા પાય દાબું!"

એમ કહીને સુલોચના પતિના પાય દાબવા લાગી—રાત્રી વિતવા લાગી. પેલી મનુને લીના રસ—કુંડમાં ન્હાવા લાગી!

---

# પ્રકરણ ૮ મું.

## લીનાનો એકરાર ! જહોનનું પ્રોમીસ !

"વૈકુંઠના સુખનો વાન્છના ક્યારે કરી શકીએ. મી. જહોન ?"

" માઈ ડાર્લીંગ ! આ અંતઃકરણ જ્યારે પ્રેમમાં તલ્લીન થઈ જાય, ત્યારે તે સ્વર્ગમાં રમણ કરે છે, એમ માની લ્હેજે !"

" માઇ લવ ! શું હું તમારા અંતઃકરણમાં અમૃતરૂપે વસી છું, કે મૃગજળ પેઠેમ ?"

"તે વિષે તું ત્હારા અંતઃકરણને પુછી જો. એટલે સહજ ખાત્રી થશે !"

" હું તો દરરોજ કબુલાત કરાવું છું. અને હરનીશ પ્રભુ પેઠેમ પુજું છું—પણ

" તો પછી ત્હારે શંકા ન કરવી ! પ્રોમીસ શબ્દ સ્વર્ગમાં પણ સાચો પડગો નથી; માત્ર માણસ તો કહી શકે છે, પણ કરવું કંઇ તેના હાથમાં નથી. નીભાવવું સહેલું નથી."

" હું અહીં ને તમે વિલાયતમાં હોય તો ?"

" ત્યાં પણ તું સ્વપ્નદ્વારે મ્હારી જોડે રમી શકે છે. પણ માઇ ડાર્લિંગ ? ત્હરા રમણી ચ્હેરાપર કંઇક નિરાશા લાગે છે !"

' મ્હારા મનમાં કંઇક સંભ્રમ થાય છે !"

" શું હું તને પસંદ નથી ?"

" એમ ન બોલશો મ્હારા લવ ! તમારો ચાહ પ્રભુ તુલ્ય માનુંછું. પણ મને લાગે છે, કે આપણે છુટાં પડીશું ! વીસલપુરના પ્રિન્સે મ્હારા ફાધરને લઇ જવા ઠરાવ કર્યો છે, અને હું પણ—

" નેવર માઇન્ડ ! તું લાખ ગાઉપર હશે; તોયે શું !"

" બાર વાગ્યા ! ડીયર લવ ! કીસ મી !—" લીનાં પોતાના ભાવી પતિને ભેટી પડી ! આહા ! અધર ચુંબન થયું ! લીલાંને ઉંચકીને જહોન ખુશ થઇ ગયો ! અમૃતનો પ્યાલો પીને પાર તરી ગયો. સુંદર જોડલાં ' ગુડ-નાઇટ ' કરીને ' કીસ ' કરતાં ચાલ્યાં ગયાં !

# પ્રકરણ ૯ મું.

---

## વૈકુંઠમાં બે ઘડીનો વિશ્રામ!

" જોબનના રંગમાં ઝુલે–રમશો ના કોઈ મનમોહનની સંગ–રંગમાં ઝુલે!
ચટકો કરતી છેલ છબીલી–મનમોહનની સંગ—"

" ડીયર લવ! આ કોમળ દેહ, તમારા નાઝુક કરમાં આપ્યો છે! પેલી લીનાનું પ્રોમીસ તમે પણ સ્વિકારશો?"

" માઇ ડાર્લીંગ? જો તમારો કોમળ કર મ્હારા હાથમાં આપ્યો છે, તે રીતે સદાનો રહેશે, તો હમણાં જેમ મને લાગે છે, કે આ બે ઘડી વૈકુંઠનાં સુખ મળે છે; તેમ આખી જીંદગી વૈકુંઠનાં સુખની જશે."

" કહો, તમે મને કયા લોકમાં લઇ જશો? શું કરશો આ ક્રિંકરી તમારૂં શું કાર્ય કરી દેશે? તમે મને કયા પ્રકારે વશ કરશો?"

" મનુ! ડીયર મનુ! તું B. A. થઇ છું. એજ્યુકેશન અને તેનો ઉપયોગ જાણે છે. લવ–લવરનો પુરો પઠ પઢી છું; હવે મને શું પુછે છે? તોપણ સાંભળ–હું તને મ્હારી આંખમાં રાખીશ. ત્હારા પ્રેમને મ્હારા અંતરમાં બાંધી રાખીશ–મ્હારા સુખમાં સઘળો ભાગ આપીશ. ત્હારા માટે શત્રુઓને સંહારીશ. ત્હારી ઇચ્છા પુરી કરવા માટે કઠણ દુઃખ સહીશ. ત્હારી ખુબસુરતી જાળવવા તને ગમશે, તે રીતે ત્હારા શરીરનું આલીંગન કરીશ. તું ખુબસુરત દેખાશે, તેવા અલંકાર મેળવીશ. તું રાજી રહેશે, ત્યાં તને ફરવા–મોજમજા કરવા લઇ જઇશ! કહે, હવે શું કહું? એ રીતે હું તને વશ કરી લઈશ. જ્યારે તને ત્હારૂં મનગમતું થશે, પછી તું વશ નહિ થાય?"

" અલબત હું વશ થઇશ. પણ આ શબ્દો કયાં સુધી ચાલુ રહેશે ? મ્હારા જોબન સુધી કે !–

" ના; કદી મ્હારા દુર્ભાગ્યે તું આજારી પડી જાય, આ ત્હારો માંસલ દેહ, આ ત્હારી મુખની લાલી, આ ત્હારા જોબનનો બહાર, આ ત્હારાં સુકોમળ ગાત્ર, આ ત્હારૂં અંતઃકરણ નબળું પડી જાય, આંખને અણગમતું થઇ જાય, તોપણ હું તને નહિં છોડું ! ત્હારો સ્થૂળ દેહ કેવળ કાષ્ટ તુલ્ય થઇ જશે, તો તેને દહન કરીશ. દાહમાંથી બાકી રહેલાં હાડકાંને ગંગામાં નાખી આવીશ; ને તે તીરે ત્હારૂં સ્તવન ભજન કરીને અંતે વૈકુંઠમાં બે ઘડી વાતનો વિશ્રામ લેવા આવીશ. હવે તું શું કરવાની છું, તે મને કહે !" સુંદરે અંતઃકરણથી કહીને મધુરી મનુએ પુછ્યું !

" હું મ્હારા લવને મ્હારૂં માયાળુ અંતઃકરણ સોંપીશ. તેમનું મન દિલગીર થશે, ત્યારે આ કોમળ ગાત્રો વડે તેમને રિઝવીશ. આલીંગન–ચુંબન દઇને, કંઠની મધુરતાથી ગીત ગાઇને, અને છેવટે મ્હારી સોડમાં સંતાડીને તેને બકી કરીશ.–જો તેથી પણ રીઝશે નહિ તો—

" ત્હારૂં જીવન આપીશ, એમજ કેની ? "

"હા; જેમને આ દેહ સ્વાધીન થશે, જેમનો એમનાપર હક હશે, તે સઘળો તેમનેજ આપીશ. પછી હું શું કરીશ, તે જાણો છો ? આ તો રાત્રીની–થાકેલાની, શ્રમીત પતિની વાત થઇ. હું પરણીને તરત સાથે આવીશ. દરેક પ્રેમમાં, દરેક વાતમાં, દરેક સુખમાં, દરેક દુઃખમાં હું સદા ભાગ લઇશ. ઘરનો કારભાર કરતાં શીખીશ, ને છેવટે સંતતિ આપીને કૂળનું કલ્યાણ કરીશ !"

" પણ મ્હારી ઓફીસનું કામ કરવા લાગીશ ? મ્હારાં બચ્ચાં થાય, ટો તેને કેળવીશ ખરી ? તેને જો તું ધવરાવીશ, તો આ ત્હારી–"

" બ્યુટી ચાલી જાય ! તેથી તે તો મ્હારા પતિ માટે—"

" બસ—પ્યારી હવે બસ કર ! રાતના એક વાગ્યો—હવે આપણે ગાડી નજીક જઇએ ! ડ્રાઇવર ઉંઘી ગયો હશે, યા તો સિપાઇના હાથમાં ગયો હશે—ચાલ ડીયર મનુ ! હવે ચાલ—આજ પ્રિન્સે ભલે નાટક કરાવ્યો. તેનું ભલું થાઓ."

" ને મેં આ ચરિત્ર પણ ભલું ભજવ્યું !"

" તેમાં વળી વર્ષોથી દબાઇ રહેલો ઉભરો બહાર નીકળીને શિતળતા મળી, એ સૌથી સારૂં થયું."

" અને પ્રોમીસ તથા કીસ મળી તે ?"

" વ્હાલી ? હવે માત્ર એટલુંજ કરવાનું બાકી છે, કે ત્હારૂં ગુલ-બદન સદાનું મ્હારૂં થાય !"

" હવે બાકી કંઇ નથી—શકુન્તલાને દુષ્યન્તે એકાન્તમાં નબળી તો કરી દીધી—અરે, મ્હારા પાયનું લોહી ધીમે ધીમે ફરકે છે; જાણે હું થાકી ગઇ હોઉં ! જાણે વૈકુંઠમાં હોઉં !"

" શું ગર્ભવંતી થવાની ચેષ્ટા કરે છે ?"

" ડીયર લવ ! કણ્વ મુનિ સમર્થ હતા; મ્હારા પિતા—માતા એવી ધિરજ કેમ રાખશે ? તમે મને આલિંગન તો કર્યું, પણ જો-

" ના; તેનો જોખમદાર—હક્કદાર હું હાજર છું."

" દુષ્યંન્ત પેઠેમ મને વિસરી તો નહિ જશો કની ? કેમકે અમ-દાવાદ જતાંજ પેલી નવી કળી મુઝાવશે; ને પછી—સાનુમતી પેઠેમ મ્હારે કહેવું પડશે કે;—

" નવીન મધુ ચાખનાર દુર ક્યાં થયો !
ભૂકત વસ્તુ મધૂપ કેમ વિસરી ગયો !—
આમ્ર કલી રસ ભરેલી, મુગ્ધ થઇ તેં ચુસેલી;
છતાં નિરખી કમલાવલી, ગયો ત્યાં લોભાઇ અલી.
વિરહે ઝુરે નારીથી એ ઘા ન જાય સહ્યો ! "

" ના, ડીયર ડાર્લીંગ, તું નચિંત રહેજે હું ત્હારો છું."

" ખરૂં કહેજો લવ! લન્ડનમાં ભૂલ કરેલી ખરી?"

" તમે સ્ત્રી જાતને એની અદેખાઇ શા માટે આવવી જોઇએ? તમને રીબાવે કે સતાવે તો જુદી વાત-પણ નાહક અમને બન્ધનમાં મુકીને પાપના-વિશ્વાસઘાતના દોષમાં ક્યાં મુકો છો? નર-ભ્રમરની વાત નથી જાણતી?"

" હશે; ત્યારે હું નથી પુછતી! પણ મને-"

" તને આ મ્હારૂં જીવન-" એટલું કહીને મનુએ ઉંચકી લીધી ને અધર-ચુંબનનું પાન કરાવ્યું. ચંદ્ર શરમાઇ ગયો. સમુદ્ર પાછળ છુપાવા લાગ્યો. મનુ ને સુંદર ગાડી તરફ ગયાં; ને હસતાં-રમતાં ગાડીમાં બેઠાં. ઘોડાવાળાને બ્હાદુરી બદલ ઇનામ આપ્યું. તેણે ગાડી હંકારી દીધી; અને બન્ને જણ બંગલે પહોંચી ગયાં! મનુની માતા પોતાની નિર્દોષ ને અજ્ઞાન બાળાને જોઇને શાન્તી પામી! બાળાએ તો કંઇ કંઇ તોફાન કર્યું છે, એની તેમને શી ખબર! હશે-જગત ભૂલનેપાત્ર છે. રાત્રી વિત્યાથી સૌ નિમેલે સ્થળે સુવા ગયાં! મનુને હવે એકલી નિદ્રા કેમ આવે? બન્ને જણાંએ તરફડીયાં તો માર્યાં; લાગ સાંધવા યત્ન કર્યો, પણ વૃથા-બહુ લોભ તે પાપનું મૂળ! અંતે સ્વપ્નામાં સર્વ સુખ પ્રાપ્ત થયું; નિદ્રાદેવી, તેને વૈકુંઠમાં લઇ ગઇ; ને બે ઘડીનો વિશ્રામ આપીને પાછી સ્થળે પહોંચાડી દીધી.

---

## પ્રકરણ ૧૦ મું.

### મન-મોહનો અંગાર!-નાટકકારો અને પ્રિન્સ!!

વિશાલપુરના જુવાન પ્રિન્સનો નાટકીય શોખ પણ મોહના બિન્દુ જેવો બની ગયો હતો. મીસ લીનાંની મુલાકાત દરમ્યાન આંખ આ-

ગળ ચોવીસ કલાક તેનો ચહેરો રમી રહેલો હતો, અને તેનું મુખડું હરનીશ જોવાની ઉતાવળી લાલચ શિતળ કરવાને તાકીદે ઉપાય લીધો હતો. જો કે મી૦ મેકલીનનો જવાબ આવે, મીસ લીના પેલા જ્હોન કનેથી પ્યારની રજા માગીને પ્રિન્સનાં દર્શન કરવા પધારે, તે દરમ્યાન પ્રિન્સને નવા મોહનું ચેટક લાગ્યું. ગઇ રાત્રે ખાસ ખેલમાંથી મનુ અને સુંદર ઉઠી ગયાં; અને સમુદ્ર કિનારાની લ્હેરો લેવા લાગ્યાં! મીસ લીનાં પોતાના વ્હાલા આશક જ્હોન જોડે ગેલ કરવા લાગી, ત્યારે પ્રિન્સ સાહેબ નાટકનાં પાત્રોપર લોભાવા લાગ્યા! નાટકની નાયિક પર તે ફીદા થઇ ગયો. ઓખા અને તેની સખી ચિત્રલેખાનાં પાત્રો જો કે ભવાયાના બે છોકરા હતા; પણ કુદરતે તેનો ચહેરો એવો રળિયામણો બનાવ્યો હતો, કે કદાચ ભલી સ્ત્રી પોતાના ઠણકાનું માન મુકી દે! ખરેખર જેકલો ને માંકલો છોકરા એવાજ હતા. એક બાપ ને એક માના આ તરગાળાના બેટાનો બાપ ગુજરી ગયો હતો. અને મા આંધળી હતી. દૈવ પાધરો ને ભાગ્ય દેખતું હોવાથી તેઓ આ નાટક મંડળીમાં આવ્યા, અને પ્રભુ કૃપાથી પ્રેક્ષકનાં ચિત્ત હરી લીધાં; હજી નાટક બહાર પડીજ બે માસ થયા હતા, અને બીજો ખેલ મુકવાની તૈયારી હતી. ત્યાં પ્રિન્સે તેના પર નજર કરી—

અસલ કાળમાં દેશી રાજાઓ સંગીતના શોખીન હતા. ભલા ભલા ગવૈયાઓ અને તાનજોરની નૃતિકા, પંજાબની નાયિકા તથા ગોવાની ગોરીઓનાં ગાનતાન સાંભળતા હતા. પુરૂષને લાયકનું કામ પુરૂષ કરતા; ને તેના કામપર રાજાઓ ફીદા થતા! સ્ત્રીઓના કામથી રિઝાઇને તેણીઓને લાયક બક્ષિસ કરતા હતા. હાલમાં નાટક અને નાટકના પોરીઆઓ સાથે ગેલ કરવામાં કેટલાક ભૂંડા મજા માને છે. ખરૂં ક્ષત્રીબળ નાશ પામે, અને વંશની લાલચે ઘાંચી મોચીનો

બટો બેસાડી દે, તેનો શોખ તે બીજા કયા સાહિત્ય ઉપર ઉતરે વારૂ? પ્રિન્સ મદનકુમાર ખરો ક્ષત્રી બચ્ચોજ હતો; ને તેથી તેમના ગુણ–દોષ વિષે કશું કલંક લગાડીશું નહિ! કેમકે અમાસની રાતને, ભગરી ભેંશને, સુંદરીની ભમરને, અને કુસુમની ભમરીને ધોળી કહીશુંજ નહિ!!

રાતના નાટકમાં પ્રિન્સ ચકરમ બની ગયો. ભલી ભલી નાયકાઓનાં નખરાં, અને સુકોમળ કંઠે સાથે કુદરતી સૌંદર્ય પર ન લોભાતાં જેકલા ને માંકલા ઉપર તેનું દીલ ચોંટયું. નાટક પુરૂં થયું, ત્યારે મેનેજર સાહેબે ખમાં પુકારી! પ્રિન્સે તેમને ઉતારે બોલાવ્યા. પેલા બે છોકરાને સાથે લાવવા ફરમાવ્યું. દસ વાગ્યાનો વખત આપ્યો.

લાલચુ અને લોભી મેનેજર સાહેબ, બન્ને પોયરાને લઇને તાજમહાલ હોટેલમાં પધાર્યા. પ્રિન્સ સાહેબની કુરનસ બજાવી. મેનેજર સાહેબ અને પેલાં રાતની પૂતળીરૂપ પુતળાંને માન દઇ બેસાડયા. પ્રિન્સ સાહેબ ખાનગી રૂમમાં ગયા. ત્યાં મેનેજરને બોલાવ્યો. તેમની લાયકી અને ચાલાકીની તારીફ કરી. પ્રિન્સ લગાર ઠાવકો ને મશ્કરો હતો; તે સાથે હવસી, ઇશ્કબાજ ને શોખીન હતો: તેનામાં એક ગુણ એ હતો, કે સામા માણુસની પ્રકૃતિ ઓળખી જતો. ને વખત વખતની ટેવ સંભાળી લ્હેતો; એથી પોતાનું કામ સ્હેલાઇથી પાર પડતું, ને તાકેલું નીશાન આબાદ વાગતું હતું. મેનેજર લોભી છે, એ વાત જાણીતી હતી. એક સોનાનો છેડો ને જોડે લોકીટની તેને બક્ષીસ કરી. મેનેજર ખુશી થઇ ગયો. પગે પડયો. નાટકી ચાળા ને નાટકી ઢોંગ કરવા લાગ્યો. પ્રિન્સે પેલા છોકરાઓને અંદર મોકલવા હુકમ ફરમાવ્યો. મેનેજર બહાર ગયો, અને બન્ને પોયરાને સમજાવ્યું, કે નાટકી નખરાં ચલાવીને રાજાને ચીરજો! ભવાયાના બાળકોનો તો તે ધંધોજ હતો. માતાના પેટમાંથીજ મોરનાં ઇંડાં પેઠેમ તે છોકરી રૂપે છોકરા અવ-

તર્યા હતા. તેઓ અંદર ગયા. જમણી આંખ, ગોરૂં કપાળ, અને અટકીલી ભમર સાથે ઉપસેલા ગાલ તથા નમણું નાક જોઇને પ્રીન્સ સાહેબ મોહી પડયા. બન્નેને પોતાની ડાબી જમણી બાજુપર બેસાડયા. બન્નેના ગળામાં હાથ નાંખીને બોલ્યા.

"કહો બેટા, તમને શું જોઇએ ?"

"ગરીબ પરવર! અમે તમારા ગુલામ કહેવાઇએ, અગને શું જોઇએ? ભાટ ભવાયાને તો બધું જોઇએ. અમારી કદર તો આપ જેવા દયાળુ ને કદરદાન રાજાજ કરે. જે આપો તે લાખનું ગણીશું. અન્નદાતા!"

"જો તમને રાજમાંથી વર્ષાશન મળે તો!"

"બાપુની જેવી મરજી."

"તમારે નાટકી ધંધો કરવો પસંદ છે?"

"દીનાનાથ! તરગાળા–ભવાયાનું તો એ ગુજરાન છે; પણ આપ જેવા કોઇ દીલાવર દાતાર કદર કરે, તો ગાવું, બજાવવું, ને રાજની નોકરી કરવી, એજ અમારૂં કામ છે."

"તમે નાટક કંપની સાથે શી સરતે બંધાયલા છો?"

"અમને હજી ત્યાં જવાને બે માસ થયા છે. અમારો બાપ ગુજરી ગયો છે. મા આંધળી છે. વીશનગર કને ઉંઝાં ગામના રહીશ છીએ. દશ દશ રૂપિયા પગાર મળે છે. બીજી શરત કંઇ નથી અન્નદાતા! જો અમને આ ગાય ગાળેથી છોડશો, તો આપના આભારી થઇશું. જીંદગી સુધી નોકરી કરીશું." બન્ને ભાઇઓએ કહ્યું.

"તમે બન્ને ભાઇઓ માટે વીશલપુરનું રાજમંદિર ખુલ્લું છે. કહો, તમે તમારા માલિકની રજા મેળવી શકશો?" પ્રિન્સે શાહુકારી કરી!

"ના, બાપુ! અમે કેદખાનામાં છીયે. નાટકના માલિકના અમે ગુલામ જેવા છીયે. કોઇને મળવા જવું હોય, તો ચોખ્ખી ના! મા-

બાપ મળવા આવે, ને અમારી જોડે નાટકનો સંત્રી સામેલ હોય, તોજ વાત થાય? અમારા કાગળ પત્રો માલિક વાંચે; અને અમારો પગાર અનુકુળતા પ્રમાણે અમને નહિ, પણ વાલીને આપે; અગર જમે કરી રાખે! અમારી આ દશા છે. ભૂખમરાને લીધે ભવાયાના બાળક છોકરા, નાટકકારોની ચોવીસ કલાક સેવા બજાવે છે. અમારી કુંપનીમાં સાત વર્ષનો વયથી છોકરા કામ કરે છે. રાતના બે ત્રણ વાગ્યા સુધી નાચ—કુદ કરવી પડે છે. જો બાળક ઝોંકા ખાય, કે કદી અભણ હોવાથી, ને બાળકપણાને લીધે યાદદાસ્ત નબળી પડે, તો કોમળ કાળજાંને સતાવે, માર મારે, ગાળો દે, ને દંડ કરે! અમે બીજું શું કામ કરી શકીએ? નાચવાનો ને ગાવાનો ધંધો કરીને આ રીતે પાપી પેટ ભરીએ છીએ! અમારા કામથી નાટકકાર સંતોષ પામે, તો એકાદ રૂપિયો પગાર વધારી આપે! આપ જેવા ઘણા કદરદાન આવે, તેનું સારૂં ઇનામ મળે, પણ અમે હતભાગી!" એટલું કહેતાં છોકરો રડી પડયો."

"તમને ઇનામ ન આપે? કોઇનું આપેલું કંપની ખાઇ જાય?"

"હા; સાહેબ!—અમારા ગરીબનાં નશીબ કયાંથી કે આપના પવિત્ર હાથની બક્ષિસ અમે ભોગવીયે!'

"વારૂ; તમારી કને અહીં બીજો સામાન શું છે?"

"એક ફાટેલી ગોદડી! બીસ્તરામાં તુટેલી ખાટ પણ નહિ; ભોંયપથારી માટે સડેલી સાદડી!"

"વારૂ; તમે મ્હારે ત્યાં રહેશો?"

"હા; જો આપની નીગાહ થાય, તો પ્રભુ કૃપા!"

'આજે તમારે સ્ટેશનપર આવવું. મેનેજર સાહેબને હું હમણાંજ કહું છું. તેઓ તમને ત્યાં લાવશે. તમને પુછે તો કહેવું કે નાટકની તારીફમાં વખત ગુજાર્યો છે."

"તેમાં કહેવું ન પડે, બાપુ ! અમે પણ તરગાળા છીય. મોરનાં ઇંડાં ચીતરવાં નહિ પડે ! પણ કદાચ શંકા પડી જાય, ને મેનેજર અમને ન લાવ્યા તો ?"

"હજી કંપનીને ઇનામના પૈસા આપ્યા નથી; સ્ટેશને આપવાના છે. તમારૂં ઇનામ પણ ત્યાં આપવાનું કહીશ. તે લાલચે તમને લાવશે. કેમકે ઇનામ તો કંપનીની મીલ્કત છે કની ?"

"હા, સાહેબ ! આપે બરાબર યુક્તિ ઘડી !"

"તો હવે મન દૃઢ રાખજો, તમારૂં ભાગ્ય ઉઘડી ગયું જાણજો. હવે તમે માનજો, કે ગુલામીની ઝુંસરીથી છુટા થયા–" એટલું કહીને બન્ને ગુલાબને રમાડયા–ગોરા ગાલપર ચુંબન પણ કર્યું; ખરે, નિર્બળ,સ્વાર્થી અને દંભી અધિકારીઓ તો એવું ઇચ્છીનેજ બેઠા હતા. કાગડાના મોંમાંની પુરી પડાવવા માટે સ્વાર્થી શિયાળ રાહ જોઇ રહ્યો હોય છે ! રાજાની નબળાઇપર હિન્દની સલ્તનત આગળ વધે છે. રાજનીતિનો જે આશય સરહદ લંબાવવાનો છે, તે આશાનો ખાડો પુરવાને આ પ્રકારના બીનહકદાર રાજાઓનો અમલ લગાર લાભકારક નીવડે છે ! સ્વચ્છંદી, વિષયી, દારૂડીયા, ભંગી, નિશાબાજ, અને રાજતેજહીણ, હલકા વંશના માણસ જો રાજા થાય, તોજ તેના હરીફ ફાવી શકે ! કેમકે જાત વગર ભાન ન પડે !

પેલા છોકરાઓને લાલચના વિમાનમાં બેસાડયા–પટાવ્યા, સમજાવ્યા, બનાવ્યા !

છોકરા આનંદ પામ્યા, ગુલામીમાંથી છુટયા. નસીબના બળીયા પણ કર્મના ફુટયા–હવે જન્મથી તુટયા–રાજાએ લુટયા—

મેનેજરને બોલાવીને કહ્યું કે "તમારા ખેલનું ઇનામ અને આ બાળકોને બક્ષિસ આપવા લાયક વસ્તુ હાજર નથી. મ્હારે તમારી ઉમદા કદર કરવાની છે. દિવાન સાહેબને હું જણાવીશ કે, તમારે માટે

સારી કિમતી ચીજો મંગાવી લ્હે! રોકડ રકમ હાજર નથી. તમે આ બન્ને બાળકોને સ્ટેશનપર લઇને આવજો, મ્હારો વિચાર તમારી કંપનીને વીશળપુર બોલાવવાનો છે."

"ખમાં! ધણી ખમાં! આપ જેવા ગરીબ પરવર જો અમારી કદર ન કરે, તો બીજા કોણ કરશે? હાજર છીયે. તમારા ગુલામ જ્યાં કહો, જ્યારે કહો, ત્યાં, તે વેળા હાજર છીયે! જીવતા રહો, બાપુ!"

મેનેજરે વાહવા પુકારી, અને પગે પડયો. રાજા ઉઠયો. છોકરા પગે પડયા. અને રજા લીધી–રાજા ખુશી થયો. છોકરા પાછું વળી વળીને જોતા ગયા. ઇશારત કરતા, ખુશી થતા ગયા. મેનેજરને મન તો ધનનો રાફડો ફાટેલો લાગ્યો. નાટકશાળામાં જઇને માલિકને ખબર આપી, માલિક તો ગાંડો–ઘેલો બની ગયો. આજની ખુશાલીમાં શીરા–પુરીનું જમણ કરીને એકટરોને જમાડયા. જેકલો ને માંકલો મનમાં મલકાવા લાગ્યા, માલિકે તેને જરીની ટોપી ને સોનાનો ગળચવો કરી આપવા વચન દીધું! તેઓને તો તે વસ્તુ એક કિમ્મત વગરની થઇ પડેલી લાગી! આજના કેટલાક નાટકકારોનાં ભવિષ્યનો ઉદય કેમ જાણે હવે શેઠ શાહુકારના છોકરા અથવા તો કેટલાક જુવાન રાજાઓના શોખપર લટકી રહ્યો હોય!

નાક ગયું, નાકટ થયું, ગયા ભવાયા ભાંડ;
કાણા ઘરના કૂતરા, ખાવા લાગ્યા ખાંડ!

---

## પ્રકરણ ૧૧ મું.

---

### મીસ લીનાં–પ્રિન્સનો ચાહ કે ચા!

"માઇ ગુડ હાઇનેસ! તમે અમારા આ દુઃખી વખતમાં જે દિલસોજી દેખાડી છે, તે માટે હું અને મ્હારા પિતા આભારી છીએ."

"મીસ લીના! તમારી અને તમારા પિતા મી. મેકલીનની હકીકત સાંભળીને મને ઘણી લાગણી પેદા થઇ છે. મી. મેકલીન અમારા રાજ્યનના મોટા હિતસ્વી છે-તેમની લાયકાત માટે કદર કરવાનો પ્રસંગ મેળવવા આતુર હતા. હવે હું સ્વતંત્ર રાજકર્ત્તા થયો છું, તો પછી તેમની કદર શા માટે નહિ કરૂં? હું ન્હોતો જાણતો, કે મી. મેકલીનને તમારા જેવાં વિદ્વાન પુત્રીની ઇશ્વરે બક્ષિસ કરી છે. હું તમને જોઇને ખુશી થાઉં છું, અને ચાહું છું કે, તમે અમારા કુટુમ્બમાં મોટાં ઉપયોગી બાનુ થઇ પડશો."

"થેંક્યુ! તમારો આભાર થયો. મ્હારા નોબલ પ્રિન્સ, મને મ્હારા ફાધરે ખાસ એટલાજ સારૂ મોકલી છે, કે આજની ટ્રેનમાં જો અમારે આવવાનું હોય, તો અમને લગાર નાણાંની મુશ્કેલી પડશે, કેમકે હજી વર્ષાશન પેડ થયું નથી; ને ખર્ચ વગેરેમાં—

"તેની ફિકર ન કરશો. તમારી તે મુશ્કેલી દુર થઇ શકશે. તમને શું જોઇએ છે?

"અમને મુંબઇ છોડતાં બે હજારનો ખર્ચ કરવો પડશે. ભાડું ને નોકરોના પગાર ઉપરાંત મ્હારે માટે કપડાં તથા ફાધર માટે સામાન લેવો જોઇએ."

"ઓલ રાઇટ! હું દિવાન મારફત હમણાંજ તેટલી રકમ મોકલું છું. વિશેષ કંઈ જોઇએ છે?"

"માત્ર આપનો ચાહ જોઇએ છે, મુજ રંક છોડીને તમારી માયાભરી મદદ મળી છે, તે કાયમ રહેવી જોઇએ; કેમકે ફાધરઃ—" એટલું કહેતાંજ તે ગદગદિત થઇ ગઇ.

"મીસ લીના! તમે વિદ્વાન અંગ્રેજ બાનુ છો. જો કે તમે એક સારા ધણીનાં ધણીયાણી થવાને લાયક છો; ને તે તમને શુદ્ધ અંગ્રેજ ગૃહસ્થ મળી રહેશે-પરંતુ જો તમારા જેવી દેશી બાનુ હોત,

તો જરૂર હું તેમને મ્હારી આંખની—

"થેંક્યું! તમારી ભલી લાગણી માટે ઉપકાર માનું છું." લીનાંએ મોં ઉંચું કરીને, નજર નીચી રાખીને તુટતા શબ્દે કહ્યું; જાણે એ વચનો સાંભળવાને તે ખુશી ન હોય; માત્ર દિવાની બનો રાજાનો વિવેક જાળવવા, અને રંક અવસ્થામાં, પિતાની વૃદ્ધા અવસ્થાએ, માત્ર મુશ્કેલી દુર કરવાના હેતુથીજ આ સમય સંભાળી લીધો.

પ્રિન્સ તેની તરફ ટીકી ટીકીને મોહથી જોતો હતો. આહા! તેની મૃગલા જેવી આંખ ને કમળ જેવા ફુલેલા સફેદ ગાલ તથા ઠસ્સાદાર બાંધો તેને શોભાવતો હતો. લીનાં ધારે તો આ ટાણે પ્રિન્સના અંતરને વીંધી શકે, તેમ હતી; વિવેક વાતો કરતાં ચા પીવાનો બેલ થયો.

"મીસ લીનાં! ચા પીવા આવશો?"

"થેંક્યુ! તમારા ચા કરતાં ચાહ વધારે કિંમતી થઇ પડશે, મ્હારા હાઇનેસ!"

"ત્યારે શું મ્હારાં મહેમાન થશો, તે પ્રસંગે પણ મને હરકત."

"ના, એમ નથી; મ્હારા ફાધર વાટ જોઇ રહ્યા હશે. તેમને હું કોફી કરી દઇશ, ને સાથે પીશ, તોજ તે પીશે, માટે હું માફી ચાહું છું."

. "વેરી વેલ! જેમ તમારી મરજી!" "ત્યારે હું રજા લઇશ. હજી મને બે ત્રણ ફ્રેન્ડને ત્યાં મળવું છે; તથા ખરીદ માટે—"

"મીસ લીનાં! તમે એક ઓરડર લખી આપો. હું વ્હાઇટ-વે લેડલોને ત્યાંથી મંગાવી લઇશ, અને ત્યાંથીજ પેક કરાવીને સ્ટેશન ઉપર મોકલવા ગોઠવણ કરાવીશ."

"ઓલરાઇટ! થેંક્યુ! મ્હારી કને લીસ્ટ તૈયાર છે;" એટલું કહીને લીનાંએ લીસ્ટ આપ્યું! આહા! પાંચ હજારનો સામાન હતો! જો મીસ લીનાં ખરીદે, તો મધ્યમ વર્ગનો સામાન લ્હે; પણ એજ

સામાન જો હાઇનેસ મગાવે, તો એવડા દામ પડે. અંતે મોહના માર્યા મમ્માએ પોતેજ ભાર ઉપાડયો.

" મીસ લીનાં ! આ લીસ્ટમાં કંઇ ઝવેરાત તો નથી ? "

" થેંક્યુ ! મ્હારે ઝવેરાતની જરૂર નથી ! " હું તમને આપીશ પણ તમને શું પસંદ છે ? "

" મને-મને " લીનાં શરમાવા લાગી.

" ન શરમાશો-હવે કદી ન શરમાશો. "

" આપને જે ગમે તે ! " લીનાંએ જાણ્યું, કે આ ઉલ્લુનો પાદશાહ નખરે ચડયો છે, માટે ખાડામાં તો ઉતારવો ! હજી લીનાં કાંઇ એટલી હદ સુધી તેમની તરફ લોભાણી નથી, માત્ર હાલતને અવલંબીને, જે કંઇ મળે, તે વખતસર લઇ લેવા સિવાય ઉંડી પેઠી નથી—

" ઓલ રાઇટ ! તમે તૈયાર રહેજો. તમારે માટે કમ્પાર્ટમેંટ તૈયાર છે. મેં ખાસ રીઝર્વ કરાવેલું છે. મી૦ મેકલીન પણ તેમાં પધારશે-"

"વેલ, ત્યારે હું રજા લઉં છું, મ્હારા હાઇનેસ ? અને અમારૂં ઘર-"

" હાલ તમે હાઉસ કબજે રાખીને પધારો, પછી નિરાંતે ખાલી કરવાનો બંદોબસ્ત કરીશું "

" ઓલરાઈટ ! ગુડ-બાય ! " લીનાં શેકહેન્ડ કરીને ઘેર જવા નીકળી-પ્રીન્સ તેની પ્રત્યે મોહક ભમરા પેઠેમ જોઇ રહ્યો, લીનાંએ ચા ન પીધો, પણ ચાહ લીધો.

લીનાં ઘેર ગઇ. પિતાને સઘળી હકિકતથી વિદીત કર્યા. વૃદ્ધ મેકલીને દીકરીને કોમ્પલીમેંટ આપ્યું; રાજાની કૃપા ઉતરેલી જોઇને રાજી થયો. દીકરીની પૈસા સંબંધી, તથા પૈસા વિના શોખ કે સગવડ ન હતી, તે સંબંધી, છુટ મળેલી જોઇને ખુશી થયો. લીનાં પણ પિતાને આશિષ દેવા લાગી. બપોરનું ખાણું તથા કોફી લઇને જલદી બહાર જવા નીકળી, ત્યાં હાથખરચ માટે પાંચસોનો ચેક પ્રિન્સ તર-

ફથી આવ્યો, મીસ લીનાં વટાવા ગઇ; ને ફાધરને કહેતી ગઇ, કે પોતે કાં તો આઠ વાગે જમીને ઘેર આવશે. નોકરદ્વારા તેમણે જમીને તૈયાર થઇ રહેવું, કેમકે મીસ મેકલીનને પોતાના લવરને મળવા જવાનું હતું. અને પોતાની કમ્પેનીયન મીસ મનોરમાને મળવું હતું. પોતાની દશા ફેરવનાર, ને દરેક રીતે ભાગ્ય બદલાવનાર મનુ હતી; કેમકે મનુ આગ્રહ કરીને તાજમહાલ હોટેલમાં લઈ ગઇ હતી, કેમ જાણે લીનાં માટેજ તે ખોટી થઇ હતી !

લીનાં પેલો ચેક લઇને બહાર નીકળી, અને પોતાની સહિયરને બંગલે પણ ગઇ, અહીં શું થતું હતું ?

## પ્રકરણ ૧૨ મું.

### સહિયરોની ભેટ.

રાત્રીએ દોરંગી દુનિયાનો ભજવાયલો નાટક હજી સ્વપ્નામાં પણ ખડો થઇ રહ્યો હતો. પ્રભાતમાં સર્વ ઉઠયાં-મનુ અને સુંદરે પરસ્પર દર્શન કર્યાં. બાગમાં લગાર લટાર મારી; ત્યાં કૃષ્ણલાલ ઉઠયા અને 'સર્વે' નાસ્તો કરવા બેઠાં. ચાય, બિસ્કીટ, પાઉં, માખણ અને જેલી વગેરે હતું. જેને જે ગમ્યું તે લીધું, ખાધું અને પીધું. રાત્રીના નાટકની વાત નીકળી, ઝોંકાના ઝપાટા સિવાય નાટકમાં કશો દમ દેખાયો નહિ; અને ઉંઘ વેચીને ઉજાગરો કર્યો, એ નિમિત્ત મુકયું. છેવટે નાટકમાંથી જલદીથી ઉઠી ગયાં, ને ગરમી થવાથી સમુદ્ર કાંઠે ગાડી દોડાવતાં આવ્યાં. એ પણ વર્ણન કહી સંભળાવ્યું. આપણા બ્રીફલેસ બેરીસ્ટરનો આ પહેલો કેસ લગાર સકસેસ ઉતર્યો ! નાસ્તો કરીને બેરીસ્ટરે બહાર જવાની રજા માગી. રાતના અમદાવાદ ઉપ-

ડવાનું હતું, તથા તાજમહાલ હોટલમાં પ્રિન્સને મળવું હતું, અને સામાન પેક કરવાનો હતો. કૃષ્ણલાલ તથા સુલોચનાની રજા માગી. અને બેરીસ્ટર ડ્રેસ કરીને બહાર નીકળ્યા—મનુ તેને દરવાજા સુધી વળાવા આવી.

" એક્સક્યુઝ મી, ફોર ટ્રબલ, મીસ મનુ !" બેરીસ્ટરે શેકહેન્ડ કરતાં કહ્યું.

" ડૉન્ટ મેન્શન, માઈ લવ !" મનુએ હાથપર ચુંબન કરતાં કહ્યું—બન્ને છુટાં પડયાં. આ નખરૂં સહીયરના જોવામાં આવ્યું. બેરીસ્ટર બહાર ગયા. ને મનુ પાછી ફરતાં બન્નેની નજર મળી. આ સહીયર કોણ હતી ?

મીસ ફ્રેની—મી૦ કૃષ્ણલાલના ભાગીયા મહેરવાનજીની દીકરી, અને મીસીસ વાડીયા તરીકે પ્રસિદ્ધ થયલી એક એશકી પારસી જુવાન બાનુ હતી—સ્કુલ ફ્રેન્ડ તરીકે મનુએ વધારે સ્વિકારી હતી—મનુ તેણીને જોઇને ઉભી રહી; અને નજીક જઇને ભેટી પડી.

" ફ્રેની ! ઘણે દહાડે ભુલી પડી ?"

" હા; ત્હારી ચોરી પકરવા આવીચ ! સું તુ ચોર નથી કે ?" ફ્રેની હસવા લાગી.

" હશે; પણ ત્હારૂં તો કંઈ ચોર્યું નથી કની ?"

મનુએ હસમુખે ચ્હેરે જવાબ દીધો. તેણી જાણી ગઈ, કે ‍નીએ ફાર્સ જોયો છે.

" કીસ કરતાં અચ્છું આવડેછ, હોં મનુ !" ફ્રેની બોલી, ચેષ્ટા કરવા લાગી.

" ત્હારા જેવું નહિ ! બિચારા પેલા વાડીયા બેરીસ્ટરને રોબમાં દબાવી જ દીધો. તમે પારસીઓ જબરાં ટચાક છો !"

" ને તું વરી કહાં કાચી છે જે ! હમુને વટલાવે, તેવી તો બરી !"

"અંગ્રેજોએ તમને વટલાવ્યાં, ને તમે હવે અમને વટલાવશો. પણ ફ્રેની? આજે આ વેળા તુ કયાંથી આવી!"

"કાંય! તને કંઇ વાંધો છે કે? ત્હારા લવર સાથે લપટાણુ હોય, તો હું આ ચાલી!" ફ્રેનીએ જવાનો ઢોંગ કર્યો—મનુએ અટકાવી.

"તને તો કંઈ પુછાયબી નહિ જો બા! એ તો મોટી બેરીસ્ટરની બૈરી થઇ આવી તે જોઇ?"

"તેમને જોયા, અને હવે હું તને જોવસ. હુબી બેરીસ્ટરની બૈરી છેઉં; ને તુ થવસ, તે વારે મુંબઇની વીજળીક રોશની બંધ કરવી પડશે; કાંય કે નવો ચેરાગ પ્રગટવાનો!"

"તું તો કહેતી હતી, કે હું તો બા "કીસ" માં કંઇ ન જાણું; એ તો તમારી પારસી છોકરીઓનાં નકલી ચેડાં છે, અને પેલા કોઇ લાલીયા—

"હેં! હેં! ફ્રેની! એ તો મી. સુંદરલાલ બેરીસ્ટર ગઇ કાલેજ વિલાયતથી આવેલા છે!" મનુએ ઉતાવળો જવાબ દીધો.

"એમ કે? તે તમારા પેલા ચોર—"

"ફ્રેની! આજ ગ્લાસ વધારે લીધો છે કે શું?"

"હા; આજ લગાર તમારા મોંપરથી જ જણાય છે, કે તમે 'લવ' નો દારૂ લીધેલો લાગેચ! વારૂં, કંઇ નહિ; એ વાત પછી કરસું; પણ મમ્મા ને પપ્પા કેમ છે?"

"સારી પેઠે છે. હાલ તો નવા મહેમાનની પરોણાગતમાં રોકાયલાં હતાં. પપ્પાની તબીયત ખરાબ નથી. આવ, લગાર અહીં બાગમાં બેસીએ—ત્યાં પપ્પાબી બહાર આવસે." મનુએ ફ્રેનીને બંગલામાં જતી અટકાવી, અને બીજી વાતોએ ચડાવી. ફ્રેની લગાર બોલીદરાજ હતી; એટલે રખે "કીસ" નો પોટલો ખોલી દે! તેથી મનુ તેને બાગમાં

લઇ ગઇ; ને બન્ને જણુ બાંકપર બેઠાં.

"કહે ફેની? ત્હારા જેમીનો કાગળ આવ્યો કે?"

"વરી દર મેલે કાગજ તો આવેચ—ત્હારા બેરીસ્ટરના કાગજ આવતાં હતાં કે નહિ?"

"તું જબરી ગજોપડુ છે!"

"એતો જ્યાં સુધી ત્હારી ચોરી પકડાઇ ન્હોતી, ત્યાં સુધી તું જેમ ઉડાવતી હતી, તેમ ચાલતું હતું. મનુ હવે ત્હારાથી ના નહિ કહેવાય! સાચ્ચું કહે, તને મ્હારા ગલ્લાના સોગન છે. એ બેરીસ્ટર ત્હારો જુનો ફ્રેન્ડ કે નહિ?"

"હા; પણુ—

"પણુ કે પરણુ ગમે તે કહે ને કર, પરંતુ તું તેના 'લવ'ની ચોર ખરી કે નહિ!"

"વારૂ, ત્હારે દંડ કરવો છે?"

"ના; હું રાજી ને મ્હારો ખોદા રાજી થશે, પણ બા તમે હીંદુ જબરાં :તો ખરાં! મન એટલું મજબૂત, કે છેવટ સુધી તમે કંઇ વાત જણુાવો નહિ! અમારાથી તો એવું નહિ સંખાય! અમે લોકો તો ભોળાં ભટાક, જે હોય તે કહી દીજીયે! તું તેના પ્રેમમાં છે, એ હું આડકતરી રીતે જાણુંચ, તે છતાં તેં મને આજસુધી ઉડાવીચ! મનુ? તું પાકી ઠગ છે, હં! મને લાગેચ, કે તેં ત્હારી કમ્પેનીયન લીનાં કનેબી વાત કરી નહિ હોય!"

"ખરેખર, મેં કોઇને કહેલું નથી. તેં જ્યારે મ્હારો ફ્રાર્સ જોયો, ત્યારે ખુલ્લું કહું છું, કે મ્હારૂં દીલ ચોરનાર એજ શખ્સ છે."

"વિલાયતી લેટરોની સંખ્યા કેટલીક?"

"બે વર્ષમાં બાર લેટરો તો પુરા થયા; તથા તેમનો એક પત્ર આવ્યા પછી જ હું લખતી—ભાગ્યે બે પાંચ કાગલો હશે, પણુ તમારાં

કોરસ્પોન્ડન્ટનો મારો તો પુર પ્રેમ ચાલતો હશે !"

"હવે પરણી ઉતર્યાં, લાભ ને લ્હાવ તો લઈ લીધો—વળી સાથે વિલાયત જઇ આવ્યાં—પછી વેગ તે કેટલો પહોંચે ? વરસાદ ધોધબંધ ચાલતો હતો, અને નદી—ન્હાળાં જોરબંધ વહેતાં હતાં, ત્યારે વેગ ચાલતો—હવે તો સાધારણ ચાલે—પણ તમારો વેગ દોડશે—મનુ ! ત્હારી વાત તો કહે; ત્હારી મનીની કોથળી તો ઉઘાડ !"

"આજ તો તેઓ અમદાવાદ જવાના છે. કાલે હું ત્હારે ત્યાં આવીશ—પછી નિરાંતે વાત કરીશું !" એટલું કહેતાં જ મીસ લીનાં આવી-આહા ! તેના પગમાં પણ એવડું જોર હતું. એક તો પ્રિન્સની મદદ અને બીજું તો પોતાના પ્રેમીને મળીને પ્રોમીસ લ્હેવાનું હતું !

સરખે સરખી જુવાન સાહેલીયો જ્યારે સ્વામી વિખુટી ઝુરતી હોય છે, ત્યારે આગલી પાછલી વાતના વિસામાથી જીવને સંતોષ આપે છે. જગતમાં માયાનું લક્ષણજ એવું છે.

મીસ લીનાંની નજરે આ બન્ને સખીપર પડતાંજ દરવાજા કનેથી દોડતી ત્યાંજ આવી—ને પરસ્પર શેકહેન્ડ કરીને બેઠાં.

"મીસ લીનાં ! આજ કંઇ બહુ હસતો ચેહરો દેખાય છે ! શું ડરબીની લોટરી મળી કે ?"

• "મીસ ફ્રેની બા ! તમે સારી કાની છેઓ કે ?"

"તમે ગુજરાતી બોલોચ, તે કેવું નઇ જાણે ખાન જેવું લાગેચ ! હા; અમે સારી કાની છઇએ." ફ્રેનીએ ચાળા પાડીને કહ્યું.

"ભલે ચાળાબી પાડો; હવે અમે કંઈ તમારી નજરને વધુ સતાવવાનાં નથી !"

"કાંય ? વરી વિલાયત જવું છે ?"

"વિલાયત તો નહિ, પણ વીશળપુર જવું છે !"

"હા; પ્રીન્સ સાહેબ એમનીપર કુરબાન થયા છે !" મનુ બોલી

" તે તમારી મહેરબાનીનું ફળ છે."

" પણ દેશી રજવાડામાં સંભાળજો, હો! એ લોકો જબરા લુચ્ચા હોય છે!"

" અમારો બંગલો જુદો—ને જનાના સાથે કનેક્શન; સિવાય કશું નથી!"

" તમને મુબારકબાદી આપીએ છીયે–" ફ્રેનીએ કહ્યું.

" થેંક્યું! તમે વિલાયત પાછાં જવાનાં કે?"

" મ્હારા લવ થોડા વખતમાં આવવાના છે. એક કેસ માટે ગયા હતા, તે પુરો થયો."

"તમેબી નસીબદાર છો; ને અમારા મનુ પણ ખરે ફોરચ્યુનેટ છે."

" હા, તેણે પણ એક બેરીસ્ટરનેજ શોધી કહાડીયોચ! જબરી ઠગ ને ચોટ્ટી છે! લુચ્ચી!" ફ્રેનીએ ખુશ દીલે ગાલ પકડીને મનુને ખુબ હસાવી."

"મીસ લીનાં! ત્યારે હવે આપણે કયારે મળીશું?"

" તમે બોલાવશો ત્યારે! પણ કદાચ જો બેરીસ્ટર આ સ્ટેટમાં હોય ને તમે પરણો, તો—

" બેરીસ્ટર સાથે હજી વેવીશાળ તો થાય–પછી જોઈશું; પણ તે પહેલાં તમે તો—

" લાચાર; પ્રીન્સનું કહેવું, ને ફાધરની મરજી થાય, ત્યાં હું કેમ અટકાવી શકું? તેમની જોડે મ્હારે જવુંજ જોઇએ."

" યૅસ, એવો ચાન્સ ગુમાવવો નહિ! મેં આ હકીકત આજેજ સાંભળી, ને તેથી હું આવીચ, મનુ!" ફ્રેનીએ ખુલાસો કર્યો.

" બરાબર! મને પણ એવીજ શંકા થતી હતી–" મનુએ સંતોષ લીધો.

" તમારાથી છુટાં પડતાં મને ઘણું દુઃખ થાય છે" લીનાં લગાર

ગદગદિત થઇ ગઇ.

" વળી મુંબઇ આવતાં વાર શી ? ચાલો, મમ્મા ને પપ્પાને મળો; તમારા પગારના રૂપિયા પણ અપાવું–" સર્વે ઉઠયાં.

" હું તો હવે જવસ–તુંજ પપ્પાને કહે જે, કે ફ્રેની જતાં જતાં લગાર મળી ગઇ–અને તું કાલે સાંજના જરૂર આવજે; બંગલેથી પાછી વળી ફરવા જઇશું." ફ્રેનીએ રજા માગી–મનુ તથા લીનાંએ શેકહેન્ડ કરી–ફ્રેની ગઇ–મનુ તથા લીના ચેષ્ટા કરતાં–હસતાં હસતાં છુટાં પડયાં.

" ફ્રેની ઘણાં જોલી ફ્રેન્ડ છે ! " લીનાં બોલી.

" હાં–ઘણી ખબરદાર છે. એ કેટલીક પારસી છોડીઓ જેવી લેભાગુ કે ટચાક નથી. અલબત એશ્કી ને ફેશનેબલ બાનુ છે, પણ સંગીન છે. તેનું અંગ્રેજી નોલેજ ઘણું સારૂં છે. B. A. થએલી છે. બેરીસ્ટરને પરણી છે. બાપ પૈસાવાળો છે. એકની એક દીકરી છે અને ધણીનો પ્યાર છે."

"ભાગ્યની વાત" એટલું કહેતાં બન્ને બંગલામાં પેઠાં. કૃષ્ણલાલ તથા સુલોચનાને મળ્યાં. કેટલીક વાતચીત કરી. કૃષ્ણલાલે તેનો પગાર આપ્યો. અને મનુની જે સેવા કરી, તેના બદલામાં એક હીરાની વીંટી આપી. લીનાં ખુશી થઇ; અને રજા લીધી.

લીનાં પોતાના લવરને ત્યાં દોડતી ભેટવા ગઇ–પણ અફસોસ ! નોકરે ખબર આપી કે, તાકીદના કામસર બહાર ગયા છે. રાતે આઠ વાગે આવશે. આપને માટે કહેલું છે, કે તમે મને માફ કરજો, ને રાત્રે ખાણા વખતે જરૂર આવજો."

" ત્યારે તો હમણાં હું જાઉં છું, અને આઠ વાગ્યા પહેલાં આવીશ" એટલું કહીને લીનાં પાછી ફરી. ઘેર જવાનું ઠીક ન લાગ્યું, એટલે એકાદ કલાક વિકટોરિયા ગાર્ડનમાં પસાર કરવા ઠરાવ્યું; આજે બેન્ડ પણ હતું, એટલે ત્યાં ગઈ.

આહા ! અહીં તેની ઉમેદ પર પાણી ફર્યું ! તેણી ગાર્ડનમાં દાખલ થઇ, તે વખતનો ઉમંગ, ને પાછી ફરી તે વખતની નિરાશા દુઃખદાયક હતી.

બેરીસ્ટરે પોતાની સ્વારીનો સામાન સ્ટેશન પર મોકલાવ્યો. ને નીવૃત થઇ આવ્યો. અને સાંજે મનુ જોડે વિકટોરીયા ગાર્ડનમાં ફરવા નીકળ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### વિકટોરીયા ગાર્ડનમાં પ્રેમ-લીલા.

મુંબઇનું પુરાણું મ્યુઝીઅમ ! દેશીઓની આંખને રમાડવા માટે વિકટોરીયા ગાર્ડન ! વાહવા ! ! તરેહવાર પદાર્થો, નવાં નવાં ઝાડો, અને વિવિધ જનાવરોની સારી સંખ્યા એકઠી થઇ છે. બાગની મનોહર રચના તથા તેની ખીલવણી અને સફાઇ મગજને આનંદ આપનારી છે. દર શનીવારનું પાઇપ-બેન્ડ અને ઓરડીનરી બેન્ડ સાંભળવાને આતુરમંદ દેશી કુટમ્બો પુર ભપકામાં આવેલાંજ છે. દેશીઓની ન્હાની સરખી સંખ્યામાં કોઇ ગણ્યાં-ગાંઠયાં ગોરાં, અને તે માંહે પણ મોહિનીઓનો થોડો ભાગ નજરે પડે છે. રસ્તા સાફ, બેસવાના બાંક સાફ, અને લીલી ઘટા પણ શિતળ પવન લ્હેકાવે છે. કેટલાંક જોડલાં અહીંયાં રમણ-ભ્રમણ કરવા આવે છે. કેટલાંક ભાવથી બંધાયલાં, ને કેટલાંક આશાના વનમાં ઉડતાં પ્રેમ લીલા કરવા આવે છે. એક મૈલના વિસ્તારમાં, પણ ઘટાદાર ઝાડોથી છવાયલી જગ્યા ખરે વન જેવી શોભાદાયક દેખાય છે. આ ઘટાના ભાગમાં એકાન્ત જગ્યાએ જો પ્રેમી જોડું મન મનાવતું હોય—લીલા કરતું હોય, તો

કોની સત્તા છે, કે તેને અટકાવી શકે! હેન્ગીંગ ગાર્ડન તો માત્ર ગોરાઓનાં પ્રદર્શનથી દીપે છે; પણ આ ગાર્ડન તો આનંદના આ-શિર્વાદથી શોભે છે.

સાંજના પાંચ વાગે મીસ મનુ તથા બેરીસ્ટર ગાડીમાં બેસીને વિકટોરીયા ગાર્ડનમાં આવ્યાં.

"ડીયર? દેશીઓની નજરમાં આપણે કેવાં દેખાતાં હઇશું!" મનુએ હસતાં હસતાં કહ્યું.

"ડોન્ટ કેર! એ હંબગોની દરકાર કોણ કરે છે!

પણ આજકાલ આ ગાર્ડનનો ઠાઠ વધી પડયો છે! પહેલાં બેન્ડ ન્હોતું!"

"અને હવે શોખ પણ વધી પડયો કની!"

"માત્ર ફેન્સી ફેર જેવું છે. ખરૂં કહો તો પારસી ફેશનનાં ચિત્રો જોવાનું છે!"

"અને તમારા જેવા જુવાનીયાને જાળમાં—"

"હા ખરે, ત્હારા જેવી છોકરીને જોતાંજ—"

"વારૂ, ત્યારે શું હું એમ આશા રાખું, કે તમેજ મ્હારા ભાગ્ય પતિ—"

"ત્હારૂં હૃદય શું કહે છે?"

"તે તો વર્ષોથી બંધાયેલું છે."

"વારૂ, મ્હારા લેટરો તેં બધા જાળવી રાખ્યા છે? એ તને સલામત મળતા હતા?"

"હા, કોલેજને એડ્રેસે આવતા હતા, તે પત્રો માટે સિપાઇને મેં લાલચથી બાંધી લીધેલો હતો. એટલે રજાના દિવસોમાં પણ તે છુપો છુપો ઘેર આપી જતો હતો."

"અને ત્હારા કાગળો પણ મેં આબાદ જાળવી રાખ્યા છે. ખરૂં કહૂં, તો મ્હારો પરવશ જીવડો ત્હારા પત્રથી શાન્ત થયો હતો."

"અરે મ્હારા જેવી તો ત્યાં—"

"બસ-તમે મને અપમાન કરો છો?"

"માફ કરજો." ભોળી મનુએ આ બદફેલ બેરીસ્ટરની માફ માગી. 'આજનો જમાનો જ હરામીનો છે' એટલું મનમાં થતાં બેન્ડ શરૂ થયું. અને આ જોડલું છેક ઝાડીની ઘટામાં એકાન્ત ભાગ તરફ ચાલ્યું. અને એક બાંક પર જઇ બેઠું.

"ડીયર લવ! મેં મ્હારી જીંદગી તમનેજ અર્પણ કરી છે; ને તે પ્રભુ સફળ કરે!"

"પ્રભુ રક્ષા કરશે, ડીયર!—"સુંદરે ગળામાં હાથ નાંખતાં કહ્યું.

"કદાચ તમને અમદાવાદ વશ કરી લેશે તો?"

'અધીરા જીવડાને ઝંપ ન હોય! તેને ભય તથા ભ્રમ સાથે જ હોય!'

"કદાચ મ્હારી જોડે લગ્ન કરવા દેવા તમારાં વડીલો—"

"નો! આઈ એમ ઇન્ડીપેન્ડેન્ડ મેન! ડોન્ટ લાઈક ટુ અધર વાઇસ! વળી હું થોડાજ દિવસમાં પાછો આવીશ."

"એ વાત બનાવટી કરો છો! મુંબઇ છોડયા પછી શું એક-દમ પાછા આવનાર છો?"

"તમે ધારો છો, કે હું સ્ટેટની નાપાયાદાર સર્વીસ કરીશ! મેં આજ ને આજ મહારાજાની રજા લઈ લીધી છે. હું મુંબઇમાંજ પ્રેકટીસ કરવાનો છું—"

"સોગન પૂર્વક ખરૂં કહો છો?"

"તમારા સોગન હું સાચુ કહું છું. માત્ર આન્ડફાધરને મળીને થોડાજ રોજમાં પાછો આવીશ—અને સદાનો તમને મળીશ."

"પણ તમારૂં પુછડું કયાં જશે?"

"જહાનમમાં! એવી ભમતી ભુતડીયો મ્હારા ભાગ્યપર! બાપે

કરેલું તે પોતે ભોગવે!"

"પછી આપ કોને પરણુશો?"

"મનને ગમશે તેનેજ તો! વચન આપ્યું હશે, તેનેજ તો!"

"તેણીને પેલી બિચારીનો શ્રાપ નહિ લાગે?"

"શ્રાપ તો આપને લાગે, કે પોતાના દીકરાનો જન્મ બગાડવા, ને પારકી દીકરીનો ભવ બગાડવા, એવાં ગાંગલાને મ્હારા પડખામાં ઉભી રાખવાનો યત્ન કર્યો. જો કે પરણુંશ, તો તનેજ મ્હારી ડાલી!"

મનુ નરમ બની ગઇ. સુંદરલાલના ગળામાં પોતાના બન્ને હાથ નાખીને ઝુલવા લાગી. સુંદરલાલે તેનું કોમળ બદન ઝીલી લીધું. એકવાર ગોરા ગાલપર, બીજીવાર રસીલા હોઠપર ને ત્રીજીવાર કપાળ પર ચુંબન કીધું. એવામાં બેઠકની પાછળ એક યુરોપીઅન જોડાનો ખળભળાટ નજરે પડ્યો. બન્ને યુવાન જોડલાં ચમક્યાં—એકદમ પોતાની સ્થિતિ સંભાળીને ઉભાં થયાં—એટલામાં દુરથી મીસ લીનાંને પોતાની તરફ આવતી જોઇ. લીનાંની નજર ન હતી, પણ મનુએ તેને નિહાળી, અને સુંદરને ઇસારતથી બતાવતી પ્રેમીની આંગળી પકડીને ચાલવા લાગી. લીનાંએ તેણીને પાછળથી પિછાણી લીધી. સ્વતંત્ર મનનાં સૌ મુખત્યાર છે, એમ ગણીને તેને જવા દીધી.

મીસ લીનાં આજે માત્ર બેન્ડ સાંભળવાજ આવી હતી. તેણીને એવી ખબરજ ન હતી, કે મનુ અહીં આવનાર છે; પણ અહીં તો કંઇ જુદીજ લીલા જોઈ હતી! અફસોસ! તેણી કયે ચોઘડીયે આવી? વિક્ટોરિયાગાર્ડનમાં ભાગ્યે એકાદ બે વાર તેણી પોતાના લવર સાથે આવી હોય! આજે તો સાંજના સાત વાગે, પરેલરોડ ઉપર રેલ્વે કારખાનાની પડોશના બંગલામાં પોતાના વ્હાલાને ત્યાં જમવા જનાર હતી; ને તેથી વખત ગાળવા તેણી આ સ્થળે આવી પહોંચી હતી—મનુને દુરથી જોઇને તેની સાથે ઘડીભર ગપ્પાં મારવા આવતી

હતી, ત્યાં તો તે સારિકા પોતાના શુકદેવને લઇને ઉપડી ગઇ હતી. એ એક જાતની નાસીપાસ થઇ, પણ તેની નજરે બીજો જે બનાવ આવી ચડયો, તે એવો તો કરૂણાજનક–હૃદયભેદક હતો, કે કહી ન જાય, સહી ન જાય!

મીસ લીનાં જેને માટે શણગારીને, હૈયામાં હેત લાવીને, કામનો ધુમાડો મગજમાં ભરીને આવી હતી, એ આશક કોઇ બીજી ગોરી છોકરીને લઇને સદરહુ બાંકની પાછળ ઘટાદાર ઝાડની ઓથે લીલી ધરોપર ક્રિડા કરતો હતો–લીનાં બાંકપર બેસીને સહજ વિશ્રામ લેતી હતી. ત્યાં મધુર પણ ધીમો સ્વર તેના કાનમાં આવ્યો. લીનાં ચમકી, ને પાછળ જોતાં કોઇ પ્રેમી જોડું વાતો કરતું દીઠું. તેણી ત્યાંજ બેસીજ રહી–પેલાં જોડાં એવાં તો રસ–બસ થઇ ગયાં હતાં, કે આજુ બાજુ શું ચાલે છે, તેની કશી પરવા રાખી ન હતી–પેલી નાજુક કુમારિકા બોલી.

"ડીયર જહોન! તું શું ખરેખર મને ચાહે છે? ત્હારો ડોળો તો પેલી લીનાંપર છે, તો!"

"માઇ ડારલીંગ! લીનાં તો એક ફૂરસદનું રમકડું છે! ટેનીસનો મને શોખ છે, અને મુઝાયલા મનને રમાડવા માટે એ છોકરીને મેં રમતીયાળ રમકડું તરીકે રાખી છે."

"અફસોસ! હું રમતીઆળ રમકડું છું! કોણ એ મ્હારો માનીતો જહોન કહે છે! શું જહોન અહીં કોઈ બીજી પ્રેમીલી કન્યા જોડે વાતો કરે છે?" લીનાંનાં મનમાંથી આ જવાળા ભરેલા શબ્દો બહાર પડયા. તેણીએ ટીકી ટીકીને જોયું, અહા! એજ પોતાનો માનીતો જહોન પોતેજ હતો. પોતાને બનાવટી પ્યાર અ પીને બીજી સ્રી જોડે ક્રિડા કરતો હતો–લીનાં ચમકી.

"જહોન મને વચન આપો, કે જીંદગીભર તમારે મને ચ્હાવી; ને

મને તમારે શરણે રાખજો !"

"ક્રિસ્તારના સોગન ! જો હું ખરા જીગરથી ચાહતો હોઉં, તો તું સિવાય કોઇને નહિ ! તું મ્હારી સાચી મહોરદાર છું. તું મ્હારૂં જીગર છું. તું મ્હારૂં જીવન છું. ત્હારા વિનાની બીજી બીજી બધી સ્ત્રીઓ મ્હારી દાસી છે. મ્હારી–ત્હારી લોંડી છે !" એટલું કહીને જ્હોને પેલી છોકરીને કોલ આપ્યો. ચુંબન કર્યું. એક તરફ તાલીનો અવાજ અને બીજી તરફ લીનાંના અંતઃકરણમાંથી છુટેલા ગંભીર પોકારનો અવાજ બહાર પડ્યો. લીનાં એકદમ બાંકપરથી ઢળી પડી. તેને ચક્કર આવી ગઇ–પેલાં જોડાં ચમક્યાં–જ્હોન ઉઠીને બાંક તરફ જોવા ગયો–અરે, તેની નજરે એક મનોહર પરી આવી ચડી–" લીનાં ! કોણ લીનાં !" જ્હોનના હૃદયમાં ધબકારો થયો. તેણે લીનાંને પડેલી જોઇ એકદમ ઝાડ કૂદાવીને બાંક તરફ ગયો. ને લીનાંને રૂમાલવતી પવન નાંખવા લાગ્યો. પેલી છોકરી તો ત્યાંજ થંભી ગઇ–તે બ્હીતી બ્હીતી બોલી—

" જ્હોન ! જ્હોન ! આ શું કરે છે ?"

" એક દર્દીની સારવાર—તેને શુદ્ધિમાં આવવા દે, જરા થોભ !"

" શું પ્યારની માવજત કરે છે ! શું કોલનો ધા મારે છે ! ઉઠ, એકદમ મારી સાથે ચાલ–

" નિર્દોષ અબળાને મદદ અપાવવાની હઠ શા માટે કરે છે ? એ સુંદર લીનાં–

એટલું કહેતાં લીનાં ચમકી ઉભી થઇ. જ્હોનને જોયો. વાઘણ પેઠે ત્રાડી.

" કોણ જ્હોન ! બેવફા જ્હોન ! જા–ત્હારૂં કાળું કર ! ગંદા ! મેલા ! ધાતકી ! પાપી ! ઝેરી ! જા–મ્હારા અંગપર ઉડતા પવનમાં, મ્હારા શરીરમાંથી છુટતા પ્રસેવમાં, કે મ્હારા શત્રુના

નામની ટીપમાંથી તું દૂર થા ? અફસોસ !" લીનાં ગભરાતી હાલતે, કંપતી હાલતે, ધ્રુજતે હૃદયે, કોપાયમાન મગજે, ડોલતા શબ્દે, ને રડતી આંખે ચાલી ગઇ. એક રંક મનની, પ્રેમના ધાથી પરવશ પડી ગયેલી સુંદર કન્યા રસ્તે પડી. જહોન ઘડીભર જોઇ રહ્યો. સુંદરીનો શ્રાપ સાંભળી રહ્યો. અનેકવાર પ્રેમ–ચુંબનની આપ–લે કરેલી, તેનાં શ્રાપિત વચન સાંભળીને દુઃખી થયો. તે શું જાણે, કે આ ચોવડી-એજ લીનાં અહીં આવશે. લીનાંને તે ચાહતોજ હતો. પણ નવી છોકરીને લપેટવાના લાડમાં તે લીનાં વિરૂદ્ધ બોલી ગયો હતો; એ પાપ સામે આવ્યાથી, સત્ય પ્રેમી લીનાં સામે આવી ઉભી; ને તેનો અંત આ ટાણે તો ખરાબ આવ્યો. જહોન ઘડીભર સુધી એક ટશે નાજુક બાળા તરફ તાકી રહ્યો.

"જહોન ! ડીયર જહોન ! જવા દે ! એની એક બેવફા નારને મરવા દે !"

"ના–હવે મને તું જવા દે !"–જહોન એકદમ ગુસ્સામાં ચાલ્યો ગયો—પાછળ પાછળ બડબડતી પેલી કન્યા કુમારી ચાલી. આહા ! તે કયાં ગયાં ?

બીજે દહાડે પ્રભાતમાં મી૦ જહોન તો માથેરાન ઉપડી ગયો, ને પેલી નાજુક છોડી ઈંગ્લંડ ચાલી ગઈ, અને લીનાં કયાં ગઇ ? તેણી વીશળપુર સ્ટેટ તરફ ગઇ. નવી સાહેલી જુઠા પ્યારને વશ થઇને અળખામણી બની પસ્તાવામાં પડી રહી.

આહા ! લીનાં એક કરતાં અનેકવાર આ જહોનનો લવ ખેંચી શકી છે, પ્રેમી જોડાંના પત્રો ને મુલાકાતો ચીતરવા બેસીએ, તો એક પુસ્તક ભરાય તેવું છે.

મીસ લીના કંપતે દીલે અને રડતે હૃદયે વિક્ટોરિયા ગાર્ડનમાં-થી પસાર થઇ ગઇ, જહોન બહુજ દિલગીર થયો. પેલી છોકરીની

નિરાશાનો પાર રહ્યો નહિ. જ્હોન જો કે તદ્દન નિર્દોષ નહતો; અલબત જે છોકરી આજે પહેલવહેલી જ્હોનના પ્રેમી સમાગમમાં આવી હતી, ને જ્હોને જો કે તેને પ્યાર આપ્યો ન હતો, પણ તે છોકરી મોટા ધનવાન અને માતબર અંગ્રેજ વેપારીની એકની એક દીકરી હતી; ને તેને તેના બાપનો લાખોનો વારસો આવનાર હતો, તેથી જ્હોન લોભાયો હતો. જ્હોન જરા દેખાવડો ને મળતાવડો હોવાથી પેલી છોડી લોભાઇ હતી; ને તે પણ આજેજ પહેલવહેલી અચાનક આવી ચડી હતી. તે આ ગાર્ડનમાં દર શનીવારે આવતી હતી, પણ આજ તો જ્હોનનું ભાગ્ય કોણ જાણે અવળું હશે, તે એ પણ ચડી આવ્યો. લીનાંનું એપોઇન્ટમેન્ટ છોડીને આવ્યો. જે બનવા કાળ છે, તે બુદ્ધિ ચુકાવ્યા વિના રહેતુંજ નથી. અફ્સોસ ! જ્હોન અને લીનાંની ધણી કફોડી સ્થિતિ થઇ ગઇ ! જોવાનું છે કે હવે આ સંધ કેવી રીતે દ્વારિકાં જઇ આવે છે !

---

## પ્રકરણ ૧૪ મું.

### વ્હાલાની વિદાયગીરી !—આંસુ ને હાંસુ !

" અમે તો આજ તમારા—
બે દિનના મહેમાન !.........."

" ડીયર લવ ! ત્યારે તમે હવે હમણાં—આજ—અહીં રહેવાનાજ નહિ કે ?" મનુએ ગદગદતે કંઠે સુંદરને વળગીને કહ્યું—

" માઇ ડાર્લીંગ ! હું થોડાજ રોજમાં પાછો આવીશ."

" ત્યારે પત્રદ્વારા દર્શન તો આપશોકની ?"

" વીલિંગ્લી ! માઇ હાર્ટ વીલિંગ્લી !"

"પેલી નવી પુતળી ત્યાં માળા લઇને ઉભી હશે, તેનું—

"ડીયર! તું એની એ વાત કેમ મોંપર લાવે છે? શું તું પણ અણસમજુ, અધીરી ને અવિશ્વાસુ છે!"

"ના—ના, વ્હાલા! હું નહિ, મ્હારૂં મન અધીરૂં છે! મને કોલ આપો—મ્હારા વ્હાલા! મને કોલ આપો!"

"ત્હારી મનશક્તિ કેટલી નબળી છે? તું એક ગ્રેજ્યુએટ થઇ છે, ત્હારૂં બુદ્ધિબળ ઉંચું છે, અને તું એક બાળક કરતાં પણ નાદાન બની છે, ડીયર!"

"મ્હારા લવ! પ્રેમ અને સુખના સંગ્રામમાં ડાહ્યાનું ડહાપણ દરિઆમાં ડોળાઈ જાય છે! રાજા હો કે રંક હો; બી. એ હો કે એમ. એ. હો: પણ ઇચ્છા ને ભુખ તો સર્વેને સરખી લાગે! સ્વાર્થમાં અધીરાઇ કોણ નથી કરતું? મને કહો, એકવાર કહો, કે આપણે પરણી ચુકયાં?"

"હજી કહેવરાવવાનું શું છે? આર્ય ધર્મમાં તો કુંવારી કન્યા યુવાન થતાં બાપથી પણ સ્પર્શ થતો નથી; તો વરનારની નજરે તો શી રીતે ચડે? તે છતાં આપણી સુધરેલી રીત પ્રમાણે, બચપણથીજ પ્રેમ—લતાના મોહ—કુંજમાં રમ્યાં; વિલાયત સુધી છુપા પ્રેમના પત્ર લખ્યા, અને અહીં આવીને પણ આખી રાત્રી એક ટશે, દ્રવતા પ્રેમ-વાતમાં ગુજારી, એ પછી વળી નવો ખેલ ને નવો કરાર શો કરવાનો હોય? દુષ્યન્તે શકુન્તલા સાથે પ્રેમ—ગમન કર્યું, તેને કોલ શું કામ આવ્યો? તું તો ઘેલી છે. એ તો થવાનું થઇ ગયું છે; પ્રેમ અને ધમ બન્ને ભાવીને ભેટી ગયા છે."

"પુરૂષોને બદલતાં વાર નહિ! માફ કરજો! અમે નાઇલાજ બાળાઓ તમારા રસિક વખતને તાબે થઇ જઇએ છીયે, ને તેમાં જ જે ભૂલ થાય છે, તેનો અમારે ભોગ દેવો પડે છે; કેમકે તેની કુને ચોરીનો

મુદ્દા માલ હોય છે!" મનુ હસી પડી.

"વારૂ, ત્યારે આ મારો કોલ છે. તું સિવાય બીજી સ્ત્રીઓ —

"બસ–બસ કરો–એટલુંજ સાંભળવું હતું; કહો, હવે હું તમને શું આપું ?"

"પ્રેમની વીંટી–હું મ્હારી આપું, તું ત્હારી વીંટી આપ !"

"માતાજી સમક્ષ આપીએ–લઇએ તો ?"

"તેઓ કબુલ કરશે ?"

"તેમનીજ પ્રેરેલી હું વાત કરૂં છું, એમજ સમજો."

"હું ઘણો ખુશી છું—"

"ઓ ! સામેથી મમ્માજ આવે છે." મનુ સામે ગઇ.

"કેમ બેટા, સુંદરલાલ તૈયાર થયા ?

"હા, માં ! હું રજા લઉં છું; મને આશિષ આપો ! સુંદરલાલ નમ્યો–એક મતલબી વિવેક કર્યો.

"તમે આયુષ્યવંત થાઓ–' સુલોચના બોલ્યાં.

"ત્યારે મા મને કંઇ નહિ ?"

"તુ સૌભાગ્યવતી થા !"

"અને અમે બન્નેને સાથે આશિર્વાદ આપવા ચાહો, તો શું બોલશો ?" સર્વે હસી પડયાં ! અને તે સાથે શરમાઇ ગયાં !

"શું સુંદરલાલની ઇચ્છા—"

"આપ વડીલો જો અનુગ્રહ કરો, તો મનુને મ્હારા ભવિષ્યની–

"મનુના બાપની ઇચ્છા પ્રબળ છે, અને હું પણ ચાહું છું. જો તમે બન્ને—

"આપની આજ્ઞા માટે આવતાં હતાં—" મનુ બોલી—"

"તથાસ્તુ ! તમારી ઇચ્છા સફળ થાઓ. આવો, તમને કંકુનો ચાંલ્લો કરૂં !" એટલું કહીને સુલોચના બન્નેને તેડી અંદર ગઇ; અને

મનુ તથા સુંદરને ચાંલ્લો કર્યો; તથા એક એક રૂપિયો આપ્યો. પ્રેમી જોડાંએ વીંટીઓ બદલી, અને પરસ્પર પુષ્પમાળ નાંખવા જતાં કૃષ્ણુલાલ આવી ચડયા.

" તમારાં બાળકો સ્વેચ્છીત વર્યાં, તેમને આશીર્વાદ આપો !!" સુલોચના બોલી. સુંદર તથા મનુ શરમાઇ ગયાં.

" તથાસ્તુ ! હવે શરમાવાની જરૂર નથી. તમારા વડીલશ્રીને તમે પોતેજ ખબર આપજો. "

" ત્યારે હવે વધુ વખત નથી. ટ્રેનનો વખત થવા આવ્યો છે."

" વહેલા વહેલા આવજો. કુશળ સમાચાર કહાવજો. " સુલોચનાએ કહ્યું.

" તમારી કૃપામાં સદા વસતાંજ રહીશું; હવે જય જય !" એટલું કહીને સર્વ આવ્યાં; અને મનુ તથા કૃષ્ણુલાલ સહીત સુંદર સ્ટેશન પર ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### સ્ટેશનપર નાટક !—નાટકમાં નાટક ! !

આન્ટરોડના વિશાળ સ્ટેશન પર પેસેન્જર કરતાં પરાયાની ભીડ વધી પડી હતી. પ્લેટફોર્મ ઉપર જનારા લોકોની ભીડ એટલી બહોળી હતી, કે ટીકીટ લ્હેનારાઓ પાછળ પડી જતા હતા.

આજના મેલમાં વિશળપુર રાજ્યનો પ્રીન્સ વિલાયત ગમન કરી આવીને હવે વતન પધારતો હતો. તેમને મુબારકબાદીનું છેલ્લું માન આપવા માટે સ્ટેશનના પ્લેટફાર્મને સારી રીતે શણુગાર્યો હતો.

કેટલાક ખરા રાજ્યભક્ત, કેટલાક ખુશામતીયા, કોઈ લુંટવા, કોઇ

ધુતવા, કોઇ થુંકવા, ખમાંખમાં, કરતા હતા. જોનારા વગેરે બેસુમાર આવી પડયા હતા. બરાબર નવ વાગે પ્રિન્સ સાહેબ પોતાના દિવાન સાહેબ સાથે પધાર્યા. જયનાદના પોકાર થયા—અને સલામતી સાથે પુષ્પમાળ—અર્પણ થયાં—એવામાં પેલા નાટકકારો પધાર્યા-રાજાને લજાવે તેવા નાટકકારો ઉમદા પોશાકમાં સજ થઇને આવ્યા હતા—રાજકુમારોને અંજાવી દે, તેવા નાટકી પોરીયાઓ ઠાઠમાં આવ્યા હતા—પ્રિન્સનો મોહ અદભૂત હતો. તે વેટીંગમાંથી પરવારીને સ્પેશીયલ કમ્પાર્ટમેન્ટમાં ગયા; અને ત્યાં પ્રથમ નાટકકારો વગેરેને બોલાવ્યા. શરૂઆતમાં પેલા બે છોકરા છગનીયો ને મગીનીયો હતા. તેને ઇનામ આપીને વિદાય કર્યા, અને મેનેજર તથા માલેકને પોતાની પાસે બેસાડી રાખ્યા; તેને વાતોએ ચડાવી દીધા—છોકરાનાં ઇનામો ઝડપથી મેનેજરે ખેંચી લીધાં—ને છોકરા બહાર ગયા.

નાટકકારોને હજી બલુનમાં ઉડાડે, ત્યાં મીસ લીનાં અને મી૦ મેક· લીન પધાર્યા; પ્રીન્સે તે બાપ—બેટીને સન્માન આપ્યું; એટલામાં બેરી· સ્ટર સાહેબ તથા મી૦ કૃષ્ણલાલ અને મીસ મનુ આવ્યાં; પ્રિન્સે તે· મની જોડે પણ મુલાકાત કરી. કૃષ્ણલાલે જાહેર રીતભાત પ્રમાણે વિવેક વાર્તા કરી, અને સૌ પોતપોતાના રીઝર્વ બોકસમાં બેઠા. લીનાં અને મનુ ઘડીભર મસલત કરવા લાગ્યાં. લીનાં ઉદાસ હતી—મનુ સમજી ગઇ હતી, પણ પરસ્પર મુગાં રહી ગયાં. પત્રદ્વારા કુશળ ખબર લખવાનો આગ્રહ થયો—ને બન્ને સહિયર છુટી પડી—મનુ અને સુંદર પણ તેવાંજ પ્રોમીસથી છુટાં પડયાં.

પ્રથમ કરેલી ગોઠવણ મુજબ પ્રીન્સે નવું નાટક ભજવ્યું. પેલા બે તરગાળાના છોકરાઓને પોતાના સ્પેશીયલ કમ્પાર્ટમેંટમાં પાછળ ઘુસાડી દીધા. નાટકકારો જાણે કે તે પ્લેટફોર્મપર ઉભેલા છે. ભૈયાજી સાથે ટેબરેખમાં હાજર હતા; પણ દશનો ટુકડો ખીસામાં પડયા પછી તેને

શી દરકાર પડી છે ? વળી ભૈયાને ભળતા દરબારી નોકરોએ સમજાવી દીધેલું કે ' નાટકવાલા નીકાલ દે, તો તુમેરે વાસ્તે દરબારકી નોકરી તૈયાર હૈ ! ચડ જા બેટા શુળીપર અલ્લાહ તેરા ભલા કરેગા ! ભૈયાજીને બે હાથમાં લાડવા આપી દીધા.

ટ્રેન ઉપડવાની સીગ્નલ થઇ. નાટકકારોને પાંચસો રૂપિયા રોકડા, અને એક સોની બે વીંટી તથા પોશાક આપ્યો. તે તો તાન ગુલતાનમાં આવી ગયા. વળી સ્ટેટમાં નાટક–ખેલ કરવાનું નિમંત્રણ આપ્યું; નાટકકારોનો બેડો પાર ! ટ્રેન ઉપડી, ત્યાં સુધી કોઇ કોઇની ખબર મળી નહિ. હર્ષાવેષમાં રાજાને હુરરે કરવા ઉભા રહેલા નાટકકારોએ પોતાના એકટરોને પણ વિદાય કર્યા–ટ્રેન ચાલી—નાટકમાં નાટક થઇ ગયો ! એકટરો ગુમ થઇ ગયા.

નાટકના માલિક તથા મેનેજર તો હવામાં કિલ્લા બાંધતા બહાર નીકળ્યા. આસપાસ છોકરાઓને જોયા નહિ ! તેમણે જાણ્યું, કે કદાચ ભૈયાજી ઘેર લઇ ગયા હશે, કેમકે તે છોકરાઓને ઇનામ આપેલું હતું.

નાટકકારો ઘેર ગયા; અને ખુશામતના ટોપલા લાવનારાઓ કને ભવિષ્યના લાભની ધુળ ઉડાડવા લાગ્યા. હાથી જેવો દેખાવ, પણ ગુણ જુઓ, તો માથે ધુળ ઉડાડવાનો.

ભૈયાજી કશું બોલ્યા નહિ અને પાછળ પગે ચાલતા ઘેર આવ્યા. તેને શી ગરજ પડી, કે રાત્રે કોઇની ખબર લે ? તે પણ સુઇ ગયો.

પ્રભાતમાં સૌ ઉઠયા. માલીક અને મેનેજર રાત્રે તો તાનમાં ને તાનમાં પેલા છોકરાની ખબર ન લીધી. ને પોશાકની વાત રાત્રેજ અટકાવી દીધી. તેમને તો મુખ્ય ઇનામ લઇ લેવાનું કામ હતું; તે તેમણે ડબ્બામાંથીજ લઇ લીધુ હતું.

રીહરસલનો વખત થયો. પેલા બે છોકરા ન દેખ્યા ! કંપનીમાં

ગડબડ થઇ, ભૈયાજી કૂદવા લાગ્યા. પોતે તો તેને સહીસલામત લાવ્યા હતા! નાટકમાં નવું નાટક શરૂ થયું. મેનેજર સાહેબને કાને વાત આવી; તે ગભરાતો ગભરાતો ભાગીયા પાસે ગયો–બન્ને જણ ચિન્તામાં પડયા, તપાસ કરતાં માલુમ પડ્યું, કે છોકરાઓ તો રાતનાજ ગુમ થઇ ગયા છે! ભૈયાજી બરતર્ફ થયા. પણ છોકરા તો ગયા.

આવતા અઠવાડીયામાં નવું નાટક પ્રકાશ કરવાનું હતું. કંપનીમાં એજ તરંગાળા ભાઇઓપર તાગડધિન્ના થતું હતું.

તાર કરીને શું કરવું? છોકરાઓ તો વીશળપુર સ્ટેટમાં પહોંચી ગયા! હજી લાંબા પગલાં ભરવાનો વિચાર કરે છે, ત્યાં તો બન્ને છોકરાઓનો તાર આવ્યો.

"અમારીપર ઘાતકી જુલમનો વર્ષાદ વરસતો સહન ન થવાથી તમારો આશરો છોડી ચાલ્યા ગયા છીએ–જીવ કરતાં ધન વ્હાલું નથી......આ લેખ તેમના છુટકારા માટે પુરતો હતો.

'લેને ગઇ પૂત ઔર ખોઇ આઇ ખસમ' એવો નાટકવાળાનો અનુભવ મળ્યો. નાટકવાળા ગામને ધુતે, ત્યારે શેર માથે સવાશેર હોયજ કની? નાટકવાળા રોઇ રહ્યા! માત્ર એટલી દાઝ કહાડી, કે લાગે વખતે તેણે વીશળપુર સ્ટેટનું ભોપાળું નાટકદ્વારા ખુલ્લું પાડવાનો વિચાર કર્યો! કૂકડીનું મોત દેખલે.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### બાળી કન્યાની આશા–બેરીસ્ટર વરશે!

"કયમ અલી શારદા? આજ તો ત્હારો વર બેરીસ્ટર થઇને આવશે, હો!" ચમની બોલી!

" અને હવે તો તે બેરીસ્ટાણી-અરે નાં—નાં બારોટાણી થશે ? " જમની બોલી.

" નાં-નાં, હાંભરો હાંભરો; મારી બેન શારડા કની, તે બારોટાણી ઠશે ?' અમથાએ કહ્યુ.

" અમથાભાઇ ? હું તો ભલે ગમે તેવી થઇશ, પણ તમે પેલા કૃષ્ણલાલ સોલીસીટરની છોડી મનોરમાને પયણવા નીકળ્યા હતા તે ? "

" ટે ટે શું ? પયણીશ—બાપદાદે પયણીશ ! હો વાટે પયણીશ; ધોળે દહાડે પયણીશ ! નહીં પયણાવે તો નાતરૂં કરીશ-પણ પયણી ; નાટ બહાર મૂકે, ગામમાંથી કહાડી મૂકે, તોયે મણુ્ડીને પયણુંશ ! "

" શારદા ? આ તારા અમથાભાઇને તેંજ મશ્કરી કરીને ઘેલું લગાડયું છે કે ? શું એ પેલી બી. એ ને પરણુવા ચાહે છે ? "

" કાં નહિ ? તમે વાંઢીયો રહેવાની છો કે ? "

" પણ તું તોતડો-બોબડો છેકની ! "

" ઇમ તો મારી શારડા બેનનું વેશવાળ કરેલું, તે વલાત જઇને વટલી આવેલો ટે ! ઇના કરટાં ટો હું નાટ-જાટમાં શું કની ? "

" અરે પણ તે તો પ્રાયશ્ચિત કરીને તરત ન્યાતમાં આવશે ! "

" હા-હા;-મારા બાપા કહેટા હટા, કે નાટીલાંએ મળીને ઠરાવ કરેલો, કે વલાયટી વાંડરા આવે, ટેને નાટમાં ન લેવા. "

" શારદા ! જો તેમ થયું તો ? "

" તો વળી શું ? ન્યાત બહાર થઇશું; પણ કાંઇ વેવીશાળ તૂટશે ? "

" કદાચ પેલા બેરીસ્ટરે કબુલ ન કર્યું તો ? "

" અલબટ ! ઇમજ કરવાનું ! નાતરં ટુટી જાહે ! મારૂં માગું કેમ પેલી સોકરીએ ટોઠી નાયખું ! ટેમ શારદાનું વેશવાળ બેરીસ્ટર સોડી નાખે ? હોવે ! "—

હજી આ વાર્તા પ્રસંગ ચાલે છે, તેટલામાં તેની મા દોડતી

દોડતી આવી.

"શારદા! શારદા! જલદી ચાલ તો! સ્ટેશન ઉપર જવાનું છે. ત્હારા વર બેરીસ્ટર થઇને આવે છે. સ્ટેશન પર તેના મિત્રો અને સગાવ્હાલાનો મેળાવડો થવાનો છે. ભાઇલાલભાઇ કહે છે, કે શારદા પણ ભલ આવે-તેના વરને સ્ટેશનેજ મળે!

"કાકી! ત્યાં બધા લોકોમાં શરમ ન આવે?"

"સુધરેલાઓને કંઇ નહિ! ચાલ!"

"ત્યારે હું પણ જઉં, બા?" અમથો વચ્ચે બોલ્યો.

"વારૂ, તું પણ તૈયાર થા-"

"મ્હારા બાપા જશે કે?'

"ના; તેઓ તો બહેનને સાસરે પરભાર્યા જશે-વ્રજલાલ ડોસા અને ભાગલી ડોસી પણ ઘેર રહેશે. મોટાં માણુસો ત્યાં ન જાય!"

"ત્યારે હેંડો! આપણે જઇને હુરરે કરીએ."

અમથો કુદતો કુદતો ચાલ્યો. શારદા તથા બીજી છોડીઓ અને બાઇ સૌ પોળમાંથી ગયાં! ને સજ થઇને સ્ટેશન પધાર્યાં.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### જગ-ચર્ચા. પડઘો કે પડછંદો?

જગતમાં દાખલો અપાય છે, કે 'એ તો રામરાજ્ય છે.' દશરથ સુત રામચંદ્રજી જેવા ધાર્મિક, ન્યાયી અને એક પત્નિવ્રત પાળનારા પુરૂષ તરીકે અન્યજનનું દ્રષ્ટાંત આર્ય ધર્મ ગ્રંથના પૃષ્ટપર વખાણુ પામ્યું છે. રામચંદ્રજીએ પ્રજાજનની ઇચ્છા જાણીને, અપવાદ રૂપ સીતાને દેશવટો આપ્યો હતો. જો કે એ લોકચર્ચા માટે વિદ્વાનો ખેદ

પામ્યા હતા; તો પણ કહે છે કે જન સમાજની સ્થિતિ અને ન્યાયનું ત્રાજવું સમતોલ રાખવાને રામે એ માર્ગ લીધો હતો. વિક્રમ જેવા પરદુ:ખભંજન ઉપર પણ લોકાપવાદ ખરો; કહે છે કે જેને માથે ઋણ નહિ તેનું જીવતરજ નકામું; કારણ કે નિરંકુશ માણસો અધર્મ કરી શકે છે. જેનાપર અંકુશનો ભય છે, તે નિર્ભય રહે છે.

"અલી શવલી! હાંભળ્યું કે! પેલા આપણા વજલા કાકાના સૈયાનો સોકરો બારનો ઓટલો થઇ આયો તે! કહુસે કે મઢમ પયણી આયવો, ને કોઈ કેસે કે ઈ તો કાળો હાયબ થઇ આયવો સે!"

"તું તો ભેંહનો ભાઇ લાગે! વળી બારનો ઓટલો થઇ આવે, તારે તો આખું ઘર થઈ ન આવે! હોહે, કદી વલાતમાં ઘર નીં હો હે, તો કોઇનો ઓટલો સોરી લાવેલો હોહે; પણ હંગાથે ચોટલો લાયવો હોહે, તો ભોળી યા કાકાના વાગા હાડાબાર: ઇની સોકરી હારદા હંગાથે ઇનું નાતરૂં કરેલુંજ તો! હોવે!"

"વરી હાયબ તે ભેંમણની સોકરીને પયણે? ઇને તો હાબ લોકનુ ખાણું ખાવું જોહે! ને ખુરહી ઉપર બેહવું જોહે; તીયાં પાટલો નીં હાલે—હોવે!"

"વજલો કાકો બસારો પરભુની માળા ફેરવતો ફેરવતો ઘયડો થીયો. ને ભાગલી કાકી મરવા હુતેલી; ઇવા વખતમાં દીકરાનો દીકરો વટલી આયવો; તારે ઇનો જાતો ભવ તો બગડેલોજ કની?

"હઉવે! ભદર પાંહે લોકો વાતો કરે, કંઇ વાતો કરે, કેમ કે પેલા કરહન વકીલ મુંબઇમાં સેકને, ઇની સોકરી રૂપાળી સે, પણ અંગ્રેજી હીખીને મડમડી થઇ ગીયલી; તીની હાથે હુંદર ઓટલો નાતરૂં કરવાનો—હોવે!"

"એતો ઇમજ થાય; જહલો જોગી અને માલકી મકવાણી; પણ તારે ભોળા કાકાની સોડી હારદાનું હું થાહે? વજલા કાકાનો સોકરો

સમન તો દિવાન સે; તીના સૈંયાને કાં હારદા નીં આપે! ઇમ થાય તોય ઠીક! આ ઓટલો તો નાત બહાર થવાનો! વલાતનુ પાણી પીને વટલી ગયલો ખરો કની!"

"હોવે! નગરનાં લોક હંધા કેસ, કે વલાતમાં ટાઢ તો ઇવી પડે, કે બાટલીઉ ઢીંસાઢીંસ—ઢીંસાઢીંસ ઢીંસાઢીંસ જાણે હોબલા હેઠનું પીટું!"

"તીવારેજ માંટીડાના ગાલ લાલ લાલ થાયસ. વલાતના હાયબ કેવા ગોધા જેવા ને લાલ મોંના વાંદરા જીંવા લાગેસ!"

"પણ તીંયાનો દારૂ પણ ઇવોજ તો! લાલ—લાલ—લા—"

"તીમાં તારા મોમાં હીંનાં પાણી સુટેસ! તુંબી જાતો કાં નહીં! ચ્યમ ન બોયલો?"

"હુંબી જાહ! કોક હાયબ લઇ જાહે તો જાહ!"

"જા તો ખરો રડયા, તુને ઘરના ઓટલા ઉપરજ ઊભો રેવા ની દઉં."

"અરે રાંડ વંતરી! હુ જ્વારે ઓટલો લઇ આવું કની તારે તો તું મોહી મોહી પડહે. બારસ્ટર—બારસ્ટરે જાણે ગોરો મોરો જાંગલો! સોયણો ને ટોપી લટકાવીને આવવાનો—હોવે!"

."ને બીજી કોઈ વંતરીનેબી લાવવાનો કે?"

"હોવે! એક મજા—મજાની ગોરી ગોરી ચંદરમા જેવી દુધની તર ને દહીના પુડલા જેવી તો લઇ આવવાનો"

"ને રાખવાનો ક્યાં, તારા બાપના માથાપર?"

"અરે વિલાયતજ ઘર ઉસકી લાવવાનો તો!"

"ને ખવરાવહે હુ ખડકાં?"

"અરે તી ગોઠવણ થઇ રેહે! કોઇ તો કેતુંતુ કે કાળો મણુખ જાય, કે ગોરી રાંડો પુંઠ પકડે, ને ઘરમાં લઇ જઇને ખુબ ખવરાવે;

ને પસી પેહાળી આપે ને હંગાથબી આપે."

"મેર મુવા સાકટા! કંઇક ભેજું ખોઇ દેહે!"

"વાર વાર! હવે મારૂં પણ ભેજું ફરેલું સે, તો તું દાડી કંકાહ કરે, તે મને નીં પરવડે!"

"મારા રોયા ડાંડ! તારી ગોરી કાકી આવહે કની, તારે ખબર પડહે! ઇની હંગાથે આમ વાત થવાની નીં તો. હાથ જોડીને પગે પડવું પડહે! ને જાજું ટેં ટેં કરેહે કની, તો એ લાત ને ઉપરથી ઝાડુ ખાવું પડહે. તે પસી તારો બાપ કોઈ નાતીલો તારા કપાળમાં ડહામ દેવાનો નીં તો? આપણે દેહીને વરી વલાતી મડમનો પવન કેવો, ઇ તો આપણો ગોળ આપણે ખાવો હારો. કાગડો હંસની સાલ સાલવા જાહે, તો પોતાનીબી ભુલી જાહે! નાત–જાતમાંથી ને ધરમ–કરમમાંથીબી જાહે! આપણા અમદાવાદી નાગર ભામણા કેવા ઉડકેરાઇ ગયલા સે! દીવાનનો પોયરો સે, પણ કોઇ બારમાં ઉભો રહેવા નીં દીયે! તો તારી તે હું વિહાત!"

"ઇમ નીં બોલીયે. ગમે ઇમ પણ ઇ આપણા જુના હેઠ સે?"

શાવલી અને ભાણીયો, પોતાના જુના શેઠની વાતો કરતાં હતાં.

"શાવલી! હું ઇશ્ટેશને જાઉસું! હુંદરો હેઠ આજે આવવાનો તે મારે હાર–તોરા લઈ જાવા જોઇહે."

"અરે મુવા! રખે ઇમ કરતો! નાતીલા જાણહે, કે વટલેલને તે હાર પેયરાવીયોસ, તો હોકા–પાણી બંધ કરહે!"

ગરીબ શુદ્ર વર્ણના પટેલીયા પણ કેવા જાત્યાભિમાની છે? પર કોમનો વટલેલો માણસ હોય, તેની જોડે પણ વહેવાર રાખતાં, પોતાની જાતવાળા દંડે; અર્થાત્ જે કોઇ ન્યાતના ધારા–ધોરણથી વિમુખ થાય છે, તેને દેશીઓનો કેવો ને કેટલો તિરસ્કાર થાય છે. તે આપરથી સ્પષ્ટ જણાય છે.

"તો જોવા–જવાની કોઇ ના કહેવાનું ?"

"ના; તી દારૂ જા–બા!કી ઇને કંઇ હલામ હેકન નાં કરવો ! પેલો મુલીયાનો સૈંયો મહાણે ગીયલો ને મરનાર નાતબહાર હતો, તેથી તે સૈંયાને નાતે દંડેલો. નાતના ધારાથી વગળા નીં જઇયે–હોવે !"

"ને હુંદરાને નાતમાં નીં લેવાના કે ?"

"નાત ગંગાનો પરવાહ સે–તે ધારે તો માથે મુંડો કરાવે, સાણુ–મુતર સોળાવે, ને પીવરાવે, મુંસ મુંડાવે, અપવાહ કરાવે, ઈવા ઇવા હંસકાર કરાવીને નાતને જમણ આપે, પસી નાતમાં બેહાડે !"

"રાંડ ગાંડી ! નાત તો અદેખી સે, વરી માથે મુંડો કરાવે, ને મુસ બોડાવીને ખીસડું ખાય, તેમાં પવીતર હેનો થીયેલો કહેવાય ! દારૂ પીધો ને ખાટી માટી ખાધી, તે તો પેટમાં ગઇ; તેનું લેઇ થીઉં, તે પેટ સીરીને લોઇ તો કઢાવતા નીં, ને બસારા વાળને માથે ધાડ. હત તારી કી ! તારા મોટા લોક ને હિંદુભાઇ બધા મુરખા સે ! તી કરતાં તો મુગા મુગા નાતમાં લઇ લેય, તો મારા–તારા જેવા મહકરી તો ન કરે ! વાળ ઉતરાવીને નાતમાં લ્હે, તેને તો ડાહ્યા કોઇ કહે કે ?"

"હવે તુ મોટો ડાહ્યાનો દીકરો આવેલો ! જેવો જેની નાતમાં ધારો—હોવે !"

"વારૂ, વારૂ ! તું તારે ઘરમાં બેહ; ને ભાખરા પકાવ ! મારા હેઠનો પોયરો ને મારો બાળકપણનો ગોઠીયો, ઇ વિલાયતથી આવે, તારે ન જાઉં ! આ હાયલો."

શવલી જોઇ રહી; અને ભાણીયો સ્ટેશન પર આવ્યો.

આહા ! આજે અમદાવાદ એક ગર્જતું વૈકુંઠ થઇ પડયું ! બેરીસ્ટરના આવાગમનથીજ નહિ; પણ એક વડો સુબો પધારનાર હતો. તે કોણ ? મુંબઈના નામદાર ગવરનરની પધરામણી થઇ હતી.

# પ્રકરણ ૧૮ મું.

## રાજનગરમાં રણઝણાટ.

ગુજરાતની ઝળકતી રાજધાની ઝળહળી રહી હતી. બેરીસ્ટર સાહેબના પધારવાથીજ કંઇ સ્ટેશનનો મહિમા ને શહેરનો ઠાઠ વધી પડયો ન હતો. લોકોમાં ઉત્સાહ ને અમલદારોની દોડધામ વધી પડી ન હતી. મુંબઇનો સુબો આજે અમદાવાદની પહેલી મુલાકાત કરનાર હતો, ને તેને માન આપવા શેઠ–સાહુકારો તથા સરકારી અમલદારો હાજી રહેલા હતા.

નામદાર ગવર્નરની ટ્રેન, મેલ ટ્રેન પછી એક કલાક મોટી આવવાની હતી—તેટલા અરસામાં બેરીસ્ટર સાહેબ સ્ટેશન ઉપર આવી પહોંચ્યા—તેમને મુબારકબાદી આપવા માટે શાસ્ત્રીબાવાએ પોતાના જુના પિછાણદારોને આમંત્રણ કર્યાં હતાં—અને એક પંથ ને બે કાજ !' તેમ ગવ્હર્નરને મળવા, જોવા, તથા બેરીસ્ટરને મુબારકબાદી આપવા, એ ત્રણ સંજોગ લક્ષમાં લઇને સૌ એકઠા થયા હતા. ગવ્હર્નર સાહેબ માન પામે, તે પહેલાં બેરીસ્ટર સાહેબની સ્વારી નીકળી પડી હતી. મેલ ટ્રેન આવતાંજ બેરીસ્ટરના મિત્રો તથા વખાણનારાઓએ માન આપ્યું; અને તરત વેટીંગ રૂમમાં તેમને માટે તૈયાર કરેલી સન્માનપૂર્વક ગોઠવણ માટે લઇ ગયા. પરસ્પરની પીછાણ થઇ. બેરીસ્ટર સાહેબે લગાર ભપકો કર્યો. ભાષા ભૂલી જવાનો, રાહ–રસમ વિસરી જવાનો, મિત્રોને પિછાણતાં આંચકો ખાવાનો, દેશી પદ્ધતિ તરફ અભાવ બતાવવાનો ઢોંગ શરૂ કર્યો. વ્રજલાલ શાસ્ત્રી બાવા તો આવ્યા નહોતા, કેમકે તેમને પુજા–પાઠનું લફરૂં હતું. મિત્રો અને જાણીતા શેઠીયા ને સંભાવિત ગૃહસ્થોએ બેરીસ્ટરના માનમાં ભાગ લીધો હતો. અને તેને બે સારા શબ્દો પણ બોલવા પડયા

હતા. બેરીસ્ટરનો ઉછાળો માયો—સમાયો જતો ન હતો; તે એમજ ધારતો હતા કે બંદા માટે આ ગોઠવણ થઇ હશે. પાછળથી ખબર પડી, કે તે તો ગવ્હર્નરની પધરામણીનું ચિન્હ હતું. ગમે તેમ હોય, પણ વિશળપુરના પ્રિન્સ ને તેના દિવાન સાહેબ અંજાઇ ગયા હતા. બેરીસ્ટરે માન—પાનમાંથી મોકળા થઇને મીસ લીનાંને શેકહેન્ડ કરી લીધી; અને બે ઘોડાની ગાડીમાં બેસીને બેરીસ્ટર સાહેબ પિતામહને ઘેર પધાર્યા. નગારખાનામાં તુતીનો સાદ કોણ સાંભળે ? ભાણીયો સલામ કરતો ટીંગાઈ રહ્યો; ને શારદાનો ભાવ કોઇએ ન પુછ્યો ! અફસોસ ?

મેલ રવાના થઇ; બેરીસ્ટરના પિતાએ કશો ભાગ લીધો નહિ: જાણે કે પ્રિન્શના હુકમમાંથી નિવૃત થઇ શકયો નહિ; છેવટે પિતાશ્રીએ લક્ષણ ઝળકાવ્યું; સ્ટેશન ઉપર આવેલા નાગર બ્રાહ્મણોને કાનમાં ફુંક મારી દીધી, કે "પરદેશગમનનો સવાલ તાકીદે ઉપાડવો. અને કૃષ્ણુલાલ તેની જોડે જમ્યા છે, તેને નાતનું નોતરૂં તાકીદે બંધ કરવું." અદેખા અને દંભી બ્રાહ્મણોને ભાવતું હતું, ને વૈદે કહેવા જેવું થયું. સરઘસ ડમડમ કરતું ચાલ્યું. હુરરેના પોકારો થયા. લોકો જાણે એજ ગવ્હર્નર ! કેમકે અંગ્રેજી ડ્રેસમાં સુંદરલાલ સજ થયા હતા ! વાહવા ! એ પણ નસીબની વાત ! ગવ્હર્નરની પદવી તો પામ્યા ! રાજનગરમાં રણઝણાટ થઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### સુધારાનો સંતાપ !

બેરીસ્ટર સાહેબ સ્ટેશનપર તો સોના ભારોભાર તોળાવા લાગ્યા

હતા. તેમને સ્ટેશનપર રોકાવું પડયું, તે દરમ્યાન તેનો સામાન અને બટલર વગેરે શાસ્ત્રી-બાવાને ઘેર પહોંચ્યા ! શાસ્ત્રીજી તાકીદે અગ્નિ-હોમ કરીને પરવાર્યા. પોતાના પૌત્ર બેરીસ્ટર થઇ આવ્યો, તેને મળવાની આતુરતામાં જલ્દી પરવાર્યા, ત્યાં તો વિલાયતી ખાતું આવી ચડયું. ઘરમાં ગૌ-મુત્રવડે લીપન-ગુંપન કરેલું હતું, ત્યાં ઢેડવાડો આવ્યો. એક બટલર, તેની જોડે કૂતરી અને ચામડાની ટ્રંક તથા બુટ વગેરે સામાન આવ્યો. શાસ્ત્રીબાવાએ તે સર્વે ઓશરીમાં મુકાવ્યો-દરમ્યાનમાં નવાબજાદા પધાર્યા. બુટ-સ્ટોકીંગ પાટલુન, કોટ, માટે લોંગ હૅટ, અને ચશ્માનો બહાર; તે ઉપરાંત હાથમાં સ્ટીક પણ હાજર, બેરીસ્ટર ગાડીમાંથી નીચે ઉતરીને તરતજ ઘરમાં પેઠા. અને શાસ્ત્રીબાવાને શેકહેન્ડ કરી-નમસ્કાર કરવાનો નિયમ વિસરી ગયા. બે હાથ જોડીને પગે પડવા બદલે શેકહેન્ડ કરી ! "ગુડ મોરનીંગ માઇ આન્ડ ફાધર !" બુઢ્ઢા શાસ્ત્રીબાવા તો દંગ થઇ ગયા ! તે પોતાના પૌત્રને ઓળખી શકયા નહિ. તેમના મનમાં જાણે કે જેમ પેલો બટલર આવ્યો, તેમ આ કોઇ સાહેબ હશે, અને ભાઇ તો પાછળ હશે; પણ એજ ભાઇની નવાઇ હતી !

"મ્હારો સુંદરો કયાં ?" બુઢ્ઢાએ બચપણનું લાડકું નામ લઇને બેરીસ્ટરને યાદ કર્યો.

"ઓહ્યો રાસ્કલ !" બેરીસ્ટર બડબડયો, ને પગ પછાડયો.

"તમે મને પિછાણો છો, કે બાવા ?"

"બાવા ? હું તો બ્રાહ્મણ સું !" કોઇ પરાયા સાહેબ સમજીને ડોસા બોલ્યા. એટલામાં હાંફતાં હાંફતાં ડોસી બહાર આવ્યાં.

"મારો સુંદરીઓ આયો કે ?"

"કોણ મમ્મા ?" બેરીસ્ટર તેમની તરફ ગયા.

"પણ મારો સુંદરો કયાં સે ?"

"આ હું પોતે હાજર છું!' સર્વે ચકિત થઇને પરસ્પર મોં સામું જોઇ રહ્યાં; અને માંહોમાંહે હોઠમાં હસવા લાગ્યાં.

'પણ તું સાહેબ જેવો લાગે સે તે? વારૂ વારૂ, આવ મ્હારા દીકરા! ઘરમાં આવ! લ્હે: તારા ઓવારણાં લઉં!" એમ કહીને ડોસી ઓવારણાં લેવા લાગી.

'ઓ! નો! વોટ ઇઝ ધીસ હમ્બગ!" બેરીસ્ટરે પગ પછાડયો—ડોસી ચમકી ગઇ.

"ઓ તું મરે એમનો એમ, મારા રોયા" ડોસી ગુસ્સે થઇને મનમાં બડબડી!

"ભાઇ સુંદરલાલ! તું આમ કાં કરે છે?" ડોસો ધીમે રહીને બોલ્યો!

"તો શું કરે? તમે આમ કેમ કરો છો? તમે કંઇ એટીકેટમાં સમજો છો કે નહિ? મને તમે કેવું અપમાન કર્યું! હું વિવેકથી નમવા આવ્યો તો તમે મને વાંદરો કે ભૂત સમજીને હડધૂત કરી કહાડયો."

"ભાઇ! અમે ભૂત જેવાંજ છીએ. માફ કરી અંદર પધારો." ડોસાએ સમજાવીને બેરીસ્ટરને અંદર દાખલ કર્યો; શેરીનાં લોકો તમાશો જોવા આવ્યાં કેટલાંક સગાં—વ્હાલાં પણ આવ્યાં. પેલી સસરાની છોડી સ્ટેશનથી ફાળ ભરતી દરવાજાને વાસવા દોડી આવી. સસરાજી પણ દંગ થઇને ઉભા! એક કૌતુક ને બીજું હાંસુ! પોર મુઇ સાસુ અને ઓણુ આવ્યું આંસુ!! * * * *

બેરીસ્ટર સાહેબ અંદર ગયા. ડોસીએ માંચી નાંખી આપી—પાટલુન પહેરી માચીપર કેમ બેસાય?

"અરે પણ આપણા ઘરમાંથી ખુરશીઓ કયાં ગઇ? હું કેમ બેસું? મારી ઇઝીચેર લાવો! સામાન ક્યાં છે? બોય?" બેરીસ્ટરે

રીસ ચડાવીને બોયને બુમ મારી—

"જી સાહેબ!" નોકર નજીક આવતાં કુતરી ભસવા લાગી.

"ચૅર કીધર હય?"

"લાયા, સાહેબ!" નોકરે ખુરસી રજુ કરી.

"સામાન કહાં રખા હય?"

"ભઠીયારખાનાકી પાસ સબ સામાન પડા હય!" નોકરે ફરિયાદ કરી—બેરીસ્ટર ઉઠીને બહાર ગયો—ને ભપકામાં બોલ્યો—

"સબ સામાન અંદર રખો."

"ના, બા! એ તારો ટેડીયો મારા ઘરમાં નહિ પેસાય!" ડોસાએ બૂમ મારી.

"ચૂપ, યુ રાસ્કલ! ક્યા હમેરા સામાનકો ગવર્નરભી અટકા સકતા હય! હું તમારાપર અટકાવત ને અપમાનનો ચાર્જ મુકીશ! ગો—અવે!" બેરીસ્ટરે મોટા બાપાને દમ માર્યો—ખાતું વંઠયું.

"તમે જવા દો—છને વિલાતી વા લાગેલો સે. ઘરમાં હેંડો—બહારથી આવેલાને કાં કચવો છો?" ડોસીએ ડોસાને સમજાવ્યો.

"મા! તમે મને અપમાન કરવા અહીં બોલાવ્યો હતો? જો તેમ હતું તો શા માટે હોટલમાં જવા ન દીધો?"

"અમને માફ કરો—તમારૂં ઘર છે. ગમે તે કરો."

"માત્ર મ્હારો પુજાનો ઓરડો અભડાવશો નહિ!" શાસ્ત્રીજીએ વિનંતી કીધી.

"અચ્છા. બોય'? પાછલ સામાન રખો!'

માણસોએ પાછલા ખંડમાં સામાન રાખ્યો. ત્યાં કૂતરી મુતરી! અફસોસ!

"અરરર! આ કૂતરી અહીં મૂતરી?" શાસ્ત્રીબાવા અમક્યા.

"તે શું છે? છોકરાં ઘરમાં પિસાબ કરતાં નથી? પણ અરે

આ વાસશી ?" બેરીસ્ટર આમ તેમ જોવા લાગ્યા નાક ઉપર રૂમાલ દબાવવા લાગ્યા.

"આ ગૌ–મુત્ર ને છાણુ છાટેલું છે, તેનો—

"છી–છી ! કેવાં ડર્ટી ફેલો !"

"તમે આવવાના હતા કેની, તે સાફ કરાવ્યું !"

"અરે ડોકરી ! ચુનો કે ફીનાઇલથી સાફ કરાવવાનું હોય, કે છાણુને મુત્રથી ?"

અરરર ! આ ઘરમાં કેમ રહેવાય ?

"તો ગામમાં ધર્મશાળા હોય, ત્યાં પધારો." ડોસા ચીડાઇને બોલ્યા.

"હેં !" બેરીસ્ટરે આંખ ખેંચી.

"હેં શું" તમારા જેવા વટલેલ દીકરા માટે આ ઘર નથી ! હું તો જાણુતો હતો, કે તું સુધરી આવીશ, ત્યાં તો વંઠેલો નીકળ્યો. મ્હારા ધાર્મિક ઘરમાં આ ઢોંગ નહિ ચાલે." કાતરીયું ગેપ !

"ઓલરાઇટ ! બોય ? બોય ? સામાન નીકાલો !

"ના ના મ્હારા સમ ! દીકરા ! તું તારે ઉપરના ઓરડામાં જુદો રહેજે; પણ ન જવાય ! ડોસાની તો બુદ્ધિ બગડી ગઇ લાગે છે. એમ ઘરમાંથી કહાડી મુકાય ! ગમે તેવો પણ દીકરો." ડોશીમા વચમાં પડયાં. રડવા લાગ્યાં, પગે પડયાં, સુંદરને સમજાવી દીધો, ડોસા ચાલ્યા ગયા. આખરે પા કલાકે ધરતિકંપ શાન્ત પડયો. સસરાજી ને વહુજી તો પાછલે પગે નાઠાં. બેરીસ્ટરે મેડી ઉપર ઉતારો કર્યો. અને સઘળાં લોકો વિખરાઇ ગયાં.

"દીકરા ત્હારે માટે કંસાર કરૂં છું, હોં !"

"ના–મને તે નહિ ભાવે ! મ્હારો બોય રસોઇ કરશે તો—"

"તે એ મુસલમાન રાંધશે; ને તું ખાઇશ ?"

" તો તમે ગોસ–' બેરીસ્ટર ચીડાવવા લાગ્યો,

" થુઃ થુઃ રડયા એ તું ખાય છે?"

" તો શું વનસ્પતિ ભાજી ખવરાવશો?"

" હા–દીકરા ગાડું ન બોલીએ."

" એ તો હું હસું છું. મશ્કરી કરૂં છું; વારૂ, દારૂ તો પીવરાવશો કની?"

" અરરર! તું તો હાથથી ગયો લાગે છે!"

" આ! તેમાં જીવ કાં બગાડો છો? તમે દવા નથી પીતાં? આપણે ત્યાં મહુડાનાં ઝાડ છે, તેની આવક નથી લ્હેતાં! દારૂ પણ મહુડાંનોજ—"

" બસ–બસ–હવે નાત–જાતમાં આગો છું: માટે રીતભાત શીખ! કાં નાહક અમારો જીવ ને જીવતર બગાડે છે? તારા બાપે તો કહે વરાવ્યું છે કે, વટલેલ દીકરાનો—'

" બાપ તો બેવકૂફ છે. હી ઇઝ ફુલ! સ્ટુપીડ! રાસ્કલ ડેમ! તે બાપ નથી, પણ ઊલ્લુનો પટ્ટો શત્રુ છે. તમે તે ચાણ્ડાળનું નામ ન લ્હેતાં!"

" આ ત્હારો સસરો પાછા ગયા, તેને પણ તેં ન બોલાવ્યા?"

" સસરો? સસરો કોણ?"

" પેલો ભોળાનાથ–કેવો બિચારો ગરીબ છે? તેની દીકરીને લઇને મળવા આવ્યો હતો. કોઇ આપણી ન્યાતમાં એવી રીતે દીકરીને લઇને જમાઇને મળવા ન આવે પણ તું સુધરેલો એટલે—"

છટ્ છટ્–એવા નુરીયા–જમાલીયા તો ઘણા હશે કોનો સસરો ને કોની દીકરી? હમ્બગ! શું રસ્તે રખડતી છોકરીયોને પરણવાનું છે?"

" ત્યારે શું વેશવાળ ફોક કરવું છે?"

" કોનું વેશવાળ? ડોસીમા શું બકો છો?"

"તરો વિવાહ મેળવેલો છે તે!"

"ના—ના, ઉમ્રમાં તે વાતો થઇ હશે. હું કંઈ તે સ્વીકારવાનો નથી."

"ત્યારે તું પેલી કૃષ્ણલાલની છોડી પરણીશ? એ આપણે ત્યાં કેમ પોસાય? તેમને બુટ–મોજાં ને ગાડી–ઘોડા"—

"વારૂ; જે જોઇએ તે મળશે. હાલ તો હું થાકી ગયો છું. બીજું કામ કરો."

"ગરમ પાણી મુકેલું છે. તપેલું ચોકમાં મુકાવું! તેલ ચોળાવવા હજામને બોલાવું!"

"અંહંહંહં! તેલ શું ને હજામ શો? ચોકમાં પાણીનું તપેલું શું! અરે એકાદ બે હાંડા એક ઓરડીમાં મુકવાને પેલા બોયને કહો."

બાપુ! તું તો ડાહ્યો છે. ત્હારા મોટાબાપા હવે વૃદ્ધ થયા છે. હું પણ વધુ વર્ષ જીવવાની નથી. ત્હારી બા ગુજરી ગયા પછી મેં તને પાળી પોષીને મોટો કર્યો—હવે ત્હારે અમારૂં વૃદ્ધપણું પાળવાનું છે. તું સારો ને લાયક દીકરો થઇશ, તો અમે સારાં ગણાઇશું. ત્હારા બાપે તો ત્હારે લીધે અમને પણ છોડયાં છે, ભલે તું ઉજળો હોય, તો અમારે સઘળું છે. તું ભલે, બાલીસ્ટર થયો, પણ રીતભાતમાં દેશી ચાલ પ્રમાણે વર્તીશ, તો નાતજાતમાં ઠીક કહેવાશે; ત્હારા દાદાજી પણ ખુશી થશે. હું હાથ જોડી–કરગરીને કહું છું, કે અમારી પતીત તું રાખ તો ઠીક; નીકર કાલે અમારે મરવું પડશે." ડોસીએ દીકરાને સમજાવ્યો. સુંદરલાલનું ચસકેલું ભેજું ઠેકાણે આવ્યું; અને ડોસીને કહ્યું.

"વારૂ મા! તમને એમ ઠીક લાગે છે; તો તેમ કરીશ!"

"તો ત્હારા નોકરને રજા આપ, ને આપણા શવલા પટેલને ત્હારી સેવામાં રાખી લે.

"વારૂ, તેમ કરીશ–હવે તો થયું!"

"ખાવા પીવામાં પણ રીતભાત રાખજે!"

"વારૂ; પણ તમારે મારા ખાનગી ઓરડામાં ન આવવું—ત્યાં હું ગમે તેમ કરીશ."

"પણ ત્હારે સાસરે—"

"સાસરાનું નામ ન દેશો, મારી મરજી પડશે ત્યાં પરણીશ."

"વારૂ જેમ મરજી! હવે તું ન્હાઈ લે; અને ઝટ જમી લે!"

"દાદાજી મ્હારી સાથે જમશે?"

"ના; તેમને અગીઆરસનો અપવાસ છે."

"હમ્બગ! વળી દેવલાંને અપવાસ શો?"

"દીકરા! એ ફીલસુફીમાં તું ન સમજે. પછી નિરાંતે સમજાશે, લે, હું જાઉં છું તું ન્હાઇને તૈયાર થા"—એટલું કહીને ડોસી નીચે ગયાં. સુંદરલાલે નોકરને બોલાવ્યો, ને પાણી મંગાવીને ન્હાઇ તૈયાર થયો. ડોસીએ દુર બેસાડીને હેતથી જમાડયો. પાન-સોપારી આપ્યાં. અને થાકથી કંટાળીને લગાર આરામ લેવા સુઈ ગયો, ડોસાજીએ ત્યાં સુધી દર્શન દીધું નહિ. ડોસીએ ડોસાને પાછલી હકિકત કહી. ડોસા રાજી થયા. સુંદરને સ્વાધિન કરવામાં સફળતા થયલી માનવા લાગ્યા.

સુધરેલા દીકરાનો આ ખરેખરો સંતાપ દેશી માબાપોને સુખકારક બદલે દુઃખકારક થઇ પડયો. અધુરા જ્ઞાને, કેવળ પોપટપંડીતનું ભણતર શું શું નાચ નચાવે છે, તે નજરે જોવાનું આવ્યું. ઘરમાં તો ધરતિકંપ થયો, પણ તેની અસર બહાર કેમ થઇ તે જોઇએ.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### નાગરી નાતમા વરજોળો કે વરઘોડો?

ઘરનું ખાઇને ગામનું ખોદનારા આપણા નવરા નાગર બ્રાહ્મણો

માંહેના કેટલાક મ્હારી ત્હારીને માધવની કરવામાં એક્કા હોય છે! બ્રાહ્મણની મતિ વેદમાં! કાં જાય જમણમાં ને કાં જાય રમણમાં! સાંજના નવરા થઇને ચોકમાં મંડળ ભરાય, બે પાંચનાં ઘર ભાંગે, ત્યારે હરામનું ખાધેલું પચે. આંજ વજલા શાસ્ત્રીનો વારો હતો. વટલીને ફીરંગી થઈ આવેલા પેલા બેરીસ્ટરનો આટો કૂટો ને ઘી ઘડો કરવાનો વેત ચાલતો હતો. ન્યાતના કેટલાક બળ્યા ઝળ્યા આગળ પડતા પટેલીઆઓ હાટકેશ્વર મહાદેવમ. એકઠા થયા હતા.

"અલ્યા મોહનલાલ! ઇસ્ટેશન ઉપર ઠાઠ જોયો ને? વજલા શાસ્ત્રીનો સૈયો તો જાણે નરો ફરંગી ઓટલો!"

"અને ઘેર તો ગામ ભેળું થયેલું ને ડોહાને અંગ્રેજીમાં બે ચાર સોપડી, અને ડોહી તો ન્હાશીજ ગઇ! ઇવા કપુત દીકરા કરતાં ગાંડા ઘેલા આપણા વાશીયા પોરા ઠીક. બ્રાહ્મણીયુ જાણે ને હાથજોડ કે સંધ્યા શ્રાદ્ધ આવડયું, એટલે વાહવા! ધરમ તો ન પલટે? તો ન તયણમાં ન તેરમાં કે ન છપ્પનના મેળમાં!" રામભાઇ બોલ્યા—

'રામશંકરભાઇ! એ તો આપણે જાણ્યું. હવે વજલા શાસ્ત્રીનો ઘડો-લાડવો કરવો છે કે ચ્યમ?" શ્યામભાઇ બોલ્યા.

"જુઓ ભાઇ, ન્યાયથી વર્તશું તો વજલા શાસ્ત્રીને ન્યાત બહાર કરી શકાશે નહિ."

"ત્યારે બાલીસ્ટર તો સાફ કહે છે, કે મને ન્યાતની પરવા નથી!" મગનભાઈ બોલ્યા—

"તેને શેની પરવા? જો કન્યા જોઇતી હશે, તો પેલા કશના વકીલ ક્યાં ના પાડે છે? બે બાળકાંની મા જેવડી પેલી બી. એ. બનેલી પોરી તૈયાર છે. ન્યાતનો સૈયો તો કોઇ હામું જોતો નથી—પછી ભાગ્યું હાલ્લું કુંભારવાડેજ તો! બ્રાહ્મણી વટલેલી કંઈ તરકવાડેથી પાછી જવાની સે! નકટીનુ ઘરાક જોગી!" છગનભાઇ બોલ્યા—

"હાવે! ભલે ગમે ત્યાં જાય, પણ આપણે તો ન્યાતી રિવાજ પ્રમાણે ન્યાય દેવો પડશે." ભોગીલાલે કહ્યું.

"જો ન્યાય આપવો હોય, તો કૃષ્ણલાલ સોલીસીટરનું નોતરૂં પણ બંધ કરવું જોઇએ. તેણે ધોળે દહાડે વિલાયતી જોડે વટાળ કરેલો છે." છોટાલાલે કહ્યું—

"પણ એ સોલીસીટરને નાતની દરકાર છેજ કયાં! તે થોડો માથું ઉઘાડું કરીને ન્યાતમાં જમવા બેસવા આવવાનો છે? રામશંકરે પુકાર કર્યો—

"પણ ધારો તે ધારો; સરકારી કાયદો તેમ નાતનો પણ કાયદો!" ભોગીલાલે તાણો પૂર્યો.

"બહુ સારૂં! ન્યાતિના શુકલને ઠરાવ સંભળાવી દો, કે વજલાલ શાસ્ત્રીનો પાૈત્ર સુંદરલાલ ચંદ્રવદનરાય વિલાયત જઇ આવ્યો છે, તે, તથા તેમની સાથે જે કોઇ જમવા વહેવાર રાખશે, તેમને ન્યાતની પંક્તિ બહાર ગણવામાં આવશે; અને તેમની જોડે પણ વહેવાર રાખશે, તેમની જોડે કશો સંબંધ રહેશે નહિ!"

"આ ઠરાવ સર્વ તાળીઓ વચ્ચે પસાર થયો" એટલામાં રામભાઈ બોલ્યા—

"પેલા ભોળાનાથે તેની દીકરીને વિલાયતીને વરાવી છે, તેનું કેમ?"

"તે તો પોતાની મેળે પતી ગયું. બેરીસ્ટર સાહેબે ચોખ્ખી ના કહી દીધી, કે એ વિવાહ ફોક!

"ત્યારે વજલા શાસ્ત્રીનું નાક કપાયું?"

"હાવે!" સર્વે જણા પોકારી ઉઠયા—આ રીતે જુના પક્ષનો વરજોળો—કહો કે વરઘોડો બહાર પડી ગયો! બેરીસ્ટર નાત બહાર થઇ ગયા.

---

# પ્રકરણ ૧૧ મું.

## દાદાજીની દાદ! ન્યાતની ફરીયાદ!!

બેરીસ્ટર સાહેબનો મિજાજ નરમ પડયો. જુવાનીનો જુસ્સો ને વિલાયતી વાયુ શાન્ત પડયો. પોતે ઉતાવળો ને આકળો થઇ જવાથી, તથા હરાયું ઢોર, ટોળું જોઇને ભુરાઇ જવાથી, જેમ ઉશ્કેરાઇ જઇને જેને તેને લાત લગાવવા મંડે, તે રીતે વિલાયતી ઢોરને પવન લાગ્યો. ને તેણે શોર-બકોર કરી દીધો; પરંતુ શાન્ત પડતાં પસ્તાવા લાગ્યો. તેણે દાદાજીને પોતાની મેડીએ બોલાવ્યા, અને બે હાથ જોડીને ક્ષમા ચાહી.

"પિતાશ્રી! મેં ગુસ્સાના આવેશમાં જો તમારૂં અપમાન કર્યું હોય તો ક્ષમા કરશો."

"વત્સ! તેમાં તારો દોષ નથી. યવન ભાષા, અને ઉગ્ર પ્રદેશનોજ પ્રતાપ છે! જેમ બિલોર કાચ, ગરમ-ઉષ્ણ તાપ સહન કરી શકતું નથી; તેમ પાશ્ચિમાત્ય પ્રજાનો મિજાજ પૂર્વ દેશ સહન કરી શકતો નથી. એ દેશની સ્વતંત્રતા અને કેળવણીમાંજ કંઇ જુદો ચમત્કાર રહેલો છે. અંગ્રેજી શીખવાની શરૂઆત કરનારાં એક દેશી બાળક તરફ નજર કરીએ છીયે, તો તેની શરૂઆત જુદાજ તોરપર જણાય છે; તેના મનમાં જાણે પ્રથમથીજ સ્વદેશી ભાષા, રીત, વાત, અને પોશાક વગેરેપર સ્વાભાવિક તિરસ્કાર આવવા મંડે છે. કેમ જાણે તેનો જન્મ અંગ્રેજ કૂળમાંજ થયો હોય! જ્યારે આ દેશનાં બાળકોને માત્ર હજી ભાષા સંસ્કાર લાગતાંજ મિજાજની થેલી છુટી પડે છે, તો પછી તું વિલાયત ગયો, ત્યાંની કેળવાયલી પ્રજાના સંબંધમાં આવ્યો, ત્યાંનાં હવા-પાણી અને કુટમ્બમાં વહેવાર ભોગવવા લાગ્યો; અને છેક કાયદાની પરિક્ષા પસાર કરી રહ્યો, તે ઉપરાંત

રાજને ખર્ચે, છુટે હાથે, રાજાના કુંવરની પેઠે વિલાયતમાં રહ્યો, એટલે ત્હારા મિજાજનો પારો છેક હજાર ડીગ્રીપર જાય, તેમાં નવાઇ નથી ! વળી આપણે નાગર બ્રાહ્મણની જાત—તેનું પેટ ને વળી કેટલું મોટું ! જાતે આપણે છાલકા, હડીયામાં છલકાનારા, પરઘરનુંજ અન્ન ખાઇને જીવનારા છીયે; આપણી પાચનશક્તિની દવા, તો નિંદા ને ઇર્ષા છે. ઉંટ ને ઉકરડે ચડયું, એટલે ખામી શી હોય ? એ તો પૂર્વના પુન્યે મ્હારા પિતાશ્રીએ વેદીક જ્ઞાન સંપાદન કર્યું ને મને તેનો સંસ્કાર થયો; તે સંસ્કારવડે દેશી રાજમાં પંડિત તરીકે પ્રસિદ્ધતા મળી; ને વીશળપુરના મરનાર રાજાએ મને ઉપકાર કરવાનું વચન આપેલું, તે વચન મે તારે માટે માગી લીધું; કુંવર સમજુ તે તેણે પોતાને ખર્ચે તને વિલાયત મોકલ્યો; પણ તું તો વાંદરૂં થઇ આવ્યો. ભાઇ ! લગાર વિવેક રાખીએ, તમે બચપણથી મીશન સ્કુલમાં શીખ્યા; તે પછી મુંબઇ જઇને સ્વતંત્ર થયા; ને તે પછી વિલાયત જઇને વટલી ગયા ! અમે તો જાણ્યું હતું, કે દીકરો શીખીને બેરીસ્ટર થશે, તો સાતે કુળ તારશે. પણ મ્હારૂં વચન તો કેંક જેવું નીવડયું; અને અમારી આશા તો ધુળ મળી ગઇ. કુમારનો અને ત્હારા પિતાનો મ્હારાપર સ્ટેશનથી ખાનગી પત્ર છે, તેમાં તેં ઉદ્ધતાઇ કરી હશે, તેનું વર્ણન કર્યું છે; બેર—ગમે તેમ હોય, હું કંઇ માનતો નથી—કદાચ તારા બાપાએ તને હલકો પાડવા, ને મેં તને વિલાયત મોકલીને બેરીસ્ટર બનાવ્યો, તે જોઇ ન શકવાથી, મને મૂર્ખ ગણવા કદાચ યત્ન કર્યો હોય, પણ તેની મને દરકાર નથી. તું જો પાધરો હોય તો બસ છે—હું સર્વને પહોંચીશ; નહિ તો અમારો ફજેતો થશે. જતે દહાડે ધર્મવાદી પંડિતનું પોકળ ખુલ્લું થશે—લોક, નાત ને જગત મને નિંદશે. તને પ્રાચીન આર્ય ધર્મવિદ્યા શીખવી હોત, તો સારૂં થાત, આમ પસ્તાવો કરવાનો મને વખત ન આવે તો સારૂં !

"બાપુ ! તમે નચિંત રહો–હું તમને અપવાદ આપવા દઇશ નહિ ! હા; મ્હારા વિચાર ફીઓસોફીને મળતા છે; હું ફ્રીમેસન લોજમાં જઇશ; અને આર્યધર્મનાં સિદ્ધાન્ત સાથે દયાનંદ સરસ્વતીના વિચારો ગ્રહણ કરીશ; પણ તમને દુઃખ થવા દઇશ નહિ !"

"બેટા, બચપણથી આપણા દેશીઓ છોકરાંને મનગમતી છુટ આપીને માત્ર આંધળાપણામાં ભણાવે છે ! ખરેખર કેળવતા નથી. વળી આપણી શાળામાં ધર્મજ્ઞાનનું નામ નથી. વળી લોકો અંગ્રેજી ડીગ્રી મેળવવા આતુર થઇ રહ્યા છે; જો કે અંગ્રેજો એવા ભ્રષ્ટ લોકો પ્રત્યે અભાવથી જુએ છે, કેમકે તેઓ સારગ્રાહી છે. સંસ્કૃતના પ્રોફેસર મેક્ષમુલર આદિ અનેકવાર મને કહેતા હતા, કે તમારી પ્રજા ધર્મ જ્ઞાન વિના વર્ણસંકર થવાની, ને તે હું જોઉં છું: આજના થોડાજ એવા ગ્રેજ્યુએટ છે, કે જે .આર્યધર્મનાં સિદ્ધાન્તો સિદ્ધ કરવા, ને અજ્ઞાન ઉધરતી પ્રજાને તેનાં રહસ્ય સમજાવવા યત્ન કરે છે; તો તું પણ તેવોજ રહેલો છે; પણ હવે પછી હું તને ટુંકમાંજ સમજાવીશ, કે આર્યધર્મની રીતિ–નીતિ કેવી સદૃઢ ને શારિરિક નિયમપર રચાયલી છે; તથા ફીઓસોફીના નિયમો આપણી ગીતાને કેટલા લગતા છે?"

"જો તેમ થશે તો હું કબુલ કરીશ !"

"મોટા મોટા અંગ્રેજો કબુલ કરે છે, ગીતા અને આર્ય વૈદીક જગતમાં ચડતી પંક્તિનું છે; માત્ર તેનું મથન થતું નથી ! કે સેગ્રીગેશન અને ડીસઇનફેક્ટનો નિયમ તો પ્લેગ પછી બહાર પડયો; પણ આર્ય ધર્મમાં તો સૂતકાદિ ગ્રંથોદ્વારા દરેક આર્યના ઘરમાં એ રિવાજ ચાલુ છે. અગ્નિસંસ્કારના સદ્ગુણો આજે પશ્ચિમ દેશમાં પ્રચલિત થવા લાગ્યા છે. ગીતાનું જ્ઞાન વિલાયતી પાઠશાળામાં અપાય છે ! હીન્દમાં મીશનરીઓનું જોર વધવાથી, મીશન સ્કુલો થવાથી, આર્યમાં અનાર્ય પ્રજાનો વધારો થવાથી આપણી પ્રજા ભ્રષ્ટ થતી ગઇ છે,

તોપણ જ્યારે તેના ખરા અર્થ સમજાય છે, ત્યારે સ્વીડનબોર્ગવાળા પણ પલટીને આર્ય ધર્મમાં પાછા ફર્યા છે.

આ પ્રસંગ ચાલે છે, ત્યાં કેટલાક સુધારક મિત્રો મુલાકાત માટે પધાર્યા, પરસ્પર ભેટ થઇ અને ચાનો વખત થતાં સર્વે જણે વખતનો ઉપયોગ કર્યો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### સુધારક મિત્રમંડળ.

"આપણા મિત્ર સાથે ચા પીવામાં આજ આનંદ આવ્યો; પણ પેલા હટકેશ્વરીયા બામણાઓ નોંધ કરશે." વીરપ્રસાદે કહ્યું.

"આપણા વિલાયતી પક્ષને તેની પરવા નથી. દેશાટણના દરવાજા ખુલ્લા મુકવામાંજ આપણી ઉન્નતીનો માર્ગ છે." સુમને કહ્યું.

"વ્રજલાલ કાકા ! આપ દેશાટણ માટે શું સુચવો છો ?"

"ભાઇ ! હું વૃદ્ધ છું; જુના જમાનાનો માણસ છું. તમે નવી પ્રજા છો. વખત ને કાળ નવો છે. દેશની સ્થિતી નવી છે. આપણું જીવન નવું છે. એવા પ્રસંગે શાસ્ત્ર પ્રતિબંધ સાચવવો ખરો; પણ અસલ બંધનમાં કાળે કરીને છુટ લેવાની જરૂર છે. દેશાટણ કરવાની દરેકને જરૂર છે; ને તે માટે પ્રાયશ્ચિત-મુંડન કરવું પુરતું છે."

"શુ દેશાટણ કરનાર-વટલી જાય છે ?"

"ના; જો તે પોને પોતાની જાત સંભાળે, તો પુરતું છે. આ દેશમાં માંસાહાર કરનારા ને દારૂ પીનારા ઉંચ કોમના-કહો કે આપણી કોમના પણ ઘણા છે. ગઇ પરમ દીને પેલો શંકરીયો ચૌટા વચ્ચે છાકટો થઇ પડયો હતો; એ તો રાખે તેનુ ઘર, ને મારે તેની તરવાર!"

"શું વિલાયતમાં દારૂનિષેધક તથા વેજીટેરીયન ખાતાં નથી કે ?

ત્યાં અનેક મેમ્બરો છે. જેઓ દારૂ પીતા નથી: અને માંસ ખાતા નથી, ત્યાં એ વિના ચાલતું નથી, એવો પોકાર તદન જુઠો છે. મેં આજ સુધી તેનું નામ લીધું નથી !" બેરીસ્ટર સાહેબ બોલ્યા—અને તેમાંથી સો ટકા બાદ કરી નાખ્યા.

"અલબત ! પાણી અને વહેવારમાં ખલેલ પહોંચે, તો તે માટે પ્રાયશ્ચિત કરી નાખવું પુરતું છે. મનમેં ચંગા, તો કથરોટમેં ગંગા !"

ત્યારે સુંદરલાલને પાવન કરી દઈએ; અને આવતી કાલેજ ન્યાતની પંક્તિમાં બેસાડી દઈએ !"

"તે માટે તો કૃષ્ણલાલને મુંબઈથી તાર કરીને અહીં બોલાવેલા છે. તો તેની શ્હેમાં સૌ દબાઈ જશે."

"આ પ્રપોઝલ પાસ થયું. એક મિત્રે ફરીને મુંબઈ મી. કૃષ્ણલાલ સોલીસીટરને તાકીદે પધારવાનો તાર કર્યો. દરમ્યાન શુક્લ ત્યાં આવ્યા; ને પેલા હકટેશ્વરીયાનો ઠરાવ સંભળાવ્યો—આપણા સુધારક નાગરોએ તેને હડધુત કરીને કહાડી મુકયો; અને દેશાટણના દરવાજો ખુલ્લા મુકવાનો ઠરાવ તથા પ્રાયશ્ચિત કરીને ન્યાતમાં પંક્તિ આપવાનો ઠરાવ જણાવી દીધો, અને મંડળ તરત વીખરાઈ ગયું.

---

## પ્રકરણ ૨૩ મું.

### દેશાટણના દરવાજા ખુલ્લા થયા !

પ્રભાતમાં મી૦ કૃષ્ણલાલ સોલીસીટર પધાર્યા તેમનું વિશાળ મકાન તૈયાર હતું, ત્યાં તેમણે ઉતારો કર્યો– બેરીસ્ટરને ખબર પડતાં તે ત્યાં ગયા. પાછળથી શાસ્ત્રીબાવા અને સુધારક મંડળ પહોંચ્યું. સર્વ જણાએ એકમત કર્યો; અને કૃષ્ણલાલ પોતાની તરફથી શુક્લને મોકલીને નાતીલાને એકઠા કર્યા—સુધારાવાળા તથા જુના વિચારના

લોકો એકઠા થયા—અને ચર્ચા શરૂ થઇ. કૃષ્ણલાલે કહ્યું—

"જ્ઞાતી બંધુઓ ? આપણે ઉચ્ચ નાગર જ્ઞાતિના છીયે. અસલ રાજદ્વારી સેવા કરવાનું આપણા પ્રારબ્ધે છે. ધર્મ કર્મમાં આગળ પડીને કાર્ય કરવું, ને કરાવવું, એ આપણું કામ છે. દેશકાળની સ્થિતી બદલી ગઇ છે. દેશાટણ કરીને વિદ્યા જ્ઞાન સંપાદન કરવાનો માર્ગ આપણા હાથપર આવી ચડયો છે. પોતાનો ધર્મ કેમ સાચવવો, એ સર્વ કોઇ સમજે છે; વિલાયત જનારા માંસ ને દારૂનો ઉપયોગ કરે, એવું દરેકને માથે ત્હોમત મુકવું, એ એક જાતનો દોષ છે. વિલાયતમાં પણ શાક ભાજી ખાનારા ઘણા લોકો છે. દેશાટણ વિના આપણી ઉન્નતી થવાની નથી—દેશાટણના દરવાજા બંધ કરવામાં જે કંઈ દેશને નુકશાન થાય, તેના દોષિત આપણે થઇશું. વળી હવેની સાહસિક પ્રજા કંઇ એવાં નિષ્પ્રયોજક બન્ધન લક્ષમાં રાખશે નહિ; અને દેશાટણ કર્યા વિના રેહેશે નહિ. ત્યારે સારો માર્ગ એજ છે, કે દેશાટણની છુટ મુકવી; અને તેને માટે ન્યાતની પંક્તિ આપતાં પહેલાં યથાવિધી પ્રાયશ્ચિત કરાવવું."

આ પ્રસંગ પુરો થતાં તાલીયોના અવાજ વચ્ચે ઠરાવ પસાર થયો; ત્યાં જુના વિચારના ને અદેખા લોકોએ તેની વિરૂદ્ધ દલીલ કરવા માંડી; જુવાન નાગરોએ તેનું કશું સાંભળવા દીધું નહિ; અને હડધુત કરીને વાત ઉડાડી મૂકી. છેવટે તે લોકોએ સામો પક્ષ ઉભો કર્યો, ને પાંચસો ઘરની ન્યાતમાંથી પચાસ ઘર એક થઈ ગયાં; તેમણે વિલાયત જનારને પંક્તિ આપવા ના પાડી; બાકી બીજા સઘળા લોકોએ સુધારાનાં પગલાંને વખાણીને તેની જોડે વહેવાર રાખવા પ્રતિજ્ઞા કરી. વખતે દહાડે બેરીસ્ટરને પાવન કરવાનું નક્કી કર્યું.

સામા પક્ષવાળા ચાલ્યા ગયા. સુધારકોએ પુષ્પ વેર્યા; અને ખુશાલી વચ્ચે બેરીસ્ટરને પંક્તિ આપવાનું કબુલ કર્યું. મી૦

કૃષ્ણુલાલનો ઉપકાર માનવામાં આવ્યો, ને આજથી નાગરી ન્યાતના દેશાટણના દરવાજા ખુલ્લા થઇ ગયા.

## પ્રકરણ ૨૪ મું.

### એક પંથને બે કાજ.

પ્રભાતમાં મીટીંગ થઇ; અને બાર વાગે શાસ્ત્રી વ્રજલાલના સિદ્ધાન્ત પ્રમાણે પ્રાયશ્ચિત કરાવ્યું; તથા તેજ દિવસે બ્રહ્મ ભોજન કરાવ્યું. બીજે દિવસે મી૦ કૃષ્ણુલાલે આખી ન્યાતને નિમંત્રણ કર્યું. મી૦ સુંદરલાલ વિલાયત જઇને બેરીસ્ટર થઇ આવ્યા, તેની ખુશાલીમાં કૃષ્ણુલાલે સુધારક મંડળને ભોજન આપ્યું, અને તેજ પ્રસંગે સુંદરલાલને ન્યાતની પંક્તિ આપી. સુધારકોમાં આ કાર્યથી વધુ આનંદ પથરાયો. જુવાનીયાને ઉલટ આવી; અને કૃષ્ણુલાલનો મોટો આભાર માનવામાં આવ્યો. તેજ દહાડે ખબર મળી કે દિવાન ચંદ્રવદનરાયે પેલા જુના વિચારવાળાને ટેકો આપનારો તાર કર્યો હતો; પણ તે દરમ્યાન તો સુધારક મંડળે દેશાટણનો પ્રતિબંધ દુર કરીને સુંદરલાલને ન્યાતમાં લીધા હતા.

બીજે દિવસે પુર ભપકા સાથે જમણ થયું. અંગ્રેજોને વેપારી મંડળ આ પ્રસંગે મુબારકબાદી દેવા આવ્યા. કૃષ્ણુલાલે સાંજના પાંચ વાગે મીજલસ બોલાવી; અને મોટા મોટા અમલદારો તથા સંભાવિત ગૃહસ્થો સન્મુખ બેરીસ્ટર સુંદરલાલને જ્ઞાતી તરફથી માનપત્ર અપાવ્યું. આ પ્રસંગે સુદરલાલે સૌનો ઉપકાર માન્યો; અને મિત્ર મંડળ તથા વડીલના ગુણ જાહેર કર્યા.

તે પછી કેટલાક ગૃહસ્થોએ દેશાટણના દરવાજા ખુલ્લા મુકવા જ્ઞાતીના અગ્રેસરોનેને ધન્યવાદ આપ્યો.

એક કાર્ય પુરૂં થતાં મી૦ કૃષ્ણલાલે, વ્રજલાલ શાસ્ત્રી તથા સુંદરલાલના મિત્ર મંડળ સાથે કરી રાખેલ ગોઠવણ પ્રમાણે એક ગૃહસ્થે સભામાં જાહેર કર્યું કે " આજની ખુશાલીમાં વધારે આનંદ એટલો જાહેર કરવાની મને રજા મળી છે કે, આપણા માનીતા બેરીસ્ટર જેમના પ્રત્યે આપણા જ્ઞાતીના અગ્રેસર ને સુધારક મી૦ કૃષ્ણલાલ ઘણો માનવંત ભાવ ધરાવે છે, તેમણે પોતાની કેળવાયલી કન્યા મી૦ મનોરમાનો વિવાહ મી૦ સુંદરલાલ જોડે નક્કી કર્યો છે; અને તે માટે તેમને તથા મી૦ સુંદરલાલને તેમજ વ્રજલાલ શાસ્ત્રીને ઘણો ધન્યવાદ તેમજ મુબારકબાદી ઘટે છે. "

આ વિચાર જાહેર થતાં સભામાં આનંદ પથરાઇ રહ્યો; અને અસ્તુ અસ્તુના નાદ થઇ રહ્યા. પુષ્પો વેરાવા લાગ્યાં સમુબારકબાદી મળવા લાગી—અને સર્વે પરસ્પર મળી ભેટીને છુટા પડયા—સભા વિસર્જન થઇ.

એ રીતે વિલાયતગમનના માર્ગની સરળતા થવા સારૂ સંસાર સુત્રની ગતી દોડાવવાનો માર્ગ ખુલ્લો કરવામાં આવ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### ભાઇએ વહુ ગુમાવી અને બહેને વર ગુમાવ્યો.

" બા ! બા ! બંડાએ કેવી બહાદુરી કરી ! પેલો બેડીસ્ટક બોલી રહ્યો, કે પેલો વહેલો મેં હુડીયો કડ્યો ! અને બીજી વાટ ટને કઉં કે ! જમણમાં વગર નોટરે હું સાનોમાનો જમી આવો, હૈવે !"

" વાહ ! બહુ ભલું કામ કર્યું, અમથાભાઈ ! સારૂં થયું કે પેલી મનોરમા તેને ન વરાવી; નહિ તો કોણ જાણે પરમેશ્વર ભુલમાં ને ઉંઘમાં કંઇનું કંઇ કરી દેતા !" શારદા બોલી.

"શારડા બહેન ? ટારે હવે બોલવાનુંજ નહિ ! તું મોટી મા થઇને ઇશ્વરેશને બાલીસ્ટર બાવાને મળવા હાલી હતી; ને હાહરાને ત્યાં વેલી વેલી ગઇ હુટી, ટે વીલું મોં કરીને ચ્યમ પાસી આવી ? બંડાનું કઇ વેહવાલ-વિવાહ કરેલો ન હતો; તો પણ મફતનું જમી આઇવો ! અને ટને તો વરાવેલી; ને નાટરૂં કરેલું તે તુટી ગયું, ને તું જમ્યા વગરની રહી; તે તારે ઢાકણીમાં પોણી લઇને ડુબી મરવું જોઇએ !"

"ચુપ ! મ્હારા રોયા લાડકા ? બહેનને એમ કહેવાય ખરૂં કે ?"

"હાજ તો ! મને ચ્યમ કે છે ! મ્હારા વિવાહની તો વાટો થટી હુટી—ને ટેનો વિવાહ કરેલો તુટી ગયો; ટે હું નહિ કહું કે ?"

"તેમાં શું ? આપણી નાગરી ન્યાતનો વળી કયાં ઢગ-ધડો છો એ તો જ્યારે પરણ્યાને સાસરે સાધાવે, ત્યારે ખરાં પરણેલાં; નહિ તો ચોરીમાંથીએ ચોર ચોરી જાય !"

"એટલે એ શું બા ?" શારદાએ પુછ્યું.

"દીકરા આપણી ન્યાતમાં વિચિત્ર રિવાજ છે, એકવાર પ્રથમ વેવીશાળ કરે; પણ વિવાહ પ્રસંગે જો તકરાર પડી હોય તો વિવાહ ફોક જાય; માંડવે આવેલો વર પાછો જાય, અને કન્યા બીજાને પરણી જાય ! જો કે એવા દાખલા કવચિતજ બને છે; તોપણ નવાઇ જેવું નથી. ત્હારો વિવાહ તુટી ગયો, તો બીજો મળી જશે પણ તૂટયાથી કંઇ નવાઇ જેવી વાત થઇ નથી."

"બા ત્યારે મને કોઇ વાંઢો તો નહિ કહે કની ?"

"અમથાભાઈ ! તમે પરણ્યાજ કયાં હતા જે ?"

"પણ પેલી શોભીથીધીની સોરી જોડે નકી થયલું કની ? વારુ, તે તો ભલે-પણ કદાચ મારો ને બેનનો બન્નેનો વિવાહ ફોક થયો, તો હવે અમે રંડાયા ખરાંકની ?"

"મૂર્ખ ! એવું તે બોલાય ! પરણ્યા પહેલાં તે શી રીતે રંડાતાં હશે ?"

"વારૂ, પણ આપણે ન્યાત બહાર શા માટે ? આપણને જમવાનું નોતરૂં ચ્યમ નહિ ?"

"દીકરા ! આપણે સામા તડના છીયે. બેરીસ્ટરવાળા સુધરેલા કહેવાય–તે લોકોએ નવું તડ ઉભું કર્યું છે"

"તો આપણે સુધારાવાળા ચ્યમ નહિ ? બા ! મને વિલાત મોકલોની ! હું પણ બારી ને ઓટલો ચણવાનું શીખી આવું ને પેલા સુંદરલાલ પેઠેમ મોટો ફીરંગી બની જાઉં ! પણ હેં બા ! તેણે આપણી હારદા બહેન જોડે વિવાહ કાં તોડી નાખ્યો ?"

"શારદા બહેન જાજું શીખેલાં નહિ કની, તેથી !"

"તો હું ક્યાં જાજું શીખેલો છું જે ? મને પેલી મનુ સાથે ચ્યમ વરાવતાં હતાં ?"

"એ તો મશ્કરી કરતા હતા. મનુ બહેન માટે તો એવો સરસ વર શોધી કહાડીશું, કે વાહ વા ! બે ઘડી લોકો જોયા કરે !"

"અને મ્હારે માટે એવી બૈરી શોધી કહાડો, કે કુંભારનો નીંભાડો ઠરી જાય ! જાણે હોળીની જાળ, ને દીવાળીનો ભપકો હોવે !"

"ત્હારે માટે તો વિલાયતથી મડમ બોલાવીશું !"

"ના; એ આપણને ન જોઇએ. તે તો પેલાં બકરાં ને કુકડાં ખાય; ને તેનું મો ગંધાય ! દારૂ પીને છાકટી થાય, ને ગોટ પીટ કરે. તેની સંગાથે મ્હારે ચ્યમ બને ? મને તો ગોરી ગોરી નાગરાણી હંગાથે પરણવું ગમે !"

"તો નાતરૂં કરીએ ! કોઇ રાંડી રાંડને શોધીએ."

"ના, બા ! ઇ તો હુધારાવાળાનું કામ ! મ્હારે તો કાસી કુવારી કન્યા હંગાથે વરવું સે ! ધોરી હોય, ભણેલી હોય, પાને રમતાં આવ-

ડતું હોય, ગીત ગાતાં આવડતું હોય, તે... ... ... ...

હજી ટહાડા પોરના તડાકા પુરા થયા નથી, ત્યાં ભોળાનાથભાઈ પધાર્યા—

" અલી ? આ તાર આવ્યો છે–વીશલપુરના દિવાન ચંદ્રવદન-રાયે તાકીદે જવાબ માગ્યો છે."

" પણ છે શું જે ?"

" બાપા ? મ્હારો વિવાહ મળવાનો છે ?"

" ત્હારો તો નહિં, પણ શારદા બ્હેનનો મળશે."

" શું શારદાના વિવાહના કંઇ સમાચાર છે !"

" હા ચંદુભાઇએ લખ્યું છે, કે મ્હારા કુળદીપક પુત્રે તમારી સાથેનો સંબંધ તોડયો, ને તે માટે વૃદ્ધ ડોસા કશું બોલી ન શક્યા, તે માટે દીલગીર છું. ડોસા–ડોસીની બુદ્ધિ તો સાઠ વર્ષે નાઠી છે; પણ મ્હારે તો વિચારવાનું છે. તમારી ડાહી દીકરી શારદાનો વિવાહ મ્હારા બીજા પુત્ર વસંતરાય જોડે કરવા ઇચ્છા છે. જો મરજી હોય, તો તારથી ખબર આપજો."

" વાહવા ! ગોળથી ગળ્યું બીજું શું ? શારદા વળી એમની પુત્ર વધુ હતી. આ મોટા છોકરાને બદલે ન્હાનાને પરણશે, એજ કની."

" હા; ઘર તો તેનું તેજ, અને વર જુઓ, તો આ વટલેલ કરતાં સારો–" બન્ને વાત કરવા લાગ્યાં.

" શારદા બ્હેન ? હવે રાજી થયાં કે !" અમથો બોલ્યો.

" બા ? મારૂં માથું કળે છે, હું જાઉં છું." શારદા દુઃખાતે દીલે ચાલી ગઇ–અમથો હસતો હસતો પાછળ ગયો—

" શારદા આજ બે દિવસથી ખાતી–પીતી નથી; પણ હવે તે ખુશી થશે, ને નિરાંતે જમશે.

" છોડી બહુ ડાહી ને સમજણી છે, આપણા રંક ઘરમાં પુત્રી રત્ન છે."

" પણ તમારો અમથો તો ઘર લજાવે તેવો નીકળ્યો છે. પેલા વટલેલની ન્યાતમાં પેસીને જમી આવ્યો."

" તેમાં તો તેનો કોઇ ચાંલ્લો કરતું નથી."

" હાજ તો ! તમે પણ પેલી મનુ સંબંધી વિવાહની વાત નાહક કહાડી–કોઇના ચડાવ્યા ચડવું શા માટે ?"

" હાલ તો સૌ લોક એમ બોલ્યાં, કે ભાઇએ વહુ ગુમાવી; ને બહેને વર ગુમાવ્યો.

" તેમાં કશું લાંછન નથી. લોકો ઉલટા વ્રજલાલ શાસ્ત્રીને નિંદે છે."

" બિચારો ડોસો રડી પડયો મ્હારી કને માફ માગવા લાગ્યો. કહે કે હું બાજી હારી ગયો છું."

" જે થાય તે સારા માટે ! તમે ફરીને ડોસાને જઇ મળો; ને તારની વાત કરો. તેમની સલાહ લઇને પછી વીશળપુર તાર કરો. અને હજી આ ધામધુમ ચાલે છે, ત્યાંજ શારદાનો ફરી વિવાહ જાહેર કરો, કે અપવાદમાંથી છોડી છુટી થાય; ને શત્રુનાં મો કાળાં થાય !"

" હા; એમજ કરૂં છું." એટલું કહીને ભોળાનાથ પેલા વ્રજ લાલ શાસ્ત્રીને ત્યાં ગયો, અને તેની સ્ત્રી ઘર કામમાં ગુંથાણી.

આહા ! નિર્દોષ બાળા કેવી નિરાશ થઇ ગઇ ! બેરીસ્ટર જેવા વરને પરણીને જીંદગીનો લ્હાવો લેવા ધારેલું, તે ઇચ્છા પાણીના રેલા પ્રમાણે કેવી પ્રસરી ગઈ ! એ બાળા હજી શા ઘાટ ઘડે છે, તે તરફ લગાર નજર કરીએ.

---

# પ્રકરણ ૨૬ મું.

## ભાવીનો ભેદ! બેરીસ્ટરની બૈરી તો એજ!

" ટાળ્યા નહિ રે ટળે, લખ્યા જે લલાટે લેખ;
વાવ્યાં બીજ રે ફળે, કર્મે લખ્યું તે મળે—
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઇ, આંધળા ઝુરી મરે—
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ ઠગે સતી લઇ ગયો, લંકા પળમાં બળે—"

"સાંભળોછો, કે શાસ્ત્રી ? પેલા ભોળાનાથ બહાર આવીને બેઠા છે." ભાગલીડોસીએ શાસ્ત્રીબાવાના પુજાના ઓરડા નજીક જઇને કહ્યું.

"સમજ્યો ! ભાવી પ્રબળ છે ! તેની છોડી શારદા અંતે સુંદરલાલ બેરીસ્ટરનીજ બૈરી થશે. શાસ્ત્રીજીએ ધ્યાનમુક્ત થઇને કહ્યું.

"હેં ! ત્યારે ગઇ કાલે મોટા મંડપમાં ગાજતી સભાએ કૃષ્ણલાલ સોલીસીટરે પોતાની વિદ્વાન કન્યા મનોરમાનો સુંદરલાલ વેરે વિવાહ નક્કી કરીને ચાલ્લો કર્યો, તે ખોટું ઠરશે ?" ભાગલી ડોસીએ વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

"ના; મનુનો વિવાહ પણ થશે. પરંતુ મેં પોતે પ્રથમથી સિદ્ધ કરેલું છે, તે સિદ્ધજ થશે. મ્હારે હાથે સુંદરલાલનો વિવાહ, ભોળાનાથની શારદા સાથે કર્યો છે, તે છોડી તો સુંદરનેજ વરશે."

"હશે; તમારા શાસ્ત્રીજીના શાસ્ત્રમાં મને તો કશી સમજણ પડતી નથી. જો પુજામાંથી પરવાર્યા હોય, તો લગાર બહાર પધારો. ભોળાનાથ કંઇ પુછવા આવ્યા છે, અને ભાઇ પણ હમણાંજ બહારથી આવશે."

"તે ફરવા ગયો છે કે ?"

"મને તો કહી ગયો છે, કે સ્ટેશનપર જાઉછું."

"કદાચ કૃષ્ણલાલ મુંબઈ જતા હોય!"

"એમજ હશે, પણ તમે પરવાર્યા કે નહિ?"

"હા, હું પુજા કરી રહ્યો છું." એટલું કહેતાંજ શાસ્ત્રીજી ઉઠીને બહાર આવ્યા, અને ડોસી લપાતી છુપાતી બન્ને જણની વાતો સાંભળવા, માટે એક ખુણામાં ઉભી રહી. શાસ્ત્રીજીએ જે ભાવી ભાખ્યું હતું, જે વર્તારો સિદ્ધ કર્યો હતો, તે વિષે કંઈક વ્હેમ ટાળવા ને ભેદ ભાંગવા ઉભી રહી.

"શાસ્ત્રીજીને નમસ્કાર છે." ભોળાનાથે ઉભા થઈને વ્રજલાલ શાસ્ત્રીને દંડવત્ કર્યો.

"આશિર્વાદ, ભાઈ? કંઈ સવારમાંજ આવ્યા?"

"આપનાં જેવા મહાત્માનાં પ્રભાતમાં દર્શન થાય, એવાં અમારાં ભાગ્ય ક્યાંથી! આપને હું એક સલાહ પુછવા આવ્યોછું. આ તાર ચંદ્રવદનરાયભાઈએ મોકલ્યો છે. તેમને ખબર પડી હશે, કે મ્હારી પુત્રી શારદાનો વિવાહ તુટી ગયો છે; અને સુંદરલાલભાઈને બીજી કન્યા મળી છે; તેથી તેમણે પોતાના પુત્ર વેરે શારદાનો વિવાહ કરવા વિનતી કરી છે. આ સંબંધમાં આપ મને શું સલાહ આપો છો, શાસ્ત્રીજી? તમે અમારા પુજ્ય ને વડીલ જ્ઞાતી બન્ધુ છો. વળી વિદ્વાન ને વૃદ્ધ છો. તેમ વળી તમે શાસ્ત્રીજી છો."

"ભાઈ? કેળ એકજવાર ફળે છે. સિંહણ એકજવાર જણે છે. ને વિવેકી એકજ વચન બોલે છે. મેં તને પ્રથમ જે કહ્યું છે, તેજ સત્ય નીવડશે. ત્હારી પુત્રી શારદા મ્હારા પૌત્ર સુંદરલાલ બેરીસ્ટરનીજ બૈરી થશે!"

"શાસ્ત્રીજી? એ આપ શું કહો છો!"

"ગાલવ મુનીનાં વચન સમજી લ્હેજે! ધૃષ્ટબુદ્ધિ પ્રધાને ગમે-

તેત્રાં કાવતરાં કર્યાં પણ તેની પુત્રી વિષયા તો ચંદ્રહાસનેજ વરી, તેમ મ્હારૂં આ વચન ગાલવ તુલ્ય સમજી રાખજે ! મેં વગર વિચાર્યું કામ કર્યું નથી મેં મુહુર્ત, ગૃહ, ને ભવિષ્ય જોઇનેજ કર્યું છે. સમયકાળ ને ગૃહ દશાને લીધે હાલ એ વિવાહ ફોક થયો છે, પણ પરિણામે તો જે સિદ્ધ થયું છે, તે સિદ્ધજ થવાનું છે."

"શાસ્ત્રીજી? એ તો નવાઇ જેવું નવું સાંભળ્યું ! ત્યારે શું ચંદ્રવદનરાયનો તાર મ્હારે નાકબુલ કરવો !"

"ના; તમારે કબુલ કરવો."

"પણ આપ તો વળી કહો છો, કે 'શારદા તો સુંદરલાલનેજ વરવાની છે,' તો પછી—"

"મ્હારૂં વચન સત્ય છે. હજી પણ હું ફરીને એજ કહુ છું પણ જાનકીને રાવણ હરી ગયો, અને જ્યારે ફરીને રામ કને આવ્યો, ત્યારે તેનો ભાવી દોષ ટાળવા તેને અગ્નિમાંથી પસાર થવું પડયુ ન્હોતું? તેમ ત્હારી કન્યા શારદાને કદાચ કોઇ ભાવી દોષ લાગ્યો હોય, અને અન્ય પતિનું નામ કર્મે ચોંટવાનું હોય, તો શું તેમ નહિ થાય? ચંદ્રવદનરાયના પુત્ર વસંતરાય જોડે વેવીશાળ તો કરવું—"

"વારૂ; ત્યારે રજા લઉં?" ભોળાનાથ ઉભો થઇને બે હાથ જોડી રજા માગતાંજ સુંદરલાલ આવ્યા—ભોળાનાથે નમસ્કાર કર્યા.

ભાઇ! આ વિપ્રને તમે ઓળખો છો" શાસ્ત્રીજીએ સુંદરલાલ જોડે ભોળાનાથની પિછાણ કરાવવા કહ્યું; માત્ર ભોળાનાથની પિછાણ માટે નહિ પણ સુંદરલાલે સ્વતંત્રતાથી દાદાજીએ કરેલો વિવાહ તોડયો, તેનું ભવિષ્ય સુચવવા યત્ન કર્યો—"

'ના દાદાજી! કદાચ ઓળખતો હઇશ, તોપણ સ્મરણમાં નથી!"

"એ તમારા ભવિષ્યના સસરા થાય !"

" હાઃ ! હાઃ ! હાઃ ! દાદાજી ! હવે વળી બીજા સસરા કેવા!" બેરીસ્ટરે હસીને પુછ્યું.

" બીજા નહિ, પણ પહેલા સસરા ! બીજા સસરા તો કૃષ્ણલાલ કહેવાય ! "

" સમજ્યો, પ્રથમ આપે મ્હારો વિવાહ નક્કી કર્યો હશે; પણ તેથી કંઇ સગપણ સિદ્ધ થયું કહેવાય નહિ ! "

" સિદ્ધનાં કરેલાં લગ્ન પણ સિદ્ધ ન થાય, તો તેણે સિદ્ધી કરેલીજ વૃથા છે ! તમે તેના જમાઇ, અને તે તમારો સસરો નક્કી. થઇ ગયો જાણવો ! " શાસ્ત્રીજીએ રક્ત નેત્રે કહ્યું. બેરીસ્ટર મનમાં હસવા લાગ્યો. ભોળાનાથ વિસ્મય થવા લાગ્યો. પેલી ભાગલી ડોશી પણ દંગ થઇ ગઇ. એવામાં ટપાલ આવી; સુંદરલાલ પોતાના પત્રો લઇને મેડી ઉપર ગયો, અને ભોળાનાથે રજા લીધી. શાસ્ત્રી બાવા પોતાના દેવ-કાર્યમાં પ્રવૃત્ત થયા; અને ભાગલી ડોસી પોતાના ઘર કામમાં ગુંથાણી—"

"અરે; શાસ્ત્રી બાવાનાં વચનો સિદ્ધ થશે? શું સુંદરલાલ એક ઉપર બીજી સ્ત્રી કરશે? શું મનોરમા જોડે બેરીસ્ટર વરીને પાછળથી છુટાછેડા કરશે?"

વાંચનાર ! ભાવીની વાટ તો શાસ્ત્રીજી જાણે આપણે તો જે તેમણે કહ્યું, તે સાંભળ્યું; ને થશે, તે જોઇશું. ભાવી મિથ્યા કરવાને કોઇ સામર્થ્ય નથી. સિદ્ધ પુરૂષો ત્રિકાળજ્ઞાની હોય છે, તે જે કાર્ય કરે છે, તેમાં નિષ્ફળતા હોતી નથ. હવે જોઇએ છીએ, કે ભાવી કેવી રીતે બદલાય છે ! "

---

# પ્રકરણ ૨૭ મું.

## આશાનું બીજ !

"અલી ! સાંભળે છે, કે ? વ્રજલાલ શાસ્ત્રીને ત્યાં જઇ આવ્યો" ભોળાનાથે મોટે સાદે પોતાની સ્ત્રીને બુમ પાડી. તેવીજ સ્ત્રી બહાર આવી, અને પિતાનો સાદ સાંભળીને પુત્રી શારદા કંઇક નવીન ચર્ચા સાંભળવા કમાડ આડી આવીને ઉભી રહી.

"શાસ્ત્રી બાવા ચીડાયા તો નહિ કની ?"

"ના, પણ તેમણે જે કહ્યું, એ વાત તો બહુજ નવાઇ જેવી હો !"

"તેણે એવું તે શું કહ્યું ?"

"મેં જ્યારે ચંદ્રભાનનો તાર બતાવ્યો, ને તેમના પુત્ર વસંતરાય જોડે શારદાને વરાવવાની વાત કહી, ત્યારે તે બોલ્યો કે તમારી શારદા તો બેરીસ્ટરની બૈરી થઇ ચુકી છે !"

"હેં ! એ વળી શી રીતે ? સુંદરનો વિવાહ તો પેલી કૃષ્ણલાલની છોડી મનુ વેરે થયો કની !"

"હા; પણ શાસ્ત્રી બાવા તો એમજ બોલ્યા, કે ગમે ત્યાં વિવાહ કરો, પણ તમારી શારદાનું સૌભાગ્ય બેરીસ્ટર વડેજ સુખરવાનું છે,"

"શાસ્ત્રી બાવા અગમ-નિગમ જાણતા દેખું;" ત્યારે હવે આપણે શું કરવું ? શારદાને કુંવારી રાખવી !"

"ના; શાસ્ત્રી કહે વેવીશાળ તો કરવું"

"શાસ્ત્રીનો ઢંગ-ધડો નથી ઘડીમાં આમ ને ઘડીમાં તેમ; કંઇ નિર્મળ માર્ગ બતાવતા નથી ! મને તો લાગે છે કે તેમનુ મગજ સ્થિર નથી. રખે તે આપણને રાજી રાખવા માટે એવું બોલતા હોય !"

"કદાચ તેમ પણ હોય, કાં ગપ-ગોળા ન મારતા હોય !"

" જો બેરીસ્ટરને શારદા વરવાની હોય, તો પછી વિવાહ તોડાવે શા માટે? અને તેમના પુત્રના બીજા છોકરાને પરણવાને હા પાડે શા માટે? માત્ર પોતે કરેલું કાર્ય વિછોડાયું છે, તેનો ટેક જાળવવાની વડાઇ લ્હે છે; જાણે કે પોતે કરેલું સિદ્ધ થવાનું છે; કેમ જાણે પોતે પરમાત્મા હોય!–મહાત્મા હોય! "

" હા; એમજ લાગે છે; ત્યારે હું તાર કરી આવું? વિવાહની કબુલાત આપી આવું? "

" હા; તમે તાર કરો; ને વેવીશાળ કબુલ કરો. "

સ્ત્રીનાં વચન સાંભળીને ભોળાનાથ તાર ઓફીસ તરફ ગયા. શારદા બહાર આવીને માતાને ભેટી પડી–રડી પડી.

" બા!! તમે ઉતાવળ શાને કરો છો? મ્હારે પરણવુંજ નથી." શારદાએ ડુસકાં ભરતાં કહ્યું.

" ડાહી દીકરી? વળી તને એ શું સુઝ્યું! તું હવે વયમાં આવવા લાગી છું. જુવાન છોકરી કંઇ માબાપને ઘેર પોસાય? "

" પણ મને સુખી કરવા વરાવવી કે દુ:ખી? "

"તું સુખીજ થઇશ. દિવાનના ઘરનો વૈભવ બેરીસ્ટરને ત્યાં નથી ચંદ્રવદનરાયે સુંદરલાલને તો કહાડી મુકેલોજ હતો. ને શાસ્ત્રી કને પૈસા નથી. બેરીસ્ટર થઇ આવ્યો, તે તો વીશળપુરના રાજાની મહેરબાનીથી થયો. હવે સુંદરલાલ કમાયને વૈભવ થાય, તે વખતની વાત–તેને પરણી હોત, તો પણ સુખ તો મળતાં વાર લાગત; અહીં તો રાજની દીવાની ને સાહ્યબી છે. વળી વર પણ ન્હાનો. નાજુક ને રૂપાળો છે. સાસુ પણ જીવતી છે. ત્હારે તો પ્રભુ પાયા! ખોટું થાય તે સારા માટે દીકરી! વિવાહ તુટયો તે સારૂં થયું! હાલ્લું. ગયું ને તાસક મળ્યો. "

" મ્હારા પિતાજી તો કહેતા હતા કે શાસ્ત્રીજીએ એવું સિદ્ધ કરેલું

છે, કે શારદા તો—

" બેરીસ્ટરની બૈરી થશે, એમ કે? અરે એ બધા પોથીનાં વેંગણ. તું ત્હારે ખુશીમાં રહેની? એ બધી ચિન્તા અમારે છે."

" વારૂ બા!" એટલું કહીને મા દીકરી છુટાં પડયાં. શારદાના મનમાં કંઇ અજબ રીતે ઉત્પાત થવા લાગ્યો. તેના મનમાં એમ થયું, કે રખે દિવાનના પુત્ર જોડે વિવાહ થાય, અને તે પણ ફોક-કરે! બેરીસ્ટરને વહેમ આવે, અને મનુની જોડે થયલો વિવાહ ફોક થાય! રખે ફરીને બેરીસ્ટર આ તરફ નજર કરે! લાવ, બેરીસ્ટરનું મન ખેંચાય, એવો એક પત્ર તો લખું? આહા! તેમાં શું લખું? જે કંઇ પ્રભુ લખાવે, કલમપર સરસ્વતી માતા બેસે, ને બુદ્ધિમાં જે આવે તે લખું, તો ખરી!" શારદાના મનમાં આ એક નવીન સંકલ્પ ઉભો થયો; ને ખરેખર તેણીએ બેરીસ્ટરપર પત્ર લખ્યો. શું લખ્યું હશે! પ્રસંગોપાત જાણવા માટે બેરીસ્ટર તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### પ્રેમ–કમળમાં ગુંથાયલો મધુકર!

મધુસંચય કરનારી મધમાખ જેમ વ્હાલા મધપુડાને વળગી રહે, અખંડ તાપસી જેમ ધ્યાનાવસ્થિત એકાગ્ર ચિત્તે પ્રભુ નામને બાઝી રહે, તેમ ગુણગ્રાહી મનોરમા પોતાના પ્રેમી સુંદરલાલને બાઝી રહી છે, એ વાત અજાણી રહી નથી. સુંદરલાલે મુંબઇ છોડયા પછી મનુની રાત ઘણી કઠણ ગઈ હતી. ઉડતી કોયલડી પાછળ ભમતો પ્રેમી સતાવતો હતો, બહેકાવતો હતો—કંઈ કંઇ બકાવતો હતો. પ્રભાતમાં વિહ્વળ વલ્લભા ઉઠી, કામના શરથી વીંધાયલી મુગ્ધા, પ્રેમીના પરિતાપથી અથવા તો પિંડના પ્રસ્વેદથી પાણી પાણી બની ગઈ.

સમરનો શિતળ પવન ક્યાંથી આવે ? અરૂણનો ઉદય થયો. ચંદ્રનાં કીરણોએ વિરહીને વેદના કરાવી. પણ સવારનો શમીર શાન્તિ પ્રસરાવતો હતો. તો પણ સવિતા દેવ તેને હઠાવીને પોતાનું તેજ પ્રકાશતો હતો. સુંદરીએ તે સંકટમાંથી મુક્ત થવાનો દાવ હાથમાં લીધો. પ્રેમની ધુનમાં, મનની વેદના પત્રદ્વારા પાથરી દીધી. પોતાના ડાક્ટરને સર્વ દુઃખ જણાવી દીધું. મગજ પર ચડેલો ભાર ઓછો કર્યો.

જુવાનીની જીન્દગી આંખને ઓડે લાવી દે છે ! શરમને છોડાવી દે છે ! સબબ અબળાઓ કામના બાણુથી વિંધાઇને પુરૂષના પ્રેમને તાબે થઇ જાય છે. મદન વિન્હળા માનુનીઓ પોતાની મસ્તાનીનું માન મુકીને, ગૌર વદનને પ્રેમના હાથમાં રમતું કરી દે છે ! સુંદર ને માંસલ શરીરની પથારી કરી દે છે ! પ્રેમના ભાવનાં પુષ્પની ચાદર બીછાવી દે છે ! અમૃત અધરપાન પીવરાવીને પીયુડાને નીશાબાજ બનાવી દે છે ! અને અંતે તેને રમાડી જમાડીને બાહોશ-બહાદુર ને બેહોસ બનાવી દે છે, વાહરે કામિની ? તું કામની છું; કામના તીર પર તીર ફેંકનારી કામિની છું ! ! •

અભણ હો, અજ્ઞાન હો, અજ્ઞાત હો, અભિજ્ઞ હો, અબળા જાત હો, અવિકારી કે અવિચારી હો, અધિકારી કે અનિત્ય કારી હો, સાધુ હો, સંત હો, લૌકિક હો, અલૌકિક હો, પશુ હો, કે પ્રાણી હો, માનવજાતી જ્ઞાની હો, કે વિજ્ઞાની હો, પણ સર્વ કામદેવ-જાદુગરને વશ થઈ પડેલી પ્રતિમાઓ છે. રાજાની કલગીમાં, ધનવંતની સાહ્યબીમાં, યોદ્ધાની તલવારમાં, ખૂનીના નેત્રમાં, પાષાણમાં ખડ્ગમાં, જળમાં કે કમળમાં, જડમાં કે ચૈતન્યમાં, બસ કામદેવનો ડંકો વાગેલોજ છે. ધ્વની થયો કે નિર્જીવ પદાર્થ જાગૃતિ પામે છે ! સ્પર્શ થયો કે રણ યુદ્ધમાં તત્પર થઇ જાય છે. યોગી હો, કે ભોગી હો, રોગી હો, કે ઢોંગી હો, પણ તાબેદાર લાચાર-થઈ જાય છે. વાહરે

કામ ! વાહરે કામિની ! ત્હારી કળા કોઇ શીખ્યું નથી ! શંકર શીખવા ગયા, તો ભીલડીમાંજ ભૂલા પડયા ! બાળકને ધાવતાં કોણે શીખવાડયું ? યુવાન થતાં પ્રિયાનું નામ કોણે બતાવ્યું ? વહુજીનાં વલોણાં ને વરજીનાં વગોણાં તો કુદરતની શાળામાંજ શીખાય છે.

મનોરમા ભલે બી. એ. બની; પણ કંઈ તેની વિદ્યામાં કામદેવનો પ્રવેશ થયો નથી, એક જંગલમાં વસનારી વણજારી કામક્રીડાની રંગી–ભંગી બનેલી હોય છે ! માનસિક બળ સર્વમાન્ય જગતને સરખુંજ અર્પણ થયલું છે ! કુદરતની શક્તિઓ જડ–ચૈતન્ય સર્વેમાં પ્રમાણુસહ પ્રકાશી રહેલી છે. જ્ઞાની ગોથાં ખાય છે–ગમાર તરી જાય છે. કબીર ઉલટું સમજાવે છે; સમજુને મન સઘળું રહેલું છે. જે જ્ઞાન તારે છે. તેજ જ્ઞાન બાળે છે ! કહો, તમે શું સમજ્યા ? સ્ત્રીના પ્રેમનું સેવન કરીને શું તરશો, કે શંકરની પેઠેમ કામને દગ્ધ કરીને, પતંગીયા પેઠેમ બળી–ઝળી અંગને દગ્ધ કરશો ? ભોગવિલાસમાં આનંદ માનશો, કે વૈરાગ્ય-સંપતિ મેળવવામાં સુખ સમજશો ? ફરી કહીશું, કે તું કબીરનાં કોડીલાં કથનો સ્મરણમાં રાખજે; જે જ્ઞાન ઝાળશે, તેજ જ્ઞાન તારશે ! પ્રિયાનો અખંડ પ્રેમ જીતીને રઘુવર તરી ગયા–દ્રૌપદીની અખંડ એકાગ્રતા આગળ શ્રી કૃષ્ણ પ્રભુજી લાચાર થઇ ગયા ! પ્રિયાના નિર્મળ પ્રેમની ભક્તિ તો અલૌકિક છે; અનુભવી તેનું રહસ્ય સમજે છે.

રાત્રીનો વિલાસ, મનના ઉદ્દગારરૂપ શાહીવડે ચીતરીને પ્રેમીને પાઠવ્યો. આહા ! તેમાં મોતીની માળારૂપ શબ્દની ગોઠવણ અને નીલમ–માણેકનાં ઝુલતાં નંગો, જાણે હઠહઠથી ચુંબન લેતું મુખડું જણાતું હતું. કેળવાયલી મધુ–સારિકાએ શું શું લખ્યું હતું ?—કામ–વિહ્વળા કન્યા તે વળી શું લખે ? અંતે તો પાણી તે પાણીજ ! વાયુમાં ધુમો ઉડતો હતો. પણ છેવટે તો તે પાણીરૂપજ હતો.

પ્રિયાના અક્ષરો ઓળખ્યા—અધીરો પોપટ પરબીડીયું ઉઘેડતાંજ જાણે શ્રમિત થઇ ગયો. ખરેખર જાણે વિશ્વામિત્રના ઉછંગપર આપોઆપ મેનકા બેસી ગઇ હોય!

"વ્હાલા કમળકાન્ત!"

પ્રેમનું ઝરણું ઝરતું મૂકીને, અગ્નિરથમાં વાયુવેગે સિધાર્યા! સુભદ્રાના ભોગી અર્જુન? તમે મને એકલી કરીને ગયા? હા! હું વિલાસભુવનમાં એકલીજ ગઇ? પણ ના, મ્હારો સાથી દીવો હતો. તેની સાથે પવન પણ હતો. મોડી રાતે ચંદ્રમા પણ આવ્યો હતો. એ બધા મ્હારા પતિવ્રત બળથી દુર રહેતા હતા. તાપતાપથી દઝાતા હતા. માત્ર પલંગપર પાથરેલી પથારી અને હું વાતો કરતાં હતાં; આગલી રાત્રીનો નાટક અને સમુદ્રની લ્હેરોમાં સ્નેહની જે લ્હેરો આવતી હતી, તેનું સ્મરણ થયું! આહા! આહા! કઠણ કાળા પથ્થરો આપણા કોમળ શરીરમાં ભોંકાતા હતા, તે છતાં ગેલ કરીને તેની કઠોરતા સ્વિકારી હતી. મખમલના કોચપરજ પડેલી હોય, તો સેવકોપર ત્રાસ છુટતો, તે કિનારાપર પડેલી રેતી સાથે ગેલ કરતાં હતાં. શું તે વેળા ભાન હતું, કે આપણે પથ્થર અથવા રેતીમાં રમીએ છીયે! એજ વાત, એજ પ્રસંગ, અને એજ રમત આખી રાત રમી—જ્યારે રમી રમીને થાકી, ત્યારે તરત જાગી—અને જોયું, તો—

" અરે કોઇ હાય મીલાવોને સલુણા શામળાથી મને;
દુઃખિની દાદ ખાઓને, રઝળતી રાખશો ના રણે!
રસિકના જાપથી થાકી, સુતી તો સ્વપ્નમાં ભેટયા;
ઉઠી તો નાથ ના દેખું... ... ... ... ..."

પ્રાણવલ્લભ? આ વિરહીની સ્થિતી, કર્મ કથા, રામાયણ, સવ માની લ્હેજો—મન આપને ચરણે ધર્યું છે.

કહો, ક્યારે આવશો? પિતાજીએ ત્યાં બોલાવ્યા છે; આશા છે,

કે ગુણવંતી ગુજરાતને ગજાવશો. હસમુખા લાલ ? તમારો હરિ-કિંકરીને હસાવશો—વહેલા વહેલા આવશો.

વાટલડી જોઇશું વ્હાલા આપની,
ચાતકડી જુએ વર્ષાની વાટ જો.
તલસે છે રે રંક બિચારી બાપડી,
ચાતક રૂપે વ્હેલા વળજો પ્રભાત જો.

આજની રાત તો વીતિ—આવતી કાલે હું મ્હારી ફ્રેન્ડ મીસીસ ફ્રેની વાડીયાને ત્યાં કંઇક નવું નવું ગાન-તાન કરવા જવાની છું, ને તેનો નીશો પહોંચતાં પુરો થશે. આપ વ્હાલા વેગે પધારશો. પછી મોં કને અન્ન પડયું, એટલે ખાધા વિના જ ભૂખ ટળી જશે. કહો, વ્હાલા ! વ્હેલા આવશો કે ? મ્હારા સમ ! વ્હેલા આવજો, હો ! રાતનાં પંખીડાંને મ્હારા પ્રણામ કહેજો—અને આપ વીતિ પણ લખજો; કેમકે દુઃખીયાંને દુઃખીયું, એ પણ વિશ્રામ છે.

| | |
|---|---|
| કનક—ભૂવન, વાલકેશ્વર. | આપની આજ્ઞાંકિત,— મનુ. |

આહા ! કયા સદ્દભાગીને આ પત્રની લેખકનું હસ્ત—પાન મળે? યૌવનમદમાં ખિલતી મધુકરી જ્યારે હેત હેત ને હઠ—હઠથી પાન-દાન દે, પછી સંસારનું શાન્તિ ને સુખ વૈકુંઠમાં પણ કયાંથી રહે ? વગર માગ્યે, પ્રેમભાવે, હાથ પકડીને, હઠ—હઠ કરીને જ્યારે પોતાના પડખામાં લ્હે, તો પછી સ્વર્ગસુખની સીમા બીજે કયાં લેવા જવી ? ખરે, બેરીસ્ટર સાહેબના મનમાં તો એવોજ ઉમળકો થયો. પ્રિયાના પત્રની લગની, ને તેનો પ્રસ્વેદ એવોજ તીવ્ર થઇ પડયો, કે હવે પ્રાતઃસ્નાન કર્યા વિના ઉપાય ન રહ્યો ! ભોજનની વેળા થઈ હતી, પણ પ્રત્યુત્તર લખ્યા વિના ઉઠાયું નહિ; માત્ર પત્રની પહોંચ, અને તેમની કથાનું પ્રતિબિંબ, પડેલું જણાવ્યું; યથાવિધી અક્ષરોમાં ચિતર્યું નહિ ! પત્ર

બીડ્યો. પોષ્ટમાં ગયો. હજી ભોજન માટે આમંત્રણ થાય, ત્યાં બીજો પત્ર આવ્યો. આહા ! તેમાં વળી શું હતું ?

" સુજ્ઞ સાક્ષરવર્ય !

હું અભિજ્ઞ બાળા આપને પત્ર લખવાની પ્રથમ પહેલ કરૂં છું; મને મૂર્ખ ગણુશો, તો ખોટું નથી. હું બહુ કેળવાયલી કે સુધરેલી નથી; મને પત્ર લખતાં નથી આવડતો. વાંચતાં–લખતાં, સમજતાં, સુણતાં શીખી છું; પણુ પ્રેમ કે વિવેકના પત્રો લખ્યા નથી.

હું કન્યા છું, નામ આપતાં કંપ ચડે છે. માત્ર હું આશામાં ઉન્નત બની છું, બ્હાવરી નથી બની. મને વ્હાલા કહેવાનો અધિકાર હતો, પણુ ના–નથી ! મને પત્ર લખવાની ઇચ્છા હતી, પણુ હવેજ તક મળી. હું શું લખું ? મને સુજતું નથી, કે કેવા મીઠા શબ્દોમાં વધાવી વધાવીને લખું ?

ગુણુજ્ઞ ! હું વિદ્યાથી હારી ગઈ છું; મ્હારી આશા લંબાયલી છે. રંક માબાપની અને દીન દશાની દીકરી હિમગિરિપર કીડીરૂપે ચડવા ગઈ હતી. ભાવિ સિદ્ધ હોત, તો સાગર પણુ તરી જાત, પર્વત પણુ ચડી જાત, પરંતુ વિધી વાંકો થયો, ને રંક મૃગલી ભાગ્ય–વનમાં ભૂલી પડી છું ! મને ભાવીએ સુચવ્યું છે, કે તું એજ ભાગ્યશાળી ભરથારની ભામા થવાની છું. શું એ વાત ખરી હશે ? જો કદાચ ભવિષ્યમાં મ્હારૂં કથન પાર પડે, તો આ પત્રની નિશાની આપીશ; અને મ્હારી પવિત્ર ભક્તિનું જે બિન્દુ છેક હિમગિરીના શ્રૃંગ પર ચડવા શ્રમ કરે છે, તે પ્રેમ સ્વરૂપે આપના ચરણુકમળ ધોવામાં હાજર કરીશ.

લી૦ આશાવંત બાળા–"

"અરે ! આ પત્ર કોનો હશે ?" બેરીસ્ટરે ઘડીભર વિચાર કર્યો. ગુમાનીના તોરમાં, મનુના પ્યારમાં, દરજ્જાની ધૂનમાં, ને પેલી મીસ

હેલનના રંગ–રાગમાં આ પત્ર ઉડી ગયો, ફાટી ગયો, ધૂળ–કચરામાં ચાલ્યો ગયો.

એક પ્રેમી મનુ ઠરી, બની શારદા બીજી; પણ તે પહેલાં પેલી હેલન વાટ જોઇ રહી છે, તેનું શું થયું; એ તરફ લગાર ખાટી–મીઠી નજર તો કરીએ ! ભાગ્યયોગ કામના પ્રવાહને જ વળગી રહેલો છે, એટલે કર્મવાદીનાં કર્મ તો જોઈએ ?

---

## પ્રકરણ ૨૯ મું.

---

### સાબરમતીના પૂલપર હેલનની હીસ્ટરી !

શારદાની ગુપ્ત ચિન્તા બીનવજનદાર ઠરી; અને મનુના મનનો સત્કાર થયો. બેરીસ્ટરની બ્હાંય લાંબી થઇ. બાપાજીએ તો દીકરાના નામપર દીવો કરી મુકેલો હતો; તે તો નવી વહુ અને નવા દીકરા તરફ જોઇ રહ્યો હતો. દાદાજી તો ભિક્ષુક બ્રાહ્મણ હતા. શેઠ શાહુકા-રની બોણીઓ અને એકાદ રજવાડામાંથી મળતું નિભાવનું અનાજ, તે સિવાય મોટી રકમ ન્હોતી; પણ બેરીસ્ટરના ભાગ્ય યોગે પ્રથમથીજ સમાપ્ત કરી લીધો હતો. બેરીસ્ટર બનવામાં વીશલપુરના વિદ્યમાન રાજાના માથાપર વિધાતા ચડી ગઇ હતી. તેના પ્રતાપે વિલાયતી પુછડું મેળવ્યું હતું, ને તે પુછડાને નિભાવવા માટે મનોરમા જેવી મનની રમતીયાળ માનુની મળી ગઇ હતી; ને તે માનુનીનાં ચોગમ ધન–પુષ્પ વેરાઈ રહેલાં હતાં; એટલે કૃષ્ણલાલ અને સુલોચનાનું, આજકાલ તો સર્વસ્વ સુખ સુંદરલાલ થઇ પડયો હતો. સુંદરલાલ જો કે તેમને ચાહતો હતો, પણ પોતાના સ્વાર્થ પુરતુંજ; જો તેને ઓછું પડે, તો તરત બાંડીઓ બેરીસ્ટર બની જાય ! લાડી પાડીનું! તો નિવડે વખાણ !

સુંદરલાલભાઇ દેખાવે સુંદર હતા. તેનું શરીર શોભાયમાન હતું ! પણ તેમનું અંતર કેવું કાળું હતું, એતો પોતેજ જાણતા હતા. કાળા પ્રદેશમાંથી સફેદ હૃદય લઇને ધોળા પ્રદેશમાં ગયા હતા. પણ ધોળા પ્રદેશમાંથી કાળું હૃદય લઇને પધાર્યા હતા, એતો તેનેજ ખબર હતી.

સાંજના પાંચ વાગે સુંદરલાલને એક સ્નેહી સગુણરાય આવ્યો. સ્કુલફ્રેન્ડ તરીકે પ્રસિદ્ધિમાં આવેલા આ દોસ્તો ચા-પાન ગૃહીને બહાર ફરવા નીકળી પડયા. અત્યાર સુધી તો બેરીસ્ટરની વાહવા કરવામાં અને તેમની સ્થિતી શાન્ત કરવામાં આ મિત્રો રોકાયા હતા. તેમજ સુંદરલાલ પણ તેવીજ ખટપટમાં રોકાયો હતો. હવે કાંઇક મનને નિવૃત્તિ મળી હતી, મીત્ર જોડે બે ઘડી વાતનો વિસામો લેવાની તક મળી હતી. મિત્રવર્ગમાં સગુણ વધારે સ્નેહ ધરાવતો હતો, સ્કુલ માસ્તર તરીકે તેણે જન-મંડળમાં સારો ચાહ મેળવ્યો હતો. સંગીન શોખીન હોવાથી નવા યુવાન મંડળમાં વધારે પ્રીતિપાત્ર થયો હતો. સ્વભાવે શાન્ત ને મળતાવડો તથા હસમુખો હોવાથી ન્હાનાં તેમજ મોટાંને એકસરખો માનીતો થઇ પડયો હતો. જો કે તે મોટા મંડળમાં બહુ વસતો નહતો, તેમજ તેની લાગલગ વધારે ન્હોતી તેથી સુંદરલાલના જાહેર મેળાવડામાં વધુ ભાગ લઇને પ્રસિદ્ધ થયો ન્હોતો; તોપણુ તેના ખાનગી કામમાં વિશ્વાસુ મિત્ર તરીકે આગેવાન ભાગ લ્હેતો હતો. જાતે રિઝર્વ હતો, એટલે અંદરનો ઘણો નાતો બતાવવાની પ્રેરણા કરતો નહતો. કેમકે મિત્રને રાજી રાખવાનો યત્ન તે વૃથા સમજતો હતો.

ઘણે દહાડે બન્ને મિત્રો સાબરમતીના પૂલ પર ફરવા નીકળ્યા. સુંદરનું મન આજે લગાર શાન્ત હતું. મિત્રો રંગ પર ચડયા હતા. સાંજનો સમય હતો. પવન લગાર મંદ મંદ ફુંકાતો હતો. સ્કુલફ્રેન્ડ

તરીકે ઘણા દિવસની વાંતો મનમાં દબાઇ રહી હતી. આશાનાં કુમળાં ઉગી નીકળ્યાં હતાં. બીજ રોપવાનો વખત વહી ગયો હતો. પૂર્વ વાત તાજી થતાં સાંપ્રતકાળની ફતેહ મનને આનંદ આપતી હતી. વિદ્યાર્થી અવસ્થા, ને સાબરમતીના પૂલ પરની રમતો તાજી થઇ હતી. હવે પોતે કેવી સ્થિતી પામ્યા છે, ને ભવિષ્ય શું કહે છે, તે પ્રસંગ મગજને ઉન્નત બનાવતો હતો.

"સુંદરલાલ ? તમે ભાગ્યશાળી તો ખરા ! તમારા પિતાશ્રી ચંદ્રવદનરાયે તો ભલે તમને અળગા કર્યા, પણ પ્રભુજીએ તમને ઠીક સહાયતા કરી. સૌથી વધારે સારા પ્રારબ્ધવાળા એટલા માટે કહીએ, કે તમે એક સુંદર, દેખાવડી, કેળવાએલી અને વળી તમારા ધંધાને પુષ્ટિ આપે, તેવી કન્યા, ધન, તથા સાસરૂ પામ્યા."

"સગુણુરાય ? આજ સુધી મેં કેટલીક વાત ત્હારાથી છુપાવી છે ! આ ચાન્સ મેં આજ મેળવ્યો છે, એમ નથી, મુંબઇના નિવાસ દરમ્યાન કૃષ્ણલાલનો મ્હારા પર ચાહ હતો. અને મનુ મ્હારી જોડે કોલેજમાં શીખતી હતી, ત્યારથી હું આશાનાં વૃક્ષ નીચે બેસતો હતો.

"સત્ય છે; એ જાહેર પ્રસંગ હું જાણું છું, પણ તમારા આન્તરિક પ્રસંગો તમારા હૃદયમાં રહેલા છે."

"હા; ને તે આજે હવે કહેવાને મ્હારે અચકાવું જોઇતુ નથી. મનુએ મ્હારા દીલમાં તે સમયથીજ નિવાસ કર્યો છે; અને તે નિવાસ કરાવનાર એ લાયક કન્યાનો નિર્મળ પ્રેમ છે."

"વાહ, કોલેજના પ્રસંગમાં સુધરેલા સંસારનો લાભ લીધેલો ખરો ?"

"સગુણુ ? તું એમ ખરૂં માને છે, કે કોલેજના પ્રસંગ દરમ્યાન શારિરીક છુટ લીધેલી હશે ?"

"માત્ર હું તો પ્રશ્ન કરૂં છું; કંઇ બનવુંજ જોઇએ, એમ નહિ !"

"બને; જો કામી સ્નેહ હોય, તો બધું બને! પણ તે કેવળ ભૂષ્ટ વિચાર ગણાય! માત્ર પ્રેમનાં નિર્મળ ને અમૃત સમાન પાન પીવાની તક ન મળી શકે."

"તે તમે મેળવી છે?"

"હા; પણ માત્ર હસી ચુંબન; નહિ કે તેમનાં મધુરા મુખનો લાભ લીધો છે!"

"વારૂ, તે પછી પત્રદ્વારા કંઇ શાન્ત પ્રશાન્તિ મેળવેલી ખરી?"

"હા પણ—"

"મિત્ર? મને પુછવાની રજા હોય, અને જો તું અપમાન ન લ્હે, તો હું કંઇક પુછું!"

"હું સમજ્યો. તું એમ પુછવા ચાહે છે, કે ત્યાં પણ મેં કંઇ નજર નીચી નમાવી હોય!"

"હા; તું ઠીક સમજી ગયો. લોકો આપણા સ્ટુડન્ટો માટે એવી અફવા બહુ ચલાવે છે."

"જો સારી ફેમીલીમાં રહ્યા હોય, અને રીસ્પેક્ટ સંભાળી રાખી હોય, તથા મનને દઢ રાખ્યું હોય, તો ચલિત થવાતું નથી; પણ ચલિત થવાના ચાન્સ બહુ હોય છે—"

"ત્હારે એવો પ્રસંગ બનેલો ખરો?"

"જ્યારે તું આગ્રહી બન્યો છે, ત્યારે થોડીક વાત કહું છું. પ્રથમ તો જાણે એ લોકના મનમાં ઇન્ડીયનો માટે એવો વિચાર પેસી ગયો છે, કે ઇંગ્લંડ આવનારા જુવાન તે પૈસાપાત્ર અને હાઇ ક્લાસ ફેમીલીના છે. હવે જો તે વિચારમાં લોભ ને નબળાઇ પેઠી હોય, તો ભ્રષ્ટતા થઇ જાય!"

"તમારે માટે શું બન્યું, તેજ કહોની?"

"હું તો એક પ્રિન્સ જેવો બનીને ગયો હતો, ખરો કની!

વીશળપુર સ્ટેટને ખર્ચે મ્હારે તો ત્યાં રહેવાનું હતું. મુંબઇની જ્હોન જ્હોન્સની પેઢી મારફતે લન્ડનની ઓફીસપર મ્હારે માટે ભલામણુ હતી. હુ લન્ડનમાં એક લાયક ફેમીલીમાં રહ્યો હતો. હું એક ચડતા કલાસનો ફેમીલીયર જુવાન છું. એવું ભલામણુપત્ર હતું, એટલે બોર્ડીંગવાળા મને મોટા માણુસ તરીકે માન આપતા હતા. લગભગ ચારેક માસ હું રોકાઇ રહ્યો, પણુ તે પછી ત્યાંની રીતભાત, સ્વભાવ અને વિચારોને ગ્રહતો ગયો, તેમ તેમ તેમાં ભેળાતો ગયો. છ મહિને એ ફેમીલીમાં હું એક ઘરગતુ મિત્ર થઇ પડયો; અને તેજ અરસામાં મીસ હેલન નામની તેની જુવાન કન્યાના સંબંધમાં આવ્યો. આહા ! શું કહું મિત્ર ? જો, આ લોકીટમાં એ લેડીનું સૌંદર્ય છે." સુંદરલાલે સ્નેહની ધુનમાં હેલનનો ફોટો બતાવ્યો.

"આહા ! શું તેની ખુબસુરતી છે; વાહવા !"

"એ છોડીએ મને લલચાવા માંડયો. જો કે પૈસાની લાલચથી વશ થનારાં, એ લોકો નહોય ! પારીસની પુતળીઓ જેવી હવસી ને લાલચુ એ મુર્તિયો નહોય ! કેવળ ખાનદાની અને પ્રેમદાનીનીજ પરીઓ તે છે. તેમની મીઠાશ, ચતુરાઇ, પ્રેમ અને વિવેક તો પથ્થરને પણુ ગાળી નાંખે. વળી સ્વતંત્રતા તો એટલી બધી, કે કોઇથી શક ન લ્હેવાય; કોઇથી અટકાવાય પણુ નહિ; ને કોઇથી બોલાય પણુ નહિ, હેલન વારંવાર મ્હારા રૂમમાં આવે; કલાકના કલાક સુધી મ્હારી જોડે વાતો કરે, અને હદ બહાર હસવા–રમવાની છુટ લ્હે, પણુ એક શબ્દ તેનાં માબાપ કહે નહિ ! એ પરથી તુ એમ ન સમજીશ, કે તે લોકો કોઇને ફસાવવા માટે એમ છોડીયો તૈયાર કરતાં હશે ! માત્ર છોડીયોને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવાના છુટ હોય છે. માત્ર સારા ખાનદાનનાં માણુસની ખાત્રી કરે; પછી પોતાના બચ્ચાંને છુટ આપે છે. તે લોકો આપણા દેશી લોકોની

પ્રેમ બચ્ચાં તરફ બેવિશ્વાસુ અને અદેખાં તેમજ વહેમીલાં ને હલકાં હોતાં નથી. પોતાનાં બચ્ચાં સ્વચ્છ દીલનાં અને દૃઢ મનનાં હોવાનો ભરૂસો ધરાવે છે. વળી પોતાની ઇચ્છાને છુટથી રમતી કરવાનો અધિકાર તેમને આપેલોજ હોય છે, એટલે મિત્રોને તેમની જોડે રહેવા માટે અથવા હરવા ફરવા માટે વાંધો આવતો નથી "

"મીસ હેલનના પ્રસંગમાં આવ્યા પછી સ્નેહ–સરિતામાં ન્હાયા ખરા !"

"શું સાબરમતીના પૂલ ઉપરજ હેલનની હીસ્ટરી પુરી કરાવવી છે ?"

"હા; જેટલી થાય, તેટલી તો કરવી !"

ત્યારે સાંભળ ! એ મનમોહિની મુગ્ધા મ્હારા રૂમમાં આવીને ઇન્ડીયાની વાતો પુછતી; હું પણ સાચી ખોટી વાતો અડાવતો હતો– આહા ! સગુણરાય? એ નિર્મળ મનની પૂતળી કશા પણ અંદેશા વિના મ્હારી જોડે છુટથી વર્ત્તતી હતી–જેમ જેમ પ્રસંગમાં આવી, જેમ જેમ love ની વાર્તા નીકળી, જેમ જેમ ઇન્ડીયન હીસ્ટરીમાં પ્રેમી જોડાંનો પ્રસંગ વર્ણવાતો થયો, તેમ તેમ તેનું હૃદય અદ્ભૂત રીતે દ્રવવા લાગ્યું, અને છેવટે ગળે બાઝી પડી—'

"ખરેખર એ મનમોહિનીના ગોરા ગુલાબી ગાલને ચુંબન કર્યું ?"

"હા; પણ તે વખતનું હૃદય કેવું દ્રવિત થયું હશે–તેનો ખ્યાલ કરતાં દીલ ઉશ્કેરાઇ જાય છે. સગુણ ? એમજ મોહિનીએ મને ગાંડો બનાવી દીધો. અભ્યાસ તો અભ્યાસની બાજુએ રહ્યો. નાટકમાં જવાનું નિમિત્ત લીધું, અને બહાર નીકળ્યા; ખાનગી સ્થળોમાં–તે પછી બહારગામ ફરવા ગયાં; અને ત્યાંથી એ લટકાળી લલનાએ ધાયલજ કરી નાખ્યો—"

"શું એમ એકાન્તમાં તું ભાન ભૂલ્યો ન હશે ?"

"હશે–પણ અંગ્રેજ કુમારિકાઓની ટેક તો ટેકજ! જ્યારે પ્રોમીસ મળ્યું, ત્યારે તો તે પ્રવાહી જેવી થઇ જાય; તે પછી પોતાનું તન–મન ને ધન અર્પી દે; એ લોકો જેવી વિશ્વાસુ કોઇ જાત નહિ! આપણા દેશીઓ એ વાતમાં બહુજ ઠગારા! વચન તો જાણે સાગરનો મોજો!"

"એટલી હદ સુધી છુટ લેવામાં આવે, તે છતાં તેનાં માબાપો કંઇ શંકા ન લ્હે!"

"પણ નીતિ ભ્રષ્ટ થવાશે, એવું માને ત્યારેકની? તે તો ગૃહસ્થાઇનેજ જુએ! વળી ગમે તેવા એકાન્ત પ્રસંગમાં જુવાન કન્યા આવે, પણ સ્નેહ વિના, સ્નેહ પણ લગ્નની ગાંઠથી જોડાયા વિના અંગદાન નહિ મેળવી શકાય, એવો સોસાઇટીનો પ્રિન્સીપલ, પછી શંકા શેની લ્હે! એતો નબળા મનનાં જુવાનોજ લાલચને વશ થાય!"

"હેલન તેવીજ રીતે લુટાણી કે?"

"હવે વાત કાલે કરીશું. એ વાત એમ છે, કે જો પુરેપુરૂં વૃત્તાંત કહેવરાવીશ, તો ઇન્ડીયા છોડવું પડશે–મનુનો વિવાહ ફોક કરવો પડશે."

"એટલી બધી લગની લાગી છે, તો પછી ત્યાંજ રહેવું હતું કની?"

"ત્યાં રહેવાનું કામ રહેલું નથી! આજ સુધી તો વીશલપુર સ્ટેટને ખર્ચે તાગડધિન્ના કર્યું. જ્યારે પરિક્ષા પુરી થઇ. બેરીસ્ટરની સનદ મળી, પછી વતનમાં આવવાનો ખર્ચ મળે; તો પછી ઇંગ્લંડમાં શી રીતે રહેવાય? એક તરફ મ્હારી પરિક્ષાનું પુરૂં થવું, ને બીજી તરફથી પ્રિન્સનું ઇંગ્લંડ પધારવું થવું–એકાદ માસ પ્રિન્સ સાથે ફરીને પાછા વતન તરફ રવાના થયા!"

"ત્યારે પેલી બિચારી આશાવંતીનું શું થયું?"

" તે આશાના પહાણુા પર ઉભી છે-પણુ હવે એ વાત લાંબી છે—વારૂ, મેનાં ભાભી કેમ છે ?"

" એ મ્હારી સુઘડ ને સદાની શાન્ત સ્ત્રી જેવી ને તેવી છે; પણુ આપે શું ધાર્યું ? શું પેલા ભોળાભટની કન્યા શારદાને સદાનું પાણીચુંજ આપ્યું ? "

" તેમાં શું શક છે ! એવાં ઓડ-ચોડને શું કરે ! "

" ત્યારે પેલી બી. એ. નો બોજો ઉપાડશો કે ? "

' પ્રેમનો ભાર એક ફુલના હાર જેવો ગણાય છે. "

" ભાઇશ્રી ! એ તો જ્યાં સુધી મોહની લગની લાગી છે. ત્યાં સુધી હારરૂપે લાગશે; પછી તો ભાર ઉપાડવો ભારે થઈ પડશે.

" ભેંસના શીંગડા ભેંસને ભારે ન પડે ! ત્હારૂં ડોળું તું સેવે છે કની ! વારૂ, ત્હારો ઘાટ કેમ ચાલે છે ?"

" તું નજરે જો; અને પછી ત્હારો અભિપ્રાય આપ; ખરેખર નવો સંસાર-સુધરેલો સંસાર શરૂ કરતાં પહેલાં ત્હારે મ્હારા જેવાના સંસારનો અભ્યાસ કરવાની જરૂર છે. મ્હારા સમ; ચાલ મ્હારૂં ઘર તો રસ્તામાંજ છે-પાંચ મિનિટનુંજ કામ છે. "

" પણુ હવે રાત પડવા આવી-ડોસો લગાર સીક છે; અને વળી મ્હારે હજી નિત્ય કર્મ—"

" શું બબ્બાની બાટલી ચડાવવી છે ? "

" તેં કેમ જાણ્યું ? તું પણુ બડો ખંધો લાગે છે. "

" અરે ભાઈ ? હું ન જાણું ? હવે તો અહીંએ બાટલીશંકરો બહુ વધી પડયા છે ! પીઠાંદાસો ને હોટલદાસો જોવા હોય, તો પેલા હોરમજદીયારના હોટલમાં લગાર લટાર મારી આવજો ! "

તમે પણુ એક દીવસ લ્હેર ઉડાવવા ચાલજો

" થુ, થુ—એ બધું તમનેજ મુબારક ! "

" શું તેમાં કંઇ ઝેર ચડે છે ? એ તો આંખને અણગમતું છે, તેથી સુગ લાગે છે. વળી જ્યારે કાચું માંસ હોય, ત્યારે એના પ્રત્યે અભાવ જણાય; એ પકાવ્યા પછી તો જેમ સુરતી વેંગણુ ને ટીંડોરાની કાચરી ઇત્યાદી પેઠેમ માછલી ને માંસનું સ્વરૂપ સમજવું ! "

" બસ બસ કરો; પ્રભુ તેનું દર્શન ન દેખાડે ! આર્ય ધર્મના ઉપાસકો તેનો સ્વપ્નામાંય ખ્યાલ નથી કરતા ! વનસ્પતિના ખોરાકમાં આપણો દેશ મસ્ત છે–તાજી વનસ્પતિ, સસ્તો ખર્ચ, આરોગ્યતાનું આેષધ અને શુદ્ધ માનસિક બળ વધારનારૂં કોવત મુકીને માંસ ખાવામાં શું મજા માનવી ? "

" શું માંસ ખાનારા મનબળ હારી જાય છે ? ધર્મ ચુકી જાય છે ? અરે ભાઈ ! અંગ્રેજોનાં બુદ્ધિબળ જુઓ ! તેનાં મોંપર તેજ જુઓ ! તેના નિયમ જુઓ ? "

" નિયમમાં આઠ દહાડે ન્હાવું; ને ખરચુ જઇને પાણીને અડવું નહિ ! "

" પણ ધર્મ તથા નિયમપર કેવા મસ્તાન છે ! તમારી પેઠે આંધળો ધર્મ નહિ, મંદિરમાં બૈરાંઓ જોડે કુંદા–મુકી કરવાની નથી!"

" એ તો જેવી જેની નજર હોય, તેવું તે દેખે ! "

" જો કે માંસનો ખોરાક તો હું પણ પસંદ નથી કરતો–તો પણ તે પુષ્ટિકારક તો ખરો ! "

" ત્યારે અંગ્રેજ—પારસીઓ તેનો ત્યાગ કેમ કરતા જાય છે ? વેજીટેરીયન કેમ બનતા જાય છે ? જ્યારે આ લોકો આર્યધર્મના સિદ્ધાન્તો પસંદ કરતા જાય છે, ત્યારે આપણા લોકો વટલાતા જાય છે—એ માત્ર પોતાના ધર્મનું અજ્ઞાનપણું છે—બચપણથી અંગ્રેજી વિદ્યા પર મુસ્તાક રહે, ને પાછળથી અધુરી કેળવણી પર અથડાઈ મરે છે. "

" તું તો વળી સ્વદેશીઝમનો–હિમાયતી હઇશ ! કોન્ગ્રેસના કયા પક્ષમાં છે ? "

" એ બધો વહિવટ હવે તમે હાથમાં લ્હો ! તમારી બેરીસ્ટરી ખિલવવી હોય, તો સ્વદેશી અને બોયકોટના મંડપમાં પેસો ! "

" દેશીઓનું એ જાતનું એક હમ્બગ છે ! શું તેમ કર્યાથી રાજ મળશે ? "

" દેશીઓ રાજ મેળવવા ચાહતા નથી; માત્ર પોતાની શાન્તિ ઇચ્છે છે ! "

" જો જાત–જાતમાં શાન્તિ નથી; તો પછી અંગ્રેજી રાજ્યની સત્તા તે કેમ ર્‌હેશે ? હું એ વિચારથી વિરૂદ્ધ છું—અને મોડરેટ પક્ષ પણ એવાજ સિદ્ધાન્ત પર છે; પણ હવે આપણે આજે બહુ આગળ વધી ગયા. ચાલો આવતી કાલપર રાખીએ—

" પણ મ્હારે ત્યાં આજ પગલાં તો કરતા જાઓ ! "

" વળી ત્હારૂં ઘર વટલી નહિ જાય ? ત્હારી વહુ કહેશે કે વિલાયતી કયાંથી આવ્યા ? "

હું કંઇ નવો મિત્ર તો નથી. કે વિવેક કરવામાં ખામી આવશે! અમારો જુનો ઠાઠ છે, તે થશે. કંઇ હજી ટેબલ–ખુરશી વસાવ્યાં નથી. સ્વદેશી ખાતું છે. "

" વારૂ ! વારૂ ! ત્યારે તો ચાલ; લગાર મેનાં ભાભીને મળતો જાઉં; ચીડાવતો જાઉં; મજા કરતો જાઉં ! "

" હા, ચાલ, ને તું પણ નવા સંસારની શીખામણના બે બોલ સાંભળતો જા ! "

" બન્ને મિત્રો વિનોદ કરતા ચાલ્યા, ને સગુણને ઘેર પહોંચ્યા. રાત્રીના આઠ તો વાગી ગયા હતા !

# પ્રકરણ ૩૦ મું.

## સ્વદેશી સંસારનું સુંદર ચિત્ર.

"સગુણરાય ! ત્હારા બાપાએ અસલી ઘર અને અસલી રિવાજનો જે વારસો આપ્યો છે, તેમાં તેં કંઈ ફેરફાર કર્યો હોય, કે જમાનાને અનુસરીને સુધારો કર્યો હોય એમ, લાગતું નથી ! આ તારી શેરીનાં જુનાં કમાડ, ભાગેલી ભીંત, તુટેલાં લાકડાં અને અંદર ખડકીમાં પણ જેમનું તેમ જોઉં છું."

"ભાઈ ? દેશ બદલીયે, પણ વેશ ન બદલીયે. લોર્ડ કરઝને કાઠિયાવાડના રાજાઓની સભા ભરીને રાજકોટ મુકામે ભાષણ ન્હોતું કર્યું, કે આ રાજવંશીઓ કોણ છે ? તે ઓળખાતા નથી. કેમકે મ્હોટો ભાગ અંગ્રેજી પોશાક પહેરી આવ્યો છે. જ્યાં સુધી પોતાનાં રાજનો તાજ ન જણાય, ત્યાં સુધી કયા દેશનો કયો ધણી છે, એમ કયાંથી સમજાય ? આજ તો 'સબ ભૂમિ ગોપાલકી' જેવું થયું છે. લાલીયો અને ઢેડીયો હોય, નાગર કે વાણીયો હોય, પારસી કે કપોળ હોય, અંગ્રેજ કે ખ્રિસ્તી હોય, પણ સબ બંદરકા વેપારી ! માથે કાળી ટોપી, કોટ પાટલુન ને મ્હોડામાં ચીરૂટ રાખે, એટલે વાહવા ! કોણ જાણે કઈ જાતનો, ને કઈ ન્યાતનો છે ! આપણે અંગ્રેજી નકલ કરીને પોતાનું ગુમાવીએ છીયે. એ લોકોની નજરમાં મૂર્ખા ઠરીએ છીએ. ખર્ચ વધારીએ છીયે, અને હલકા પડીએ છીયે. તે કરતાં પોતાનો વેશ શો ખોટો છે ? શું અંગ્રેજોની રીતિ સં[illegible]દન કરવાનાં પોશાકજ સાધન છે ? પોતાનો અસલી ઠાઠ–માઠ કર્યાથી આપણે શોભતા નથી? શું તે રીતે અંગ્રેજી શીખેલા કે વિદ્વાન ગણાતા નથી ? આપણા પોશાકની કિમ્મત આગળ અંગ્રેજી પોશાક સરખાવીએ છીયે, તો આપણે ઓછા ખર્ચે મોટી મોજ માણીએ છીયે."

બન્ને મિત્રો વાત કરતા લગભગ ખડકીમાં આવીને ઉભા. સગુણે બૂમ મારી !

" ચમનીયા ? અલ્યા, કમાડ ઉઘાડ કને ? "

ચમનીયાએ કમાડ ઉઘાડયું, બન્ને મિત્રો ઘરમાં પેઠા ! શું ઘરનો ઠાઠ !

" ભાઇજી પધારો ? આ આસનપર બિરાજો ! માફ કરજો ! છાણ–માટીથી લીંપેલું છે. તે ઉપર દેશી સાદડી બિછાવી છે. "

" અને બત્તી પણ દીવેલનીજ છે. તેમાં પણ વિલાયતી ચીમનીનો ખર્ચ કર્યો નથી. " બેરીસ્ટરે બેસતાં બેસતાં કહ્યું.

" તમને બેસવાનું ન ફાવે, તો માંચી લાવું; અગર ખાટલો નાખી આલું ? " સગુણે આગ્રહ કર્યો. અંતે ઓશરીમાં ખાટલો નાખ્યો. અને બેરીસ્ટર સાહેબને બેસાડયા.

" ભાઇ ? દીવેલની બત્તીમાં કેટલો ગુણ અને ફાયદો છે ? એક તો અકસ્તમાત થતો નથી. ન્હાનાં છોકરાં તેની અલપચારીથી દાઝતાં નથી ! વળી ખર્ચ પણ ઓછો લાગે છે. કુંભારને ત્યાંથી મફત કોડીયાં આવે; અને મીલમાંથી થોડું રૂ મળે; તેલ તો એક ઘાંચી પિછાણવાળો છે, તે બાપાના વખતથી વર્ષ દહાડા સુધી બળે તેટલું દીવેલ દે છે ! "

" એ તો બધું જુના વખતને શોભે ! હવે જેમ જેમ જગત દેખતું થયું, તેમ તેમ કંઇ વૈભવ પણ જોઇએ કની ? "

" આપણા દેશીઓ એવીજ દેખાદેખીમાં તણાતા જાય છે. વિલાયતી લોકો કેવું નવું નવું બતાવીને હિન્દમાંથી ધન ખેંચે છે, જુઓ જાપાન દેશ કેવો ખીલી નીકળ્યો છે ! પોતાના દેશનુંજ સઘળું લેવું દેવું. વિલાયતી સરસાઇ કરવાને જાત મહેનતથી મચ્યા છે ! આપણા દેશીઓ આળસુ છે ! "

"ખરેખર તેમાં તો શક નથી. માંચીના માંકડની પેઠમ ઘરમાંજ પડી રહેનારા; ને જે મળે તે પર મોજ કરનારા છે. દેશાવર ખેડવાની વાત નહિ; ઘર ને ગામ છોડીને બહાર ધંધો કરવા કે રળવા જવાની ઇચ્છા નહિ; એવી હઠીલાઇમાં દેશ તે ખિન્ને કયાંથી ? વળી કોઇ વિદેશમાં જાય, તો તે ન્યાત બહાર ! તેના પર હજારો જુલ્મ થાય ! એક તો પોતે કશો ઉદ્યોગ કરવો નહિ; ને બીજાને જતો અટકાવવો !

"દેશાટણ કરવાની હિમાયતમાં હું પોતે તટ્સ્થ છું, માત્ર દેહ વટાળ ન થાય તો—"

"અરે ઘેલા ભાઇ ! વળી દારૂ પીવો હશે, કે માંસ ખાવું હશે, તે ઘેર બેઠે કયાં નથી થતું ! વિલાયત જાય, તોજ વટલી જવાય ! એ તો આપણા દેશીઓની પીળી આંખનો પ્રતાપ છે. કોઇ પણ રીતે ઉન્નતી થયલી ન જોવાનો આડકતરો દુરાગ્રહ છે. જો દેશને ખીલવવો હોય, અને ધનથી મગરૂર થઇને સ્વતંત્ર યુનાઇટેડ સ્ટેટસ બનાવવું હોય, તો પછી રાજદ્વારી લડત બાજુપર મૂકીને એક સંપે, એક હાથે દેશમાં હુન્નરની ખિલવણી કરો. તમે એક વાર ઘણા આર્ટના જાણકાર થશો, એટલે સહજ સત્તા તમને પુછતી આવશે. જણનારીમાં જોર નહિ, પછી સુયાણી શું કરશે ? રાજાઓ વ્યસની, ને પ્રજા ઐયાસી; તેનું રાજ કયાંથી રહે ? આજ કાલ પશ્ચિમ દેશ જુઓ, તો ઘડીભર વાત કરવા નિવૃત્ત નથી ! રાત-દહાડો બસ યત્નમાં મંડયાજ રહે છે. નિષ્ફળ થવા છતાં કાયર નથી. મરવાની દરકાર નથી. આપણે નકલ કરીએ છીએ, પણ સઘળું ગુમાવવા જેવું છે; ખરૂં આર્ટ ને સાયન્સની નકલ તો બાજુપર મુકીએ છીયે; અને કોટ–પાટલુનની નકલ કરીએ છીયે, 'ઇંગ્લીશ કેરેકટર' એ વિષય ઉપર મેં એક લેખ માસિકમાં લખ્યો છે, તે તને મોકલીશ, તુ જરૂર વાંચજે; ને તે પરથી ત્હારા વિચારો જણાવજે ! પણ હવે એ વાત તો ઠીક; મ્હારી મેના ભાભી કયાં છે ?

"અલી સાંભળે છે કે? ત્હારા દીયર આવ્યા છે;" સગુણે બુમ મારી—

"હા; મેં જોયા! આ આવી!" મેના ધુમટો તાણીને બહાર આવી—

"લ્હે! આજ મેનાં ભાભી કે? ધુમટો શેનો તાણ્યો, ભાભી?"

"તેમાંજ શોભા છે."

"રખે મોં જોઇને કોઇ મોહી ન પડે!"

"તે તો એકજ મોહ્યા એટલે બસ છે."

"તું આ ભાઇને ઓળખે છે કે?" સગુણે કહ્યું—

"હા, બેરીસ્ટરની બૈરીના વર!"

"એટલ્લે! એ વળી નવો ઇડીયમ શું?"

"તમે બેરીસ્ટર ખરા કની! તમારી સુધરેલી વહુને તમે પરણવાના ખરા કની! તેના વર તમે–એટલે બેરીસ્ટરની બૈરીના વર!" મેનાએ વ્યુત્પત્તિ કરી; સર્વે હસી પડયાં.

"વાહવા! પણ મેનાભાભી? હજી તમે જુનો રિવાજ બદલ્યો નહિ, હો! સાસુ પણ હવે તો એક હતાં તે ગયાં! ઘરમાં બીજું કોઇ મોટું માણુસ નથી–હું તો દીયર છું, છતાં ધુમટો શાને તાણોછો?"

"ભાઇ? આપણી દેશી મર્યાદામાં મજા છે. ધુમટો તાણીને દુર ઉભા રહીએ, એટલે આડી વાતચિત કરવાનો વધુ પ્રસંગ ન આવે, ને મર્યાદામાં દુર રહી શકાય!"

"એટલ્લે! આશ્ચર્યની વાત છે. શું બહુ વાતચિત્તનો વહેવાર રાખે, તો વંઠી જવાય, કે વટલી જવાય? દેશીઓનાં મન કેટલાં નબળાં છે? સ્ત્રી પુરૂષનો વાતનો વહેવાર પણ શાક પડતો! ખરેખર જ્યાં સુધી દેશીઓ એ રીતે અવિશ્વાસુ અને પીળી નજરના રહેશે, ત્યાં સુધી કદીપણ સુખી થવાના નથી. અરે, એ ધુમટાનો વખત ગયો.

મુગલાઇ રાજ ગયાં ! આજ કોઇથી આંગળી બતાવી શકાતી નથી– એકલાં સ્ત્રીપુરૂષ ગમે તો એકાન્તમાં ફરે, પણ બન્નેનાં મન સાવધ હોય, તો કશું કંઇ થતું નથી. આપણે નબળાં ને બ્હીકણાં છીએ, આપણે હવસી ને કામાંધી છીએ, આપણે જાણે એવાંજ હલકી વૃત્તિનાં છીએ, એવું એવું દેખાડવાનાં આ સાધનો છે ! મન સાચું હોય, તો કશું કંઇ થતું નથી !

" ત્યારે શું બૈરીઓ પરપુરૂષ સાથે હાથ મેળવે, તેમાં સુધારો ને શોભા છે ? "

" કેવળ નિર્મળ ભાવે જો શેકહેન્ડ કરે છે, તો પછી તેમાં શંકા ને દોષ શેનો હોય ? આપણાં મન નબળાં હોવાથી હલકા વિચાર પર ચડી જઇએ છીએ. સ્ત્રીનો હાથ દબાવ્યાથી શું પુરૂષોનું ભાગ્ય વૈકુંઠમાં ગયું ? હજી દેશીઓમાં સમાન દૃષ્ટિ જણાતી નથી. ખરેખર તેઓ આગલા જુલ્મી રાજ્યોથી બીધેલા છે, તેથી જનાના ને ઘુમટામાં સ્ત્રીઓ સબડે છે. જ્યાં સુધી સ્ત્રીઓની એવી હાલત છે, ત્યાંસુધી પ્રજા સુધરવાની નથી. સુધરેલી સ્ત્રી વિના સુધારો કયાંથી થાય ? "

" તમારી મડમ સાહેબ કેવો સુધારો કરે છે, તે જોઇશું ! "

" તેનો સુધારો તો ભાઇને ભારે પડવાનો છે ! કહો, તે તમારી રસોઈ કરશે ? પગચંપી કરશે ? પાણીનો લોટો કે ચાનો પ્યાલો લાવી આપશે ? તે તમારાં છોકરાંને ધવરાવશે, કે ઉછેરશે ? ના–તેમાંનું કંઈ નહિ કરે ! "

" સ્ત્રીઓ કોમળ જાત છે. તેના ઉપર ઘંટી ખેંચાવવાનો, અને મહેનત કરાવવાનો બોજો નાંખવો, એ એક જાતનું ઘાતકીપણું છે. જે કામ નોકરોનું છે, તે સ્ત્રીનું નથી ! આપણા લોકો સ્ત્રીને એક ગુલામડી સમજે છે. "

" વાહવા ! હજી તો મડમ સાહેબ તેના બાપને ત્યાંજ છે; ત્યાં

તો આ ધોરણ પસાર થયું !"

"અરે, હું મ્હારી સ્ત્રીને કદી પણ કંઇ કામ કરવા દેવાનો નથી. તેનું કામ માત્ર આપણા મનને રિઝવવાનું છે."

"અને તમારૂં કામ શું ભાઈ?" મેનાંએ કહ્યું.

"વળી બીજું શું? છોકરાં હિંચકાવવાનું! મડમ સાહેબ છાપું વાંચે, ત્યારે ભાઇ રડતાં બાળકને હિંચોળે! વળી મડમ સાહેબ જો મિટીંગ કે સભામાં લેકચર કરવા જાય, ત્યારે ભાઇ સાહેબ સઘળી સામગ્રી તૈયાર રાખે–ને બાઈ પધારતાંજ દરવાજા કને ઉભા રહીને તેમને ગાડીમાંથી સહિસલામત ઉતારે! જાણે બૈરીજ વૈકુંઠ દેખાડવાની હોય! ભાઈ? એ સુધારો જે પ્રજા માટે, જે દેશ માટે નીમાયલો હોય, ત્યાંજ રહેવા દો; નાહક વાંદર નકલ કરીને આપણે અટવાઈ જઇશું!"

"ત્યારે શું સ્ત્રીઓ કને ગદ્ધા મજુરી કરાવવી?"

"તેમ તો છેક નહિ; પણ ઘર સંસારનું કામ કરાવવું જોઇએ!"

"શું બીચારીની છાતી તુટી જાય, તેટલું કામ કરાવ્યા કરવું? સ્ત્રીઓની કોમળતાને કઠોર કરવી? કુદરતે જે માટે એ મન–મોહિનીને સરજી છે, તેમાં આપણે ફેરફાર કરવો?"

"ના પણ ઇશ્વરે સ્ત્રીને પુરુષરૂપ સરજી નથી. સ્ત્રીનો દરજ્જો મોટો છે; પરંતુ ઘરની રાણી તરીકે રહેવાનો છે. પુરૂષ બહારનો રાજા છે–સ્ત્રી ઘરની રાણી છે. પશ્ચિમ દેશોમાં જ્યાં હદ બાહેર સ્વતંત્રતા વધી પડી છે. અને સ્ત્રી પુરૂષ એકજ ધોંસરીપર જોડાવાનો યત્ન થાય છે, તે અયોગ્યજ છે, સ્ત્રીઓ પ્રજા ઉત્પન્ન કરવાનું સાધન છે; અને તે પ્રજાને ઉછેરીને પોતાના દેશને ખિલવવાની અધિકારી છે. સ્ત્રીઓએ ભણવું, તે કમાવા માટે નથી, સ્ત્રીઓને કેળવવી–તે કંઇ ભાષણો કરવા, કે કેવળ બહાર મોજ–મજાહ કરવા માટે નથી. તેમનું

જે કર્તવ્ય છે, તેનો અમલ કરવા માટે છે; ઘરની વ્યવસ્થા, ઘરની શોભા ને ઘરની ઉન્નતી કેમ થાય, તે વિષય વિસ્તારથી વિચારવાનું કામ તેનું છે. પોતાના સંસારને, પોતાની આવડતથી સુઘડ, શોભીતો ને સુખી બનાવવો; પોતાના પતિને, બાળકને, મિત્રોને, કુટુંબને એક સરખું ઉપયોગી ને પ્રિય થઇ પડવું, તથા પુરૂષના સુખ દુઃખના ભાગીદાર થવું, એ સ્ત્રીનું કામ છે. પોતે કોમળ છે અને પતિની લેણદાર છે, એ રૂપે બોજ રૂપ થઇ પડવાનું તેનું કામ નથી. પશ્ચિમની પ્રજાએ સ્ત્રીઓને એવા લાડમાં મુકી છે કે, જાણે તે એમના ગુલામ હોય! સ્ત્રી તો જાણે કેવી પરમાત્મા હોય! એ માત્ર એક જાતના હવસનું પરિણામ છે. આપણા દેશીઓ દૃઢ મનના અને વિરક્ત સ્વભાવના છે. આપણામાં માંસ-મદિરાનો સ્પર્શ ન હોવાથી શિતળ મગજના ને સંતોષી છે. આપણી સ્થિતી ને રિવાજો એવા છે, કે બચપણથી શાન્તિ ને દૃઢતા શીખે છે. બ્રહ્મચર્યથી શરૂઆત થાય છે, તે વૃદ્ધકાળ સુધીના નિયમો પળાય છે. એજ રીતે કન્યાઓને પણ કેળવવામાં આવે છે. કહો; દુઃખ ન લગાડશો! તમારી મનોરમા અને મ્હારી આ મેના—"

"હં! હં! બૈરીનું નામ લીધું? પાપ નહિ લાગે?' બેરીસ્ટરે વચ્ચે ટહુકો કર્યો.

"બન્નેને સરખાવો—આપણા સંસારને વધારે અનુકૂળ કઇ સ્ત્રી થશે? તમારો સુધારો કે અમારો સાદો સંસાર? તેમને બૂટ ને મોજાં જોઇશે. તેમને પોલકાં ને સાડી જોઇશે. તેમને ભટ—ચાકર જોઇશે. મ્હારી સ્ત્રી જાતે દળશે, રોટલા કરશે, છોકરાં સંભાળશે, પાણી ભરશે, ઝાડુ કહાડશે અને પુજાનો સામાન તૈયાર કરીને પોતે ધર્મ સંભાળશે. તમારી ધર્મપત્નિ દિવસ ચડયા પછી ઉઠીને દાત્તણ પાણી માગશે, ચા માગશે, ફરવા જશે, જમવાનું તૈયાર માગશે-ઇત્યાદી. જો પૈસાની તાણ

પડી, કે હુકમનું અપમાન થયું, તો મિજાજ બગડી જશે. અમારે તો માર ભુધું ને કર સુધું! કેળવણીનો અર્થ બહોળો છે. આપણા દેશીઓ પશ્ચિમની નકલ કરીને કન્યાને કેળવવા માંડે છે! પણ તેના સંસારમાં ને આપણા સંસારમાં મોટો તફાવત છે. આપણો દેશી સંસાર કામગરો છે. વળી ધર્મ, કર્મ, ને રીતિ–નીતિ, તથા વિવેક–મર્યાદામાં પણ મોટો તફાવત છે; આપણી કન્યાને આપણા ધર્મ–રિવાજનુંજ શિક્ષણ સુખપ્રદ છે. તમે મ્હારૂં વચન યાદ રાખજો, કે આપણા દેશી ઘરમાં અંગ્રેજી શીખેલી કન્યા બહુ નડતરરૂપ થઇ પડશે. અલબત્ત; ધનવંત ઘરમાં, જ્યાં સઘળાં સુધરેલાં, સાધનોની છત છે, અને જ્યાં નોકર–ચાકર, વાડી–બંગલા, ગાડી–ઘોડા, તથા ધનની થેલીઓ ભરી છે; ત્યાં તે સુધારો યોગ્ય હશે–લાડથી પળાતો હશે; પરંતુ સામાન્ય દેશી સંસારને યોગ્ય એ રીતે કેળવાયલી સ્ત્રી કામનીજ નથી. પશ્ચિમની સ્ત્રીઓ માટે હોટલનાં ખાણાં, દુકાનની નોકરી તૈયાર છે. તેઓમાં હેત પ્રીતનો અંશ પણ સ્વતંત્ર છે. માત્ર હવસનાં લોભી છે. સ્ત્રીના સંગ માટે તે જીવ આપે છે પણ પ્રજાપર આપણા દેશીઓ જેટલાં માયાળુ લાગતાં નથી, સબબ કે તેને આખા જીવન સુધી એક સરખાં પ્રેમે જોતાં નથી. બચપણથી કોઇ શાળા કે બોર્ડીંગમાં મુકીને પ્રદેશમાં ધંધા અર્થે ચાલ્યાં જાય છે–બાળકો પોતેજ માબાપને ભૂલી જાય છે, તો માયા–હેત ક્યાંથી હોય? માનું દુધ પીવાનેજ બાળક અભાગી હોય, તો પ્રેમ ક્યાંથી હોય? શરીરની ખુબસુરતી માટેજ સ્ત્રી પાળવામાં આવે ત્યાં દામ્પત્યના ધર્મ સચવાયજ ક્યાંથી? એ તો રાજ્ય તેજની નકલ છે. સુખ નથી! કહો; પાટલુન, કોટ ને ટોપીમાં ફાયદો કે અંગરખું, ધોતીઉં, ને પાઘડીમાં લાભ છે? ખર્ચ ઓછો ને ઉપયોગ ઘણો, એ આપણા દેશી કપડામાં છે. પાટલુનનું કપડું ને શીવડામણ મોંઘું હોય છે–વળી પહેરવા–ઉતારવાની અને આગ

પાણીની ધાસ્તી લાગે. ટોપીમાં કે કોટમાં પહેરવાની કદાચ કઠણતા નહિ હોય; પણ શરીરના અવયવો બાંધવાને કામનાં નહિ ! ધોતીઆમાં કેટલા ગુણ છે? એક તો દરરોજ સ્વચ્છ થાય; ધોવાય; અને અંગને હવાની લ્હેર આપે ! હાથ કપાય કે, આંગળી વઢાય, તો પાટલુન કામ નહિ આવે ! ધોતીયું ફાટે, તોપણ પાટા, થીગડાં કે ઓશીકાંની ખોળ થાય ! અંગરખામાં—પગરખામાં અને પાઘડીમાં પણ એજ રીતે લાભ છે. વળી લાંબી મુદત ચાલે છે. બાપનું ધોતીઉં પાઘડી, દીકરાનો દીકરો વાપરે છે ! એ જ રીતે વાસણ અને બત્તીમાં સમજવું ! રંગ—રોગાન કરતાં છાણ—માટી કે સફેદો શું ખોટો છે ? જંતુ થતાં નથી—અને ડીસઇન્ફેક્ટ દરરોજ થાય છે. સ્નાન—સંધ્યા ને ત્રણ વખત ન્હાવાની રીત, તથા પાટલે બેસીને જમીનપર થાળી રાખી જમવાની રીત, તમારા ટેબલ—ખુરસી અને બુટ પાટલુન પહેરીને જમવા કરતાં ઉત્તમ છે; શારીરિક ને માનસિક સંપત્તિ વધારનારાંછે, આજનો નકલી સુધારો કદાચ આપણી આંખને ને મનને નવું સ્વરૂપ દેખાડનારો છે; પણ દેશને. જાતને, ને ધર્મને ડુબાડનારો છે. આપણા ખર્ચ વધી પડશે, આપણે ધન—માલ વિનાના થઇ જઇશું. આપણી પ્રજા આપણી જાત—ભાત ભુલી જશે—વંઠી જશે. અવિચારી, અનાધિકારી, અને અનાચારી થઇ જશે. તેઓને ધર્મજ્ઞાન નહિ મળે; અને મીશનરીઓના પ્રબળથી બાઇબલ ખરૂં ગણીને, આર્યધર્મનો તિરસ્કાર કરશે, જે આર્યધર્મનાં રહસ્યો પાશ્ચિમાત્ય પ્રજા સ્વિકારે છે, તે જ ધર્મ પુનર્જન્મ રૂપે આપણી પ્રજા સંપાદન કરશે; આપણું પોતાનું તે પારકાના માલવડે ગ્રાહ્ય થશે; એવો વર્ણશંકર અને અધમપ્રજાનો એક જમાનો આવશે ! આજે આપણે જોઇ શકીએ છીએ કે, પાપી પેટ ભરવા ખાતર કેટલાક ફીલ્લોસોફીનીટીનાં વખાણ કરે છે ! કોઇ નોકરી મેળવવા માટે પગે પડે છે; કોઇ લેકચરર બને છે, કોઇ ગ્રંથ-

કાર બને છે! મને કહોની, આજે બાળપ્રજાનમાં આર્યધર્મોને કશો સંસ્કાર છે? આજે આપણા પ્રાચીન ગ્રંથોનું કશું જ્ઞાન યુવકોમાંછે? તેઓ અંગ્રેજી ડીગ્રી મેળવવા પાછળ વલખાં મારેછે. તન–મન ને ધન ગુમાવે છે. છેવટે ભાગ્યમાં હોય, અને ગોરાની ખુશામત કરતાં આવડે, તો ગદ્ધા મજુરીની નોકરી મેળવે. કોઇ આર્ટ, કોઇ સાયન્સ કે કોઈ બીજા હુન્નરમાં, અથવા વેપારકાર્યમાં ઝીપલાવે છે? બસ, નફ્ટ નોકરી અને કાં તો વકીલ અને ડોકટર થાય છે. માફ કરજો ભાઇ! કાંતો માખમાર બેરીસ્ટર બને છે. હજી પણ માફ કરજો! તમે અંગ્રેજીમાં કેટલા કાચા હતા? હવે તો જો કે સહવાસે સુધર્યા હશો, તોપણ આખરે ડીગ્રી લેવા વલખાં માર્યાં–હવે ધંધો ચાલવો, તેમાં ભાગ્યપર નફાની વાત છે! એ રીતે દેશીઓની હાલત છે. શ્રીમાન બાળકો બાપને પૈસે તાગડધિન્ના કરેછે તેઓ સમજે છે, કે હવે આપણામાં રળવાની શક્તિ નથી; તેથી હાથ સંકેલીને પડયા, પાછળથી શેરીના કુતરા પેઠેમ ભસેછે! જાણે કે પોતે સ્વદેશનો ઉદ્ધાર કરવા આગળ પડતા હોય–પૈસા વેરતા હોય! આપણાજ શહેરમાં મીલ–મેનીયા ચાલ્યો છે. કહો, તે કંઇ પરોપકાર માટે કે દેશખિલવણી માટે છે? ના, જો તેમ હોય, તો જે કાપડ પાંચ આને શેર વેચાતું, તે બે આને વેચાવું જોઇએ. જ્યારે માલનો ઉઠાવ બહોળો, ત્યારે થોડે નફે મોટો વેપાર થાય, ને સરવાળે મોટી રકમ મેળવી શકાય; પણ આપણે જ્યારે સ્વદેશી માલ વાપરવા તૈયાર થયા, વિલાયતીને બોયકોટ કર્યો, ત્યારે દેશી માલપર બેવડા દામ ચઢયા. દેશીનાંજ લોહી પીનારા દેશીઓથી દેશોન્નતી થાય કે? માત્ર દેશીઓને સ્વદેશી ચળવળનું તો નામ છે; એ બહાને ધન વાનો પૈસા કમાય છે, ગરીબ ચીરાય છે. જો ધનવાનો ધારે તો હજારો દેશીઓને નીભાવી શકે! આપણા મહાન લખપતી શેઠ ટાટા સાહેબે નવો સાહસ કર્યો, પણ કહે છે, કે કંપની લીમીટેડ કરતી

વખતે પોતાની મોટી રકમ પહેલાંજ જમે કરી ! એ ખાતર લોકોનો ભરૂસો બદલાઇ ગયો; શેર સટ્ટાવાળાઓએ સ્વરૂપ ફેરવી નાખ્યું. જો કે પરિણામે ફતેહ મળશે, તોપણ એક તો દેશીઓની સ્થિતી ગરીબ, તેમાં જો ગરીબો ભડકી જાય, એવી રીતે ધનવાનો રોબ ચલાવે, ત્યાં દેશોન્નતી શી રીતે થઇ શકે વારૂ ?"

"મી૦ સુંદરલાલ, આપણી નજર હજી ખાબોચીયાં માંહેના માછલી પુરતી છે—સાગરના મચ્છો કેવી લ્હેરો લ્હે છે, તે જોયું નથી. આપણી સ્થિતિ રંક છે. આપણે અસલથીજ કરકસર અને સાદી હાલતે ઉછર્યા છીએ. આપણે સંતોષી જીંદગી ગુજારીયે છીયે, કે વૈભવ અથવા સુખ માટે તો નહિ, પણ કુદરતની મહાન શકિતઓ જે પ્રભુએ માણસ જાતને બુદ્ધિદ્વારા અર્પણ કરી છે, તે ખિલવવાની મહેનત કરી નથી ઇંગ્લાંડનું એક મ્યુઝીયમ જુઓ, તો તમારી અકકલ કામ નહિ કરશે. લાખ રૂપયાનો ગ્લાસ, દશ લાખની ખુરશી અને પચીશ લાખના પલંગની કારિગરી પડી છે. આપણા લોકો રેલ્વેનું વર્ક જોઇને દંગ થઇ જતા હતા; તેજ લોકોએ તાર કર્યો, બલુન કર્યું, મોટર કરી; હવે તાર વિનાના તાર થયા; વૈમાન પણ ઉડતાં થયાં; અને દરિયામાં મોટર ચાલતી થશે. મ્યુઝીકમાં ગ્રાફાફોન અને રામાફોન થયા; હવે એવી જાતનું યંત્ર તૈયાર થાય છે, કે જેમાં શબ્દોપરથી મુખનો ચ્હેરો ઉતારી શકાશે ! નાટકમાં નાટક થાય, અને સો મૈલ દુર તમે દુર્બીન અને ભુગળાં વડે જોઇ શકશો—સાંભળી શકસો ! મંગળ અને બૃહસ્પતિની દુનિયાને હસ્તી તમે થોડા વખતમાં જોઇ શકશો—આપણી શકિત, ધન અને કર્મ એટલાં નબળાં છે, કે આપણે કશું જોઇ શકતા નથી તે લોકોનું બુદ્ધિબળ ખરેખર અનુકરણ કવા જેવું છે." બેરીસ્ટરે યથાર્થ વર્ણન કર્યું.

અલબત હું તે વાત પસંદ કરૂં છું; પણ મ્હારી કહેવાની

મતલબ આપણે જે સંસારી નકલ કરીએ છીએ; ને પગ જોયા વિના પાથરણું તાણીએ છીએ, તે સંબંધી છે. આપણા સંસારને અનુકૂળ થઇ પડે, તે પ્રકારે બાળપ્રજાને કેળવણી આપવા બદલે, બીજાનું ખોટું અનુકરણ કરીને તણાતા જઇએ છીએ. અંગ્રેજી કેળવણીના મોટા ખર્ચ વેઠીને, અને તન મન ધનથી પાયમાલ થઇને શું મેળવીયે છીએ? કશું નહિ.–તો તે પ્રયત્ન કરતાં હુન્નર ઉદ્યોગ તરફ લક્ષ દેવાની જરૂર છે; આપણો ખોરાક નાજુક છે; ને મહેનત હદબાહેર છે, આપણા જુવાનો ન્હાની વયમાં, કેળવણીનો કશો પણ લાભ મેળવ્યા વિના ગુજરી જાય છે, તે તરફ લક્ષ લગાડો, તો જણાશે, કે એ નકલથી દેશી પ્રજા પાયમાલ થઇ જશે. સરકારી કેળવણી આકરી ને મોંઘી થતી જાય છે; તે વખતે તણાઇને જે શરીર ઘસવામાં આવશે, તેથી નક્કી પ્રજામાં સડો પેસશે. કેળવણી અઘરી કરવાનું કારણ રાજદ્વારી હક્કની હિલચાલ સંબંધી કહે છે; હવે એવાત હાલ બાજુપર મુકીએ, પણ મને જે અફસોસ થાય છે તે એજ છે, કે આજની પ્રજામાં ધર્મજ્ઞાનનો છાંટો નથી. માબાપો સમજે છે, કે છોકરો કોટ-પાટલુન પહેરીને ખોટું સાચું અંગ્રેજી બોલતાં શીખ્યો કે પાવરદા થઇ ગયો! પછી ભલે વરણશંકર નીકળે! એજ રીતે સ્ત્રી કેળવણી માટે સમજવું."

"વારૂ; હવે એ ત્હારી પુરણ કથા પડતી મુક; અને મેનાં ભાભીની કથા કરવા દે! ભાભી આપને સંતાન શું છે?"

"મહા પરાકાષ્ટાએ, દોરા ધાગા કર્યા; બાવાજીએ મંત્રી આપેલું માદળીયું બાંધ્યું, પિતૃઓને તૃપ્ત કરવા લીલા અને નારાયણ બલિની બાધા લીધી; અને પથ્થર એટલા દેવ કર્યા; ત્યારે મહિના રહ્યા; પણ ૭ માસે અધુરે દહાડે પુત્ર આવીને ગુજરી ગયો."

"તમે જો એવા ઢોંગ કર્યા ન્હોત, અને વહેમ પરહરીને વૈદીક

નિયમ પ્રમાણે વ્રત કર્યું હોત, તો નક્કી પુત્ર જીવતો રહેત ! ”

“ એતો તમે સુધારાવાળા કોઇને ન માનો. એતો સારૂં થયું કે, મ્હારી આગલી શોક્યનું પગલું બાંધ્યું હતું; નહિ તો હું જીવથી જાત. ”

“ અરરર ! મેનાં ભાભી ? આ જાતના વ્હેમ કોણે નાંખ્યા ! અફસોસ ! દેશી સ્ત્રીઓ માત્ર આ વ્હેમમાંજ મરી જાય છે. ”

“ ખરે યાર એ બૈરીની વાત ન કરીશ ! તેણી બહુ સીક થવાથી દવા કરાવવા માટે હું તેને મુંબાઇમાં લઇ ગયો. મુંબાઇમાં આપણી હિન્દુ કોમ માટે મરહુમ વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામદ્વારા એક હિન્દુ હોસ્પીટલની સ્થાપના થઇ છે; જેનું નામ આયુર્વેદ વિદ્યાલય છે. ત્યાં સુવાવડ ખાતાનો એક વોર્ડ છે. હું તેણીને ત્યાં લઈ ગયો. જો કે ડોકટર પોપટભાઇની દેખરેખ તળે આ ખાતું સફાઇદાર ચાલે છે. અને આપણા હીંરૂ શ્રીમંતો હાથ લાંબો કરે, તો અનેક યુવાન યુવતીઓનો આશિર્વાદ લઇ શકે તેમ છે, પણ પૈસા વિના હજુ ઘણું કામ ઓછું છે; તોપણ ડોકટરે ઘણીજ સંભાળથી આ ત્હારી ભાભીની ટ્રીટમેન્ટ કરી; પણ એ હઠીલીને તો વિલાયતી દવા ને ડાકટર તો તેનાં મહાન્ શત્રુ થઇ પડયા ! પોપટભાઇ ડાકટરે કેટલી માથાફોડ કરી, પણ હરગીજ એકની બે થઇ નહિ; દવા લ્હે, પણ પીએ નહિ ! એવી સ્રીથી તો તોબાહ ! ડોકટરે દેશી દવા આપી તો પરહેજી ન પાળે ! ડોકટર કહે, કે તેલ મરચું યા ખટાશ ન ખાવી; તો એજ ખાય; ને પછી લાંબી થઇને ધણીના જીવપર ચઢી બેસે ! આખરે એવી હાલતે પાછાં આવ્યાં ! ”

“ ભાઇજી ! એ બધું કેળવણીની ખામીનું પરિણામ છે. ”

“ હા; હા; તમે પેલી બી. એ. થયલી છે, તેનો સંસાર ચલાવજો, તો ખરા ! ” મેનાંએ કહ્યું.

" તે સ્ત્રી તમારી પેઠેમ હઠીલાઇ નહિ કરે, ભાભી ? "

" ના; દારૂડી દવા પીશે; પણ ફટ સાવિત્રી વ્રત કે એકાદશીનો અપવાસ અથવા તો શીવ જયન્તિ કે કૃષ્ણ જયન્તી તેનાથી નહિ થાય ! "

" એ બધું એક જાતનું હમ્બગ છે ? "

" ના; એમ ન કહેશો ! શારિરીક નિયમ અને યમ–નિયમનો યોગ માર્ગપર આ પ્રયોગ સિદ્ધ કર્યો છે. એ વસ્તુ અમેરિકન વિદ્વાનો સારી રીતે જાણે છે. આપણું યોગશાસ્ત્ર તો પરમગતિ પહોંચાડનારૂં ને જગતને સ્વક્રીયાથી વશ કરનારૂં છે—હજી આપણી પ્રજામાં કંઈક સંસ્કાર છે; પણ થોડા સમયમાં તેટલુંએ નાબુદ થઇ જશે, આહા ! આર્યભૂમિનો રસ અને શાસ્ત્રોક્ત તત્વ નાશ પામશે ! અફસોસ ! "

હજી આ પ્રસંગ ચાલે છે, ત્યાં એકદમ માણસ દોડતો આવ્યો. ને બેરીસ્ટર સાહેબને બુમ પાડી–સુંદરલાલે ચીડાઇને હોંકારો આપ્યો; એટલામાં તો નોકરે કહ્યું.

" દાદાજી અવશાન પર છે—તેમની તબીયત એકદમ બગડી આવી છે.

આ વાકય સાંભળતાંજ બેરીસ્ટર ચમકયો; ને મિત્રની રજા લઇ ચાલ્યો—સગુણરાય પણ આ પ્રસંગ જોઇને તેની સાથે ગયો–હવે વળી જોવાનું છે, કે આ સુધરેલો સુંદરલાલ કઇ નવી ફીલસુફી ચલાવે છે ?—

અફસોસ ! પોતાના સંસારી રિવાજ ને ધર્મ–કર્મથી અજાણ પ્રજાને હાથે કેવું અફસોશકારક–ખેદકારક કાર્ય થાય છે ! ! "

# પ્રકરણ ૩૧ મું.

## દાદાજીનો દેહ ત્યાગ ! ઉત્તરક્રિયાની આંટી-ઘુંટી !

" અરે કોઇ આવો ! કોઇ દોડો ! આ ઘરડો જીવડો ઉડી ચાલ્યો રે મ્હારા બાપલીયા ! " ભાગલી ડોસીએ બુમ પાડી, તેવાંજ આડોસી પાડોસી દોડી આવ્યાં.

લોકોએ જાણ્યું, કે રખે પેલા વિલાયતીને દારૂ ચડયો હોય, અને ડોસા-ડોશીને બુંદીના ચોટીયા લાડુ, મોતીયા લાડુ ખવરાવતો હોય ! પણ ના; અહીં તો ડોસાજી જમદ્દાર યાત્રા જવા નીકળ્યા હતા.

" અરે કોઇ વૈદને બોલાવો ! કોઇ ડાકટરને બોલાવો ! અરે કોઇ મ્હારા સુંદરલાલભાઇને તેડી આવો ! આ તેના દાદાજી ડુસકાં લ્હેછે ! "

ડોસીનો રીઢો સાદ છેક શેરીના પાછલા રસ્તા સુધી સંભળાતો હતો. ખાડીઆથી તે છેક રાયપર સુધી જાણે તાર ચાલતો હોય ! હજી ગરબડ ચાલે છે, ત્યાં તો સુંદરલાલ અને સગુણ આવી પહોંચ્યા.

" કેમ દાદાજી ? સારી પેઠે છો ? " બેરીસ્ટરે દાદાજી પાસે ઉભા રહીને પુછ્યું.

" અરે હવે સારૂં તે ક્યાંથી થાય ? તું કોઇ વૈદરાજને તો બોલાવ ! "

" સગુણ ? તમે એકદમ દોડો ! અને ડોકટર સોલેમેન અથવા તો બેનજામીનને બોલાવો; અથવા ડોકટર કલ્યાણીવાળાને એકદમ તેડી લાવો ! " બેરીસ્ટરનો હુકમ થયો-અને ચાલ્યો. ત્યાં ડોસાને વાચા થઇ.

" હવે અંતકાળે મને વટલાવવા છે ? દારૂ પાઇને નર્કમાં નાખવા

છે ! ના—મને દવા નથી જોતી ! મ્હારે હવે જીવવું નથી !" ડોસો દમ ખેંચતો બકવા લાગ્યો.

"થોડાં વર્ષ તો જીવો ? હું મરી જાઉં, ત્યાં સુધી તો જીવો ! ડાક્ટરની દવા નહી તો વૈદનું ઓસડ તો લ્હો !" ભાગલીએ ભાંજગડ કરી.

"ના—મને ના બોલાવો ! ગીતાનો પાઠ કરાવો !"

"દાદાજી ? ઘણા દહાડા સુધી ગીતા ગાઇ; હવે અવશાન કાળે પ્રભુનું નામ લ્હો; એ તો આખા અવતારમાં જેવું કર્યું હશે, તેવું મળશે; કંઇ અંતકાળે પ્રભુ ભજ્યાથી ગરજ સરવાની નથી."

"તોપણ આપ્યું એટલું પુન્ય ! શાસ્ત્રીને બોલાવો !"

"રામ ! રામ ! રામ !"

"સાકરનું પાણી લાવો !"

"સાકર તો પીગળતાં વાર લાગશે. સરબત લાવો !" સગુણે કહ્યું.

"બોય ? વીસ્કીકી બૉટલ ઍાર વાઇન ગ્લાસ લાઓ !"

બોય મેડીપર દોડી ગયો. અને દારૂનો ગલાસ ભરીને લાવ્યો; બેરીસ્ટરે ડોસાના મોં આગળ ધર્યો; અને ડોસો ચમકી ઉઠયો. ગ્લાસ હાથમાંથી સરી ગયો; દારૂ ઢળી ગયો, ને ગ્લાસ ફુટી ગયો.! તે ઉપરાંત ડોસા—ડોસીનો ધરતીકંપ થયો. તે તો વાવટામાં !

"તુ અહીંથી દુર થા ! અમારાં જીવતર ના બગાડ !" ડોસો ધુનમાં છાતી કુટવા લાગ્યો.

"અરે પણ શું થયું ?" ભાગલી બોલી—

"દા—રૂ—દારૂ પાયો !" ડોસા બોલ્યા.

અને તારૂં અદીઠ થાયરે રોયા ! ડોસાનાં વર્ષ વેચાવ્યાં ત્હારા દારૂમાં દેવતા—

"મા ! મા ! લગાર તેજી લાવવાની દવા પાતો હતો ! એ દારૂ ન હતો ! એતો વિલાયતી માત્રા—":

"ત્હારી માત્રામાં આગ પડે; ને તું—"

ડોશી વાક્ય પુરૂં કરે, ત્યાંતો ડોસાના રામ રમી ગયા. એકાદ બે દમ બાકી રહ્યા.

"અરે છાણુ ને ગૌમુત્ર લાવો—લીંપો—ગુંપો ! દર્ભ ને દીવો મુકો ! ઓ મ્હારા બાપલીયા ! ડોસાજી તો ચાલ્યા !" ડોસી રડતી કૂટતી અવશાનનો સામાન તૈયાર કરવા લાગી—

"માં ? કશું કંઇ કરવાનું નથી. વળી મુંડદાને માથે એ શો સંતાપ ! છાણુ ને મુત્ર તે શા માટે જોઇએ ? ગંગાજળ હોય, તે તો હજી સારૂં કહેવાય ! ચાલો દુર થાઓ ! સગુણ ? ડોસાને નીચે લ્હો—" બેરીસ્ટરે દમ માર્યો.

"અરે પણ સાથરો તો કરવા દો ! સાથરા વિનાની સોડ શા કામની ? તું તારે મેડી ઉપર જા કની ? મ્હારા લાડકડા ડોસાનો અંત કાળ કાં બગાડે છે ? મારા રોયા ! તું બે દહાડા મોડો કાં ન આવ્યો !" ડોસી કંટાળીને પોકળ શ્રાદ્ધ કરતી લડવા લાગી.

"સુંદરભાઇ ? તમે ઓશરીમાં બેસો. એ લોકો ભલે ગમે તેમ કરે ! " સગુણે, બેરીસ્ટરને બહાર બેસાડયો, અને ડોશી તથા બીજાઓએ અવશાનની પોક મૂકી—

"અરે ઓ મૂર્ખાઓ ? મ્હારા ઘરમાં પોક શી ? શું ડોસા ગયા તેથી દુનિયાં ઉજડ થઇ ? સો વર્ષે સૌ મરશો ખબરદાર ! જો કોઇએ રાગડો તાણ્યો તો !" બેરીસ્ટરે કાયદો કહાડીને અટકાયત કરી.

"હાય ! હાય ! હાય ! મ્હારા રોયા ! હાય ! હાય ! ભવડો બગડયો ! હાય ! હાય ! ડોસો હેંડયો ! હાય ! હાય !" ડોસીએ કૂટવા માંડયું. બેરીસ્ટરને ક્રોધ ચડયો.

" ડોકરી ? અરે ઓ ડોકરી ? ત્હારો દહાડો વંઠયો છે કે શું ? ખબરદાર ! એક શબ્દ બોલી તો ! ડોસાની પાછળ રડવાથી તો તે નર્કમાં જશે ! "

એવામાં કેટલાક સુધારાવાળાને ખબર થતાં, ત્યાં આવી પહોંચ્યા; અને ડોસીને સમજાવી રડવા–કૂટવાનું કામ બંધ પાડયું !

બેરીસ્ટરે પોતાને ત્યાંથી આ સુધારો ચાલુ કર્યો. હવે ઠાઠડી બાંધવી, અને તોલડી ઉપાડવી, તથા ન્હાવું–ધોવું, ને પિંડ વાળવાનું કેટલુંક કામ બેરીસ્ટરને માથે આવ્યું; પણ તેણે ચોખ્ખી ના પાડી ! છેવટે સગુણરાયે માથે લીધું, અને ડોસાજીને ઉપાડયા ! રામ બોલો !–

પાછળથી ડોસીએ રડા–કૂટ કરી; પણ ડોસાને દહન કરી આવ્યા પછી સઘળું બંધ પડી ગયું. ખરખરો વિવેકસર ચાલુ થયો.

રાતે ન્યાતીલા બેસવા આવ્યા, અને ડોસાની પાછળ ગરૂડ પુરાણ બેસાડવા માટે ચર્ચા ચાલી. ન્યાતીલાઓને જમવાની મજાહ પડે, માટે બીજેજ દહાડેથી નોતરાં ફેરવવા ડોસીને ઉશ્કેરી.

દીકરો દિવાન છે. અને પૌત્ર બેરીસ્ટર છે. તેનો ડોસો એક-વળીયા કાં ન ખાય ? બાર દહાડા સુધી પિત્રાઇ અને કળોયાં જશે, ને તેરમે દહાડે મોટી ન્યાત અને ગામની ચોર્યાશી થાય !"

બ્રાહ્મણીયાએ, જમણમાં રૂપિયા દશ હજાર ઉડી જાય, એવી વેતરણ કરી, પણ બેરીસ્ટર સાહેબે બધી વાત ઉડાવી દીધી.

વિશળપુર તારદ્વારા ડોસાના મરણની ખબર ચંદ્રાવદનરાયને આપી; પણ બેરીસ્ટરે વધારે જણાવ્યું, કે લૌકિક અર્થે પણ હાલ પધારવું નહિ ! બેરીસ્ટરને સુધારો કરવો હતો. પોતાની કને દમડી નહતી, તે જણાવવું ન હતું. પણ સુધારાને નામે પોતાની હાલત ઢાંકવી હતી–ચંદ્રવદનરાય કંજુસનો કાકો હતો. વ્યાજખાઉ શાયલોક હતો. લાખો રૂપિયાની દોલત છતાં બાપની ઝુંપડી પર ટાંપી રહેલો

હતો. બેરીસ્ટરના તારથી તે તો ખુશી થયો, કેમકે બાપની પાછળ કંઈક રકમ કહાડવી પડત ! તેણે બીજો કમાઇનો માર્ગ ઉઘાડયો. શીશળપુરમાં સોગ પાળ્યો–રાજાએ અને પ્રજામંડળે દિવાનને મોળીઉં કર્યું, તેમાં રૂપિયા બે હજાર થઈ ગયા–તેરમે દહાડે દિવાન સાહેબે મોળીયાં મોકલનારને બુંદીના ફાગણીયા લાડુ મોકલ્યા ! અમદાવાદમાં પોતાના પક્ષકારની પંચાસની સંખ્યાને જમણ આપ્યું, ને સઘળો જશ ખાટી ગયો. બેરીસ્ટર સાહેબને કૃષ્ણલાલની સહાયતા હતી, સસરા જમાઇએ મસલત કરી કૃષ્ણલાલ દશમે દહાડે અમદાવાદ આવ્યા, અને સુધરેલી રીત પ્રમાણે માત્ર એક ન્યાત કરી. ઉત્તઃક્રિયામાં દશા, અગ્યારમું કે બારમું, અને શ્રવણીની ક્રીયા બંધ કરી–સરામણાનો ઢોંગ દુર કર્યો. માસીસો, છમાસી કે વરસીપર પાણી ફેરવ્યું ! બાર મહિના સુધી બામણાને બે–મણ અનાજ મળતું, તે પણ સુધારાવાળાએ કહાડી નાખ્યું ! રડવા–કુટવાનું પણ બંધ કર્યું; અને અવગતિયો જુવાન, જનોઇ દીધેલો કે વાંઢો યા વાંઝીયો મરી જાય, તો તેની પાછળ લીલ–નારાયણબલી પણ બંધ કર્યો–સુધારામાં હવે એટલું બાકી રહ્યું, કે ઠાઠડી બદલે ગાડીમાં મજુરો મુડદાં લંઇ જઇને ભઠ્ઠીમાં બાળે, તો ઠીક !

સીમંતનો વરઘોડો બંધ થયો, પણ લગનની ધામધુમ રહી. લગનનાં વરઘોડા અને બ્રાહ્મણીયા ઢોંગ નહિ, પરંતુ સ્વયંવરની રીત પ્રમાણે, હસ્ત–મેળાપ અને પ્રતિજ્ઞા લેવી, અને વર–કન્યાને પોતાની મરજી પ્રમાણે બોલવા–કરાર કરવા દેવું ! આ સુધારો કૃષ્ણલાલે પોતાની કન્યાનાં લગનમાં કરવાનો વિચાર જણાવ્યો.

સુધારાવાળાની ફતેહ થઇ–જુના ઢોંગ નીકળી ગયા ! અને નવા જમાનાના લાઇટ–ફુલ ધારા અમલમાં આવ્યા. જ્યાં ' ડેલીકેટ ' તબીયત હોય, ત્યાં તો એમજ થવું જોઇએ.

લોકોએ સુધારાવાળાની હીલચાલ પર નિંદા ચલાવી, પણ વિ-લાયતીએ તો ફતેહનો ડંકો વગાડયો ! વાહરે સુધારો !

## પ્રકરણ ૩૨ મું.

### બેરીસ્ટરનું ભાષણ.

સુધારકોની ફતેહ થઇ ! ઉંચ જ્ઞાતી માટે દેશાટણના દરવાજા ખુલ્લા થયા—રાજદ્વારી નાગરીક કોમે હવે બ્રાહ્મણના હાથનું જમણ લેવામાં છુટ મૂકી. અને વિલાયત ગમન કરનારાને પાવન કરવામાં, તથા ન્યાત પંક્તિ આપવામાં પાછા હઠયા નહિ !

સુધારાના પ્રવાહમાં તણાયલા આપણા નાગરિકો કયા વેગમા દોડી જાય છે, તે તો કશું સમજાતું નથી; પણ તેના મનમાં એવું હશે, કે તેઓ જે કરે છે, તે ભવિષ્યકાળની ઉન્નતીનો માર્ગ છે, પછી તે અંધારામાં ખાડાપર જનારાની દશા ગણાય, તો ભલે—આવીની વાત !

હવે કદાચ સુધારકો સર્વે શુદ્ર જાતિ સાથે વ્યવહાર રાખે, તો આપણને આશ્ચર્ય ન થાય ! કૃષ્ણલાલ સોલીસીટર આજના મેલમાં મુંબઇ જનાર છે, તે દરમ્યાન તેમને માન આપવાની કંઇક હીલચાલ જુવાન સુધારકોએ કરવા માંડી ! જાહેર રીતે કયા નિમિતે માન આ-પવું, તેનો વિચાર કરતાં છેવટે બેરીસ્ટર સાહેબ, કને 'દેશી અને વિલાયતી' એ વિષય ઉપર સ્વતંત્ર ભાષણ અપાવવું. આ વિષય સર્વને ગમ્યો. અને સર્વની સંમતિ સાથે નકી થયુ. 'પ્રેમાભાઇ હોલ' એંગેજ કીધો. અને એક પ્રેસમાં જઇને હેન્ડબીલ કહડાવી લઇ વેંહેચાવ્યાં.

સાંજે પાંચ વાગે 'પ્રેમાભાઇ હોલ' માં સુધારકોની તેમજ બીજા નાગરિકોની ઠઠ્ઠ જામી રહી. પ્રમુખસ્થાને મી૰ કૃષ્ણલાલ સોલી-સીટર પધાર્યા. બેરીસ્ટર સાહેબ પ્લેટફોર્મપર આવતાં તાળીઓનું માન પામ્યા; અને ભાષણ શરૂ કર્યું.

બેરીસ્ટરનું ભાષણ પુરૂં થયું, એટલે મી. કૃષ્ણલાલે તે પર વિચારો દર્શાવ્યા. તે ઉપરાત કેટલાક વિદ્વાન ગ્રેજ્યુએટ મિત્રોએ પણ સારી રીતે વિવેચન કર્યું, અને છેવટે મી. કૃષ્ણલાલ સંબંધી એક જ્ઞાતિબંધુએ છટાદાર ભાષણ કરીને સુધારક તરીકે કોમ્પ્લીમેન્ટ આપ્યું. નાગર જ્ઞાતિના આ આગેવાન સોલીસીટર સાહેબની સુધારક વૃત્તિ તરફ સર્વેએ પસંદગી બતાવી, અને હાર—તોરા સહિત તાળીઓની ગર્જના વચ્ચે તેઓ વિદાય થયા—

કૃષ્ણલાલ પરભારાજ સ્ટેશન પર જવાના હોવાથી સર્વ મિત્રમંડળ સાથે ચાલ્યું. અને ત્યાં પણ તેમને માનસહિત હારતોરા પહેરાવીને વિદાય કર્યા. ટ્રેન ચાલતાં પહેલાં કૃષ્ણલાલે પોતાની પુત્રીના સ્વયંવરની વાત જણાવી દીધી. ટ્રેન ઉપડી, અને મિત્રમંડળ ઘેર ગયું; બેરીસ્ટરની મોટી ફતેહ થઈ, સુખનાં સ્વપ્નાં આવ્યાં, વૈભવના વિમાન જોયાં, અને નવલકિશોરીના પ્રેમભાવનું ભોજન જમવા લાગ્યા. આહા! રાત્રીએ સ્વપ્નામાં પણ એજ નવલ લાડુલીનાં લાડુનો પ્રસાદ લક્ષમાંથી ગયો નહિ.

બેરીસ્ટર સાહેબ ગાંડા ઘેલા બની ગયા. ત્યાં બી. એ. બાઇસાહેબ કેવા રંગ ઉડાડે છે, તે તરફ તો નજર કરીએ! એક તો જુવાની, બીજી બી. એ. એ કરેલી દીવાની, અને ત્રીજી કામની ગુમાનીએ કરેલી અજ્ઞાની પછી શું બાકી હોય!

કુંવારી કન્યા કામ દેવની પુજા કરતી હતી; ભવિષ્યના ભરથારને ભેટવાને તલ્પતી હતી.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### ફ્રેની અને મનુ—કામની મૂર્તિ કે કાચની પૂતળી?

ફ્રેની અને મનુએ પરસ્પર 'પ્રોમીસ' આપેલું હતું. અને બન્ને

સહિઅરોને આજે ફ્રેનીને બંગલે મળવું હતું. મનુ પોતાના વ્હાલા બેરીસ્ટરના પત્ર-દર્શનમાં ગુલતાન થઇ રહી હતી. ફ્રેની પણ એજ વિચારમાં મસ્તાન બની રહી હતી.

આજે વિલાયતના મેલમાં ફ્રેનીના 'લવ' રનો લેટર આવ્યો હતો. અને તેની જોડે એક રમુજી ફકરો આવ્યો હતો, પાત-પત્નિનો વિયોગ કેમ શાન્ત થયો હોય છે, એ કથા એ કથાપત્રમાં લખાયલી હતી. સહિયરના મેળાપ વખતે પરસ્પર શી શી રકઝક થય છે, એ વાત છાપેલો કડકો ફ્રેનીને પ્રેમીના પત્રમાં મળ્યો હતો. તે વાંચી વાંચીને ખુશી થતી હતી. વાત અધુરી હતી, તો પણ વિષય ઠીક હતો; તેમાં શું હતું ?

Then she looks at me under her lashes in the way she has, and, naturally, I say I don't mind really. Any man who was married to May would say so—couldn't help himself. "

ફ્રેની હજી છેલ્લી લીટી વાંચતી હતી, ત્યાં મનોરમા આવી પહોંચી-ગાડીનો અવાજ સાંભળતાંજ ફ્રેની ચમકી, અને કાગળ પડતો મુકીને મનુને લેવા ગઇ. ફ્રેનીએ પોતાની સહિયરને શેકહેન્ડ કરી, અને રમુજી મિજાજ પ્રમાણે ઠણકારૂપ ઠપકો આપતી આપતી મનુને ઉપર લઇ આવી-

" મનુ ? તાપમાં આવી છું, લગાર આઇસક્રીમ સોડા લઇશ?" ફ્રેનીએ વિવેક કર્યો.

"થેંકયુ, એક્સક્યુઝ મી !" મનુએ ઉપકાર માન્યો-

"તું વટલી તો નહિ જઇશ કની ? લગાર ચ્હા લઇશ ?" ફ્રેનીએ વધુ વિવેક કર્યો.

"ઓઃ નો ! મને માફ કર, ફ્રેની ! ત્હારો ચાહ છે, એજ મને

ન્હા છે ! પણ આજ તો કંઇ જબરૂં કોરસ્પોન્ડન્ટ એકઠું થયું છે !"

"હાઃ હાઃ હાઃ શું કહું, મનુ ? આજના મેલમાં એક રમુજી ફકરો આવ્યો છે. ખરેખર કેમ જાણે આપણે બન્ને સહિયરો મળવાનાં હોય, અને એજ દહાડે એમને કંઇ કહેવાનું હોય, તેમ એક છાપેલી હકિકત મોકલી છે. સહિયરોનો વિનોદ મોકલ્યો છે. લગાર તું વાંચ તો ! ખરેખર રમુજી ફકરો છે; તું એ વાંચે તેટલામાં હું ડ્રેસ કરી લઉં;" ફ્રેનીએ પેલું છાપેલું પત્ર આપ્યું–મનુ વાંચવા લાગી અને ફ્રેની ડ્રેસ કરવા ગઇ !–

સહિયરોના સમાગમમાં વળી બીજું શું હોય ! નવરાં બેસીને નખોદ વાળનારાં બૈરાંઓ બીજું શું કરે ? જો મળે બે રંડા, તો તોડી નાખે બ્રહ્મંડા ! વળી જુવાન સખીઓ મળી, તો મન ને દીલ ખુલ્લું કરે ! જુના વિચારની જુવાનિકાઓ સાસુ–સસરાને વગોવે ! સુધરેલી સુંદરીયો ભોગ–વિલાસ અને કામ–કળાની કથા કહે; અને સુધડ સુંદરીયો સશાસ્ત્ર શિયળવ્રત તથા પતિવ્રત ધર્મને યશ આપે ! આજના સુધરેલા જમાનાની અંગ્રેજી કેળવણી પામેલી છોકરીઓ વળી ફેશન, ઠણકો, ને મસ્તી તોફાન સિવાય બીજું શું કરે, ને કહે ! ઉડતાં ને નબળાં મગજમાં જે પ્રકારનો સંસ્કાર રોપાયો હોય, તેવાંજ વૃક્ષ ઉગે, તેવાંજ ફળ થાય !

આજની કુમારિકાઓને માત્ર રમત–ગમત, મોજ–મજાહ, રંગ–રાગ અને વાણી–વિલાસનો ચટકો હોય છે ! તેમને સ્ત્રીયોનો સમુહ, ને કુટુમ્બનો સમાગમ પસંદ હોતો નથી ! હુતો ને હુતી હોય, તો બસ ! દહાડો રાત બન્નેનો સંગમ ! સાસરવાસમાંથી છુટાં થવાને આજની કુળવધુઓ લગ્નમંડપમાંથીજ માળા જપે છે ! તેઓને કુટુમ્બ–મંડળનાં મોં ગમતાંજ નથી. ધણી સાથે એકાન્તમાં રહેવું, અને મનગમતા નાચ કરવા, એ આધુનિક કાળની મોજ છે. જે સુખ ને

શાન્તિ વિશાળ ......ોમાં છે, જે ધર્મ ને મર્યાદા કુટુમ્બના વિસ્તારાયલા જનોમાં ..નાયલાં ને જળવાયલાં છે, તે સ્વતંત્ર સંસારમાં નથી; પણ આજનાં જુવાન બચ્ચાંને સ્ત્રી સાથે એકાન્તમાં રહેવું બહુ પસંદ છે, જ્યાં સુધી ખીસામાં જોર, જ્યાં સુધી જુવાનીના ઝપાટા, ને જ્યાં સુધી શરીરની શાન્તિ હોય, ત્યાં સુધી તો ઠીક; પણ બૈરી માંદી પડી હોય, છોકરાં કાઉ–કાઉ કરતાં હોય, મહેરબાનને વખતસર ચાકરીપર જવું હોય, નોકર હઠીલો મળ્યો હોય, તે વખતે જુઓ પછી જુવાનીનો ઉછળેલો વ્હેળો! માબાપની નૌકા છોડીને, સઢ વગર વહાણ ચલાવતાં દુઃખ થયું, તેનો દેખાવ! ત્યારેજ તે સમજે છે, કે માબાપ–કુટુમ્બને છોડવામાં આ સંકટ છે!! 'શીંગમાંથી દાણો સળે' તેમ આજનાં છોકરાંઓ શાળામાંથી કુસંગતપર ચડીને બગડવા લાગે છે. માબાપની હદબાહેર છુટથી નાહાન મગજનાં છોકરાં બહુ કડવો લાભ લ્હે છે. ફરવા હરવાને બ્હાને તેઓ ફસી જાય છે. નિશાળોના એકાન્ત વખતમાં, બહાર હરવા ફરવા જવાની જગ્યાએ, અને સોબતી મિત્રો સાથે નાટક–ચેટક આદિ સ્વતંત્ર જગ્યામાં બાળકોને, વગર અંકુશે જવા દેવામાં તેની સ્થિતીનો જે ધ્વંસ થાય છે, જુવાન બચ્ચાંના કોમળ મગજ, અને ઉછળતા વેગનું જે પરિણામ આવે છે, તે સઘળાંને માટે માબાપો શ્રાપિત છે! અંગ્રેજી નકલથી ખોટો સંતોષ માનીને બાળકોને હદબહાર લાડ તથા છુટ આપનારાં માબાપો સુધારક નહિ પણ મૂર્ખ છે! "મનુ? આપણી પુરસદની વાર્તાનું દાસ્તાન ધ્યાનથી વાંચીઉ કે?" ફ્રેનીએ આવીને કહ્યું.

"યેસ! ત્હારા ધણી કંઈ ધંધો કરે છે, કે આવાં આવાં ખેન કૌતુકો શોધે છે?"

"હવે ધંધા તો કર્યા! અમારા બીફ્લેસ બેરીસ્ટર વળી શા ધંધા કરતા હતા? અંગ્રેજી પુરૂં પાધરૂં ન આવડે! મેટ્રીક પછી

અટકી પડીયા, અને બીજું કંઇ સુજીયું નહિ. એટલે બાવાજીએ વિલાયત મોકલીયા; ને બેરીસ્ટર બનાવીયા ! એક વાત આવડેય ! મોજ–મજા ને એશ–આરામ કેમ કરવો, તે સારી રીતે સમજેય !" ફ્રેની હસવા લાગી.

" પણ તું તો મોટી મોટી વાતો કરતી હતી ! મ્હારો ધણી એમ ને તેમ કેસ ચલાવે છે !"

" એ તો બધું બહાર કહેવાનું ! ત્હારી કને વાત છાની રખાય ! લ્હે, ચાલ–હવે ચોપાટી પર નિરાંતે વાત કરશું !" ફ્રેનીએ મનુનો હાથ પકડીને ખેંચ્યો–મનુ ઉભી થઇ, અને બન્ને સહિયરો ગાડીમાં બેસીને ચોપાટીપર રવાના થઇ.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### ચોપાટીપર ચંદનીમાં બે ઘડી.

"મનુ ? હમણાં તો તું જુવાનીમાં બહુ મસ્તાન થઇચ હો !"

" અને તું કયાં કમ છું ફ્રેની ! પેલા બિચારા વાણીયાજીનું બધું લોહી તો તું ચુસી ગઇ લાગે છે ?"

" મ્હારૂં શરીર તો પવનથી ફુલી ગયુંચ; પણ ખરૂં કહેજે મનુ ? ત્હારી જુવાની આટલી બધી ફાટી નીકલીચ, ત્યારે ત્હારા મનમાં કંઇ ઉછાળો થતો નથી ?"

" ફ્રેની ? તને તેનો અનુભવ તો હશે ! જયાં સુધી આપણુ મન વિદ્યાભ્યાસમાં ગુંથાયલું હોય, ત્યાં સુધી કદી પણ મન આડે રસ્તે ન જાય ! તેને એવો વિચારજ કયાંથી આવે ?"

" મનુ ! વલી તું મને બનાવવા લાગી કે ! વગી ખરેખરી વાત કહી દેની ! એમ છુપાવેચ શું !"

"એમ ? ત્હારે સાંભળીને હવે શું કામ છે ?"

"ત્હારી હુંશિયારી જોવીચ !" ફ્રનીએ મશ્કરી કરી.

"વારૂ, ત્યારે સાંભળ; પણ જો જે હં ! મ્હારી મશ્કરી કરીને સતાવીસ નહિ !" મનુ બ્હીવા લાગી !

"નાં; નાં; ધિરજ રાખજે, ભરૂસો રાખજે !"

"વારૂ, હું કહું તે પહેલાં તું કાં નથી કહેતી ? હું તો હજી બાળક છું, મને કંઈ સ્વતંત્ર અનુભવ થયો નથી, ને તેં તો બધું નવું જાનું કર્યું છે, ત્યારે તુંજ કહેની ! લુચ્ચી ? મને ફસાવે છે ! મ્હારે તો એવું ત્હારી કનેથી શીખવાનું છે !"

"તું જબરી પક્કી હો મનુ ! વારૂ, સાંભળ, હું મ્હારી વાત કરૂં. મ્હારા લવ સાથે મને પહેલી પિછાન મેથેરાનમાં થઇ. અમે બન્ને ઘોડાપર સવારી કરી ફરવા જતાં, એક દહાડો મ્હારા ઘોડાએ ઠોકર ખાધી, ને મને જેમીએ બાથમાં પકડી બચાવી લીધી; એ અહેસાન-થી દોસ્તી શરૂ થઇ." ફ્રેનીએ કર્મ-કથા શરૂ કરી.

"ત્યારે તો તેના હાથમાં માખણનો લચકો આવ્યો. પણ બીજો કાંઇ લાભ મળ્યો, કે માત્ર ભાર ઉપાડ્યો, એટલુંજ ?" ફ્રેનીએ ચેષ્ટા શરૂ કરી.

"માંય-બાવાને એ વાત કરી-તેવણે જેમીને જમવા તેડયો—ને બન્નેને દોસ્તી થઇ."

"પછી ભેટમ-ભેટની ખરીદી કયારે થઈ ?"

"તું જબરી અધીરી લાગેચ ! મનુ ? મેં મ્હારા મનપર એટલો કાબુ રાખેલો, કે ફક્ત હાથ સિવાય બીજા કોઇ ભાગને સ્પર્શ થવા દીધો નહતો. એકજ વાર અમે ટ્રેનમાં બેસીને વાંદરે હીલપર ફરવા ગીયેલાં, ત્યાં ટ્રેનમાં એકાન્ત લાગ જોઇ જેમીએ હસતાં હસતાં મ્હારો ગાલ બેંચેલો-પણ-

" પછી ઘુમટો ક્યારે ખેંચ્યો ?–

" અંદરાયા પછી–અમારૂં કાજ થયું, અને વીટી પહેરી, તે મ્હારાજ બંગલામાં મ્હારાજ ઓરડામાં આલીંગન કર્યું–બીજું કંઇજ નહિ હો !"

" જા રે જૂઠી ? વળી આંધળાં લોકો કંઈ જુએ કે ?"

" ત્હારા સમ ! તમે લોકો કદાચ એવાં હશો !"

" ટેક કેર ! ફ્રેની ? તું મને ઇન્સલ્ટ કરે છે ? હમે તો લગ્ન થતાં સુધી મોં ન જોઈ શકીએ તો !"

" હવે ત્હારી ફીલસુફી ત્હારી પાસેજ રહેવા દે ! લુચ્ચી ? છેવટ તળીયે પહોંચીને હજી પાળપર જવાનું અજાણપણું બતાવે છે ? સાચું ન કહે તો તને મારા સમ છે; તેં કેવી રીતે લવ કીધો ?"

" ફ્રેની ! મ્હારી કથા કઢંગી છે ! મ્હારાં બેરીસ્ટર જ્યારે પ્રી· વીયસનો અભ્યાસ કરવા અમદાવાદથી અહીં આવ્યા, પછી મ્હારે ત્યાં થોડા દહાડા ઉતર્યા; હું પણ એજ વર્ગમાં હતી. અમે સાથે કોલેજ· માં જતાં. એક દહાડો સંસ્કૃતમાં મને શંકા પડી, અને તેને મેં ખુલાસો પુછ્યો–

" તે કયા વિષયપર વાત હતી ?"

" કાદમ્બરીનું વૃતાંત હતું. ચંદ્રાપીડ અને કાદમ્બરીનો પ્રેમ–પ્રસંગ હતો. મને તેણે એવા ભાવથી સમજાવ્યો, કે ફ્રેની ખરૂં કહું ? મને તેજ વખતે–કામ તાપ ચડી આવ્યો; અને પ્રસ્વેદનાં પાણી–"

" હત્ તેરીકી ! એટલી તું નબલી ખરી !"

" પણ તે પ્રસંગ તો વિતી ગયો—હા, તે વિતી ગયો, પણ થોડાજ દિવસમાં મને સ્વપ્નું આવ્યું; અને તેમાં હું બહુ અકળાઈ ગઇ !"

" તમારાં નાજુક દીલ ખરાં; વારૂ, તું કેવી રીતે અકળાઈ ગઇ !"

"તે વાત કરતાં તો મને શરમ આવે છે."

"હવે મ્હારી આગળ કહેવામાં શેની શરમાય છે! હું ક્યાં કોઇને કહેવા જવાની છું? હું તો વાત કરતાંયે ન ડરી!"

વાંચનાર? તું પણ કોઇને કહેતો નાં, હોં! નાહક બિચારી નિ- ર્દોષ બાળા વગોવાશે! એતો બન્ને સહીયરો એકાંતમાં વાતો કરે છે, તું પુસ્તકની સાથે એકાન્ત વાત કરે છે, માટે મનની વાત મનમાં રાખજે; કદાચ ત્હારે કાને નહિ સંભળાય, ને આંખે દેખાય, તોપણ તું બીજાને કહીશ નાં, હોં!—કોઇની છુપી વાતો બીજાને કહેવામાં પાપ છે!! વિધાતા અભાગણી કે તેને બધી વાતો લેખમાં લખવી પડે છે. લેખક લાચાર છે, કે તેમને માથે લખવાનો બોજો ને ફરજ આવી પડી છે! પણ તે તો મુંગાં મુંગાં લખીને ત્હારા હાથમાં મુકે છે; હવે વાત મનમાં રાખવી ત્હારા હાથમાં છે.

"પછી, પછી, મનુ! ત્હારો ને તેનો મેળાપ થયો?"

"હું તને ગાયનમાં સંભળાવું; એવુંજ એક ગીત "વિજયા- વિજય" નામના નાટકમાં પેલા ડાહ્યાભાઇ ધોળસાજીએ લખેલું છે; મ્હારા વાંચવામાં આવતાં આબાદ મને લાગુ પડવાથી, મેં મ્હોડે કરી રાખેલું છે. સાંભળ—"

"સખી સેજ સમારી હું તો સહજ સુતીતી;
ઠંડી મંદ મંદ વાયુની લ્હેરો લ્હેતીંતી
ન્યાળા નવલકિશોર, મ્હારા ચિતડાના ચોર, એની લટકજ ઓર;
નયણે લોભાવી, બ્હાવરી બનાવી, મને ગભરાવી,
અટક્યાળે મ્હારી શરમ તજાવી! અવળચંડે અચણુચ અકળાવી.
નયણે નચાવ્યે જાતાં, હસી હસી સામું જોતાં,
મુંગે મુંગા જોતે જોતાં, પ્રીતિરસ પાતાં પીતાં;
લટકાળે લાલે મ્હારી લાજ લુટાવી, અટક્યાળે અધવચ અટકાવી,"

પછી તો—આંખ ઉઘડી ગઈ—મન દોરી છુટી ગઇ ! હા; હા; હા; —બસ, રાજી થઇ ? "

" તું રાજી થઇ હોય તો જ બસ ! મેં તો માત્ર વાતમાં મજા લીધી; પછી ?"—

' પછી તો તેઓ વિલાયત ગયા !"

" ત્યાંથી પત્ર મારફતે કંઈ ? "

" માત્ર ત્હારી મ્હારી સિવાય કશું નહિ; તેઓ લખે, કે હું ત્હારા વિના ઘેલા છું. હું લખું કે મને તમે ઘેલું લગાડયું છે. ચિત્ર મૂર્તિ જોઇને રાજી થઇએ. કોઇ વેળા વિરહ અકળાવે તો દુ:ખી થઇએ !

" પણ હવે રંગ ઉડાડયો કે નહિં ? "

" એકવાર નાટકને બ્હાને નિરાંતે એ વાત કરી ! "

" ક્યાં ? ક્યાં ? શું એકાન્ત મેળાપ થયલો કે ! "

" હા, પ્રિન્સે ખાનગી નાટક કરાવ્યો હતો. મને તેઓ ત્યાં લઈ ગયા હતા. પણ ચિત્ત લગાર ચટપટીઉં થવાથી ઉઠયાં. તે રાત્રે પાલવે પ્હોંચ્યાં ! "

" ત્યાં તો દરિયાની લ્હેરો ઉડતી હશે ! "

" તેમાં શું પુછવું ! ચંદની ખિલી રહી હતી—

" એક ચંદ્ર ઉપર ને બીજો ચાંદ પડખામાં—

" હા, ચાંદનીમાં ચંદની મળી ગઇ—

" અને ગાલપર હોઠ પણ અટકી ગયો હશે ! હા, હા, હા,

" તે વાત તો બાજુપર રહી, પણ ત્યાં નવું કૌતુક થયું ! આપણી ફ્રેન્ડ મીસ લીનાં અને તેનો લવર કંઈ એવું તોફાન કરતાં હતાં કે—

" ખરેખર ? શું મીસ લીનાં કોઇ લવરના ફંદમાં—

"હા, એ તો ઘણી વારે નજર પડી; અમે ગાડીમાં ઉતરીને ફુટપાથપર ધીમે ધીમે જતાં હતાં, ત્યાં તે લોકોને એક પાળ પર

બાથમબાથ કરતાં જોયાં. આહા! જાણે શુક સારિકા ચંચુ ભરાવીને કેમ અધર-પાન કરતાં હોય?"

"એટલે કે હોઠેહોઠ મેળવીને ચુંબન કરે, એમ કેની?"

"હા; પણ તેટલામાં તો નજર ચુકી-ને તેઓ અમને જોઇને નાઠાં; અમે તે લોકોને ઓળખ્યાં, પણ તેણે ન દીઠાં. છેલ્લે અમે વિક્ટોરિયા ગાર્ડનમાં પકડાઇ ગયાં." મનુ હસી પડી.

મનુ બિચારી શું જાણે, કે લીનાએ એજ ગાર્ડનમાં લવર ગુમાવ્યો છે!

"ત્યારે લીનાં પણ જબરી હો! શું તેણે ત્હારી કને દીલ ખોલીને વાત નથી કરી?"

"મેં પણ કંઇ નથી કહ્યું!"

"તે મુંબઇ છોડીને ચાલી ગઇ, ત્યારે લગન કાંય નહિ કીધું હોસે? કદાચ બનીઉં નહિ હોય! એ લોકો જબરાં નફ્ટ છે! એક બીજા અકળાઇ મરડાઇ જાય, દબા-દબી ને ચુંબન-કીસથી ધરાઇ જાય, પછી તો લગનની વાત કરાય!"

"બા, એ લોકોના નાજ ઉઠાવવાનું કામ તો ભારે હશે! અંગ્રેજો સ્ત્રીઓની કેટલી ખુશામત કરે છે!"

"અને હવે તો તમેબી અંગ્રેજી ભણીને એવી ખુશામત માગતાં થયાંચ કેની!"

"હજી અમારામાં તો 'માર બુધું ને કર સુધું'જ છે. તમે લોકો દહાડે દહાડે ટચાક થતાં ચાલ્યાં!"

"ખરેખર એ મારી પારસી કોમ બહુજ હદબહાર સુધારાની નકલ કરવા પડીચ! ગરીબ અને તવંગરનાં મન એક સરખાં થવા લાગ્યાંચ! હાલત તો જોતાં નથી ને ફેશન વધતી જાયચ! છોકરાંમાં સક્કાર મલે નહિ, ને રૂપાળી, એસ્કી, પૈસાવાળી, અંગ્રેજી શીખેલી

ઇત્યાદિ ગુણીયલ છોકરી જોઇએચ? જાણે ધણીને તો બૈરીને પૈસેજ મોજ કરવાની હોય! છોકરીઓ વળી એવું વેજું લેઇ બેઠીચ, કે કોઇ વકીલ–બૈરીસ્ટર, ડાકટર કે ઇજનેર અથવા આઇતા ડલાંવાળો વર જોઇએચ! જાણે પારસીમાં બધાજ પૈસાવાલા હોસે!'

"પણ બધાંને સરખું ક્યાંથી મળે?'

"તેમાંજ ઘર વંઠેચ તો! વરી 'લવ' ને 'કીસ' કરવાની ટેવ પડીચ! નખોદીયું એ કારસ્તાન બધાંને કે ર પરવડે! ગરીબ ઘરની છોકરી પણ મડમ પેઠેમ બાલનો ઝુમખો કપાલપર મુકીને રકાબી બનાવેચ! બે રૂપિયે વાર ગાજ લઇને બાર રૂપિયા સિલાઇ આપેચ! એ સિવાય બીજા ખરચ તો જુદા! ખરેખર એ રીતે ખરચ ચાલે, તો માબાપ લાવે કહાંથી! પછી 'લવર'નાં ખીસાં ખમે, અને મા-બાપો છતી આંખે આંધળાં બને! જો 'લવર' પરણ્યો, તો ઠીક; નીકર નાદાની!!"

"ખરેખર એ એક જાતનો બગાડો છે. ભલે તેમનાં લગ્ન થાય, પણ ફેશન અને ખર્ચ એ ગરીબ સંસારને ન પરવડે, ને તેમ કરવા જતાં પૈસા મેળવવાને આડકતરાં પગલાં લેવાં પડતાં હશે ખરાં!"

"એથી તો હવે કુંવારાપણું વધી પડીઉંચ–હાલ પારસીઓમાં જોઇશું, તો મોટો ભાગ કુંવારો ને ઉંમરમાં સબડતો લાગશે–એક તો કામ થોડી, ફેશનેબલ ખર્ચ મોટા, અને કુંવારાપણું વધી પડે, તો થોડાં વર્ષમાં કોમની સંખ્યા ઘટી જાય! વળી ફેશન તો એટલી હદ સુધી વધી પડીચ, કે પાંચ વર્ષે મડમના ઘાઘરા, કોણી સુધી બોંયની ચોળી, ને માથાબાનું તો જોકે જવા માંડીઉંચ, દુર બેસવાનું પણ માંડી વળાયચ, પણ ટોપી ઘાલતાં થશે! બાઇસીકલપર તો બેસેચ, પણ હવે બલુનમાં ઉડશે! અંગ્રેજો તો પક્કાં છે. તે લોકોમાં જેટલી છુટ છે, તેટલી રીતે સ્ત્રીઓ પોતાનો નિભાવ સ્વતંત્ર રીતે કરી શક-

વાને સમર્થ છે. આપણા લોકોમાં તેવું હજી નથી."

"હશે—જે કરે તે ભોગવે! પણ ફેની? ત્હારો પાટલો કેમ ચાલેછે?"

"બાવા બિચારા એકલા ઘરમાં છે; માય તો બિચારાં બેહેસ્તમાં ગયાં! ઘરજમાઇ થઇને બેરીસ્ટર સાહેબ રહેલા છે. આપણે તો મન ગમતી છુટ લીધીચ! વરજી સાથે વિલાયત જઈ આવી. બાવાને પૈસે મોજ કરી આવી. હવે ફરીને તેવણ ગીયાચ! કહેચ કે કોઇ કેસ માટે ગીયાચ, પછી તો ખુદા જાને, કે શું કાળું ઘોળું હોસે!"

"ફ્રેની? તને ત્હારા વર પર ફેથ નથી કે શું!"

"મનુ! મને ફેથ તો ઘણો છે, પણ આ વખતે વિલાયત જતી વેળા મ્હારી સાથે મરાયાચ—તે બોલીબી ગીયા—જોકે હસતાં હસતાં કહ્યું, કે "બંદા તો મડમ બી લાવવાના!' મને ઘણો ગુસ્સો ચડયો, ને મેં કાગળો બંધ કરેલાં. પણ પછી—પછી તેવણે મને પટાવી—સમજાવી, ત્યારે કાગળો લખુંચ; પણ દીલ લગાર દગો ખાઇ ગીયુંચ! હવે જલદી આવે તો સારૂં; કેમકે ત્યાંની સફેદ વાંદરીઓનાં નખરાં ઘણાં—તેમાં જો આ કાળા વાંદરાઓ ફસી પડયા, તો કમબખ્તી!"

"રખે મ્હારા બેરીસ્ટર સાહેબ કંઇ ભૂલા પડયા હોય!'

"તેમાં સ્ટુડન્ટ પર તો ધાડ; કેઇ ફેમીલીમાં બોર્ડર તરીકે રહે, ને તેજ ઘરની જુવાન છોકરીઓના પ્યારમાં પડી જાય—પેલી રંડાઓ એવીજ વાટ જોઇને રહેલી હોય! ભૂખમરો ને હવસ પણ બહુ! મોટી સોસાયટીમાં એટીકેટ ઘણી, પણ અંદરખાને બહુજ સડેલું હોય છે! જો કે કાનને દોષ છે, પણ ગરીબ વર્ગમાં તો શંકા વગર એ ધોરણ ચાલે છે!"

"ત્યારે તો વિલાયતનો પ્રવાસ ડેન્જરસ ખરો!"

"ઘણી—ઘણીયાણી સાથે હોય, તો પછી હરકત નહિ; પણ—

"તસીબની વાત—ફ્રેની! હવે રાત પડી છે હોં, વડીલ અમદા-

વાહથી આજેજ આવેલા છે."

"પન ત્હારા લગનનું શું થયું, તે તો કહે! પેલા છાપામાં તો બેરીસ્ટર સાહેબનાં ભાષણનાં બહુજ બાંકાં ફુંકાયાં છે! બાવાજીએ તેને શાલ પામરી સાથે તને અદરાવીચ!"

"હા, હવે સ્વયંવર કરવાનો છે."

"એટલે? તે વરી શું!"

"મનપસંદ વરને વરમાળા ધાલવી]"

"વાહ! ત્યારે તો અમે ખચીત જોવા આવીશું; પણ લીનાંના કંઇ સમાચાર આવેચ?"

"નાં; હાલ તો તે વિશલપુર ગઇ છે! મને લાગે છે, કે પેલો પ્રિન્સ રખે, તેને લોભાવે!

"તો બી લીનાંનું શું ગયું? ઉલ્લુ જેવા રાજા દારૂ પીને છાકટા થઇ બાથમબાથ કરશે; બાકી અંગ્રેજી 'લવ'નો તો લીનાંને ઓરતો રહેશે; કદાચ પરણી તો—

"હવે જે હશે, તે જણાશે—ત્હારા વર પણ જલદી આવે, તો તું પણ ઠંડી પડી જાય!"

"હાં; આવતા મેલમાં સ્ટાર્ટ થશે."

"શુકરાનાં! ચાલો—વખત થઇ ગયો!"

"મનુ આજે ઠીક મજા પડી! ઘણા દહાડાથી તું મલી નહતી, ને દીલની વાત પણ ખોલી નહતી—નાહક તુ શરમાતી હતી!"

"હવે તો તું ખુશી થઇ કેની?"

"હા; પણ હજી 'હનીમુન' કરી આવ્યા પછી તને મુબારકબાદી આપીશ!"

"તેં તો કીધું; પણ કંઇ બચ્ચું—

" તે તો નસીબની વાત—કીધું તો ખરૂં, પણ અધુરે મહિને ગીયું કેની ? "

" ત્યારે તો અપવાદ ટળ્યો—હા; હા; હા; "

મનુ હસી અને ટહુકા કરતી કોયલડીયો ઘર તરફ ફરી !

વાંચનાર ! આ બન્ને સખીઓની કર્મકથા તો તેં જાણી; હવે પેલી રસવંતી ગોરી મીસ લીનાં તરફ લગાર નજર કરીએ—

વાહ ! ડીસએપોઇન્ટ થયલી માશુક કેવી હાલતમાં છે, તેને પણ તપાસીયે !

---

## પ્રકરણ ૩૫ મું.

---

### માનસિક કોર્ટનો મુદ્રાલેખ !

" જહોન ? બેવફા જહોન ? ત્હારા જેવા ચળિત મનના કાળા ભમરાના સંગથી આ મારૂં હૃદય—કમળ વિંધાઈ ગયું—અપવિત્ર થયું—તૂટી ગયું ! અરે ! ત્હારૂં પ્રોમીસ, ત્હારો કોલ, ત્હારો બોલ, ને ત્હારો તોલ તેં ગુમાવ્યો ? પૈસાનાં ત્રાજવામાં પ્રેમને મૂકયો ! શિક્કાની સાથે સ્નેહને મુકયો ! કસ્તૂરી સાથે કાંદો વાવ્યો ! નિર્દોષ અને નાજુક બાળાને પ્રેમના ફંદમાં ફસાવીને આખરે વિશ્વાસઘાત કર્યો ! ઊંડા કૂવામાં ઉતારીને અધવચ દોર તોડી નાખ્યો ! સ્નેહના સાગરમાં લઇ જઇને આશા નાવ ડુબાડી દીધું ! અફસોસ !" લીનાંના આ ઉદ્ગાર, આગના ભડકા પેઠેમ અંતઃકરણમાંથી બહાર પડતા હતા. જેવું મનમાં હતું, તેવુંજ સ્વપ્નમાં દર્શન થતું હતું.

"મુદ્રાલેખ ! આ મુદ્રાલેખ ! એ માનસિક કોર્ટનો મુદ્રાલેખ છે, તે જો—અને તે લેખ વિરૂદ્ધ કારણ બતાવીને તું છુટા છેડા કર !

ઓ નાતરસ ! નિર્દય ! નાહક નિર્મળ નારનો તિરસ્કાર કરે છે ! ધનના લોભમાં લપટાઇને ગુલાબના પુષ્પનો ભોગી બનીને હવે કાંટા સળીયાનો માર સ્હેવા જાય છે ? ભલે, તે રંગે પીળો છે; સુવર્ણું રંગનો છે ! પણ તેને સુગંધ તો નથી કની ? અન્તે કાંટામાંજ વિંધાવાનો છે કની ! અફસોસ !

"જહોન ? શું તને યાદ નથી ? પહેલી દોસ્તી કયાં થઇ ? ટ્રેનમાં ચડવા જતાં મ્હારી બેગ પ્લેટફોર્મ પર પડી ગઇ, અને તેં ઝડપથી ઉંચકીને આપી; હું લ્હેવા જતી હતી—ગાડી ઉપડતી હતી, તે વેળા હું કદાચ રેલ્વે અકસમાતમાં આવી જાત—મરી જાત—તેમાંથી તેં બચાવી ! આહા ! એ વખતની દયા—ને માયાનો ચિતાર તને યાદ તો હશે ! ગુડ—બાય, કરીને છુટા પડયાં; અને બીજેજ દિવસે મેં ઉપકાર પત્ર લખ્યો; ખરૂં કહું તો માનસિક કોર્ટનો પહેલો લેખ એજ ગણાશે. તેં પ્રત્યુતરમાં બે મીઠા બોલ લખ્યા ! મ્હારૂં દીલ લલચાયું; ત્હારી મીઠી મુદ્રા તરફ હું ઘેલી બની; અને ત્હારા ઇનજીનીયરીંગ રૂમમાં વારંવાર આવવા લાગી; કોટમાંથી છેક પરેલ સુધી, એક હૃદય દષ્ટે તને જોતી જોતી, હજારો લોકોની નજરનાં ખાટાં—મીઠાં બાણો સ્હેતી સ્હેતી ત્હારી કને આવવા લાગી ! તેં મને સ્નેહની દોરીએ ઝડકી લીધી હું કોમળ નાર બંધાઇ ગઇ."

"આહા ! સ્નેહ બંધાઇ ગયો ! ભમરો ભૂલો પડી ગયો. તું મ્હારા હૃદય—કમળમાં પેઠો. એક દહાડો તું મ્હારે ત્યાં આવ્યો ! જહોન ? શું તને યાદ છે ? હું બાંકપર એકી બેઠી બાયબલ વાંચતી હતી—તે વેળા તેં મને મુદ્રાલેખ આપ્યો ! હઠહઠથી લીધો. એ પત્રમાં ત્હેં સોગન પૂર્વક પ્રેમનો કોલ આપેલો છે ! જહોન ? એ પત્ર લ્હેતાં મને આંચકો લાગ્યો; મ્હારા હૃદયમાં અનુકંપ થયો, તોપણ તેં આગ્રહથી આપ્યો;

અને આપતાં કહ્યું, કે "મ્હારી લાઇફની પોલીસી, અને તે પર માનસિક કોર્ટનો મુદ્રાલેખ છે !" મેં તે ઘણા જોરથી લીધો. એ લેખ પાળવાનાં તેં સોગન દીધાં; મેં સોગન લીધા—ભોળી અને હસમુખી બાળાને તેં મીઠ્ઠા ઝેરથી મારી–આખરે તેં મુદ્રાલેખપર પાણી ફેરવ્યું; સ્નેહની પૂતળી સંહારી !

"જ્હોન ? જ્હોન ? વિક્ટોરિયા ગાર્ડનમાં જો તેં ત્હારી બેવફાઇ બતાવી હોત, તો અરે ! હું એક ફુરસદનું રમકડું બનીને રમ્યા કરત; તું પરસ્ત્રી સાથે છુપો ફર્યા કરત !"

"ઓ દગાખોર દોસ્ત ! જા, દુર થા—મ્હારા હૃદયકમળમાંથી ઉડી જા ! ઓ કાળા ભમરા ? ત્હારો દેખાવ અદૃષ્ય થાય, તો સારૂં ! મને તેં ગળે ડૂચો દીધો ! મને તેં રીબાવીને મારી ! મ્હારૂં જેમ થયું, તેમ ત્હારૂં થા–જા !"

મનોહર લીનાં આ રીતે સ્વપ્નદ્વારા પોતાની હીસ્ટરી કહીને જગતના બેરીસ્ટર કને બ્રીફ તૈયાર કરાવતી હતી ! માનસિક કોર્ટના મુદ્રાલેખનો આધાર લઇને છેવટે બેવફા જ્હોન સાથે છુટા છેડા કરતી હતી–કેસ ચાલ્યો, અને અંતે છુટા છેડા થઇ ગયા–નિદ્રા ઉડી ગઇ. સ્વપ્નું ચાલ્યું ગયું ! મૃગજળરૂપ જગત અંતે જળરૂપ થઇ ગયું !

આહા ! શોક–સાગરમાં ડૂબેલી નિરાશાના વાવાઝરડાથી દુઃખી થતી, લવરની લલના અંતે મુંબઇ છોડીને વિશળપુર આવી; ઘરની ઉઠી વનમાં ગઇ, તો ત્યાં પણ આગ લાગી !

ખરે, દેશી રાજ્યનાં તંત્રનો ખ્યાલ નિર્મળ લીનાને ક્યાંથી હોય ! રાજપ્રપંચમાં પ્રવીણ થયલા પુરૂષોનો ચમત્કાર તો તેજ જાણે ! લીનાં અહીં શી સ્થિતી ભોગવે છે, તે જોઇએ !

---

# પ્રકરણ ૩૬ મું.

## રાજ-શીખ !

"દિવાનજી ? ગઇ કાલની ખાનગી મુલાકાતથી આપણા પોલીટીકલ સાહેબ મી૦ સ્ટીલને બહુ સારી અસર થઇ !" પ્રિન્સ સાહેબે પોથું ઉખેળ્યું.

"હા, ગરીબ પરવર ! ઠાઠ પણ તેવોજ હતો—"

એ સર્વ તમારી બૂદ્ધિ ચાતુર્યતાની ખુબી હતી, પણ હવે તેમને પાર્ટી વેળા શું કરવું ? સાહેબને વધારે શું ગમ્યું !"

"આપ નામદારે નજરાણામાં મૂકેલી વીંટી તેઓએ ધારી ધારીને જોઇ."

"ખરેખર એ વીંટી નમુનેદાર છે. પારીસના ઝવેરીએ ઘણા નંગમાંથી એ એક આપેલી છે. પણ પોલીટીકલ સાહેબના ઉપકાર કને એ વીંટી ભારે નથી; કેમકે સ્ટીલ સાહેબ જો મહેરબાન થયો ન્હોત, તો વિલાયતગમન થઇ શક્ત નહિ ! તેણે પૈસા અને સગવડ સારી રીતે કરી આપી."

"અને આપે પણ તેના માનમાં એ નિમિત્તે પાર્ટી કરીને ઠીક પ્રસંગ કર્યો."

"પણ એ મહિમા મીસ લીનાંને પસંદ નથી પડયો. આહા ! ખરેખર એક અંગ્રેજ બાનુની હમેશની હિમ્મત પ્રમાણે તેણે મને સ્પષ્ટ અને સ્વતંત્ર રીતે જણાવ્યું, કે "દેશી પ્રિન્સો જ્યારે સાહેબોની ખુશામત કરે છે, ત્યારે તેઓ પ્રિન્સોને નબળાઇના નમુના તરીકે ગણે છે. એક તરફથી સારી પરોણાગત મેળવે છે; ને બીજી તરફથી શકની નજર પેદા કરે છે. રાજ તરફ ડોળો રાખે છે. નબળાઇનો વખત નજદીક આવતો જોઇને સ્વારી કરે છે. પણ તેમાં

તેઓનો દોષ નથી. મોટા અધિકારીઓને લાલચમાં નાખીને તેના પ્રમાણિકપણાનો અવળે માર્ગે લાભ લેવા ઇચ્છે છે, જો કે તેમ કર્યાથી સ્ટેટો લાભ મેળવવા બદલે ગુમાવે છે, અને સાહેબો પ્રમાણીક રહીને પોતાની ફરજને સારૂં માન આપે છે."

"ખરે, મીસ લીનાંના વિચાર ખોટા નથી. આપણે બ્હીકણા છીયે."

"તેમાં નવાઇ નથી બ્હીકણા કયારે હોય, કે જ્યારે મનમાં કંઇક અપરાધનો ભય હોય !"

"યેસ! કાં તો જાતમાં પારકું લોહી, અથવા કોન્ડકેટમાં શક !"

"એમ હોવાથી બ્હીવું પડે; ને સાહેબને રાજી રાખવા પડે !

"પણ તેમ કર્યાથી તેઓ શકમંદ બને છે; અને આપણા રાજ્યને હર વખતે હર બહાને દબાવતા રહે છે."

"પણ જો આપણે આપણી ટેકમાં રહીએ તો ? ખરેખર આપણી પરવશતી આપણેજ કરીએ છીયે. આપણે અપ્રમાણીક થઇને બીજાને બનાવવાની કોશિષ કરીએ છીયે, તેથી આપણે ફસી જઇએ છીયે. મીસ લીનાંનું કહેવું ખોટું નથી !"

"બીજી નજર કયાં ઠરી, વારૂ !"

"તેઓ મીસ લીનાં તરફ વારંવાર જોતા હતા !"

"હા; મેંપણ ઘણીવાર માર્ક કર્યો. ખરે મીસ લીનાંનો મનોહર ચ્હેરોજ આકર્ષક છે. રખે સ્ટીલ સાહેબનો ડોળો તે પર બેસે !"

"જો તેમ થાય તો સારૂં ? મી. મેકલીન પ્રત્યે તેના અંતરમાં બહુ ખોટો વિચાર છે, એ દૂર થાય; એ નિમિત્તે આપણી વગ બંધાય !"

"દિવાનજી? મીસ લીનાં એમને માટે અહીં આવા નથી !"

"ત્યારે કોને માટે આવી છે ? વળી યુરોપીયન કંઇ દેશીને તો

પરણવાની નથીજ ? અને મી. સ્ટીલ જેવો જુવાન, ચાલાક તેમજ હોદ્દેદાર અંગ્રેજ હાલ બીજો અહીં કયો તૈયાર છે ? "

" સ્નેહ આગળ યુરોપીયન કે દેશી ગણાતો નથી-પોલીટીકલ કંઇ રાજાની પદવી જેવો ન ગણાય ! "

" સમજ્યો ! ત્યારે મીસ લીનાં કદાચ રાજભૂવનમાં—

" હા; જો ભાવી હોય તો ! પણ દિવાનજી ! મીસ લીનાં વિષે જનાનામાં કંઇ અફવા ચાલે છે ?

" મને તો માત્ર એટલી વાત લાગી છે, કે રાણી સાહેબો કંઇ તેમના આવ્યાથી રાજી નથી થયાં ! "

" શા કારણે ! કંઇ વહેમ ભરાગો છે ? "

" તે તો પ્રભુ જાણે, પણ કચવાટ ઘણો છે. "

" વારૂ, તે તો કદાચ દેશી બુદ્ધિ જડ હોવાથી, ને અંગ્રેજ સોસાયટી જોઈ ન હોવાથી, પોઝીશન ને એટીકેટ માટે વારંવાર તકલીફ લેવી પડે, એવાં કારણોએ અંગ્રેજબાનુનો સહવાસ પસંદ નહિ હોય, પણ બીજી રીતે મીસ-લીનાં તો નાખુશ નથી કની ? "

" ના, હજુર ! મીસ-લીનાં તથા મી૦ મેકલીન માટે સઘળી સગવડ કરેલી છે- "

" વારૂ; આપણી નાટક કંપની માટે શું કર્યું ? "

" મી૦ છગન તથા મગન તો જાણે, કે આપણા મહેલમાંજ વસે છે ! અને જે નવી નાટક મંડળીનાં માણસો આવ્યાં છે, તે સર્વે આપણા નવા પ્રીન્સ થીએટરમાં રહે છે. "

" પરંતુ નવા ખેલને કેટલી વાર છે ? મ્હારો વિચાર તો પાર્ટીને ટાંકણેજ સાહેબને નાટક દેખાડવાનો હતો. "

" પરંતુ કવિરાજે ત્રીજો અંક પુરો નથી કર્યો ! "

" ત્યારે કોઈ બીજા કવિને બોલાવો ! આજ કેટલા મહિના થયાં

શું તે માંખ મારે છે?"

"બાપુ! એ કવિરાજ તો રાજા છે! તેને બબ્બાની બાટલી જોઇએ છે; તે તો પુરી પાડીએ છીએ, પણ કોકેન ક્યાંથી લાવવું?"

"કોકેન? તેને શું કરવું છે?

"કવિરાજ જ્યારે કોકણુ ખાય, ત્યારે તો પેલા અરીણી પેઠેમ ગુજરાતી વિચાર સુઝે!"

"આપણે તો વ્યસન હીણુ કવિ જોઇએ! સુધરેલા જમાનાનો અને રસવાદી જોઇએ!"

"બાપુ? એવો તો કદાચ મોટે ખર્ચે મળે! પણ તે સ્વતંત્ર હોય! આપને તો ગપ્પીદાસ, શૃંગારી અને લ્હેરી કવિ જોઇએ છે!"

"તો પેલા કાઠિયાવાડી કવિરાજને પકડો!"

"તેને પોતાની માશુક જોઇએ!"

"ત્યારે તો તે ન પરવડે! કોઈ એવો કવિ શોધી લ્હાવો કે વ્યસની ન હોય!"

"બાપુ? વ્યસન વગરનો કવિ ખોટો! તેવા કવિ તો ભાગ્યેજ! અને હોય તો બેપરવા!"

"પણ ત્યારે શું નાટક નહિ થાય?"

"થશે, પણ લગાર ઢીલ થશે. આપણા કવિને અનુપ્રાસ મળતા નથી! કવિતા તો બહુ કરે છે, પણ ઝમક આવતી નથી!"

"કવિતા—રચના તો ડાહ્યાભાઇની! ચાહવા! જો પાંચ વર્ષ રહ્યો હોત, તો દલપત ને નર્મદને ભુલાવી દેત!"

"ખરે; પણ હવે તો જે રહ્યા, તેને રડવું!"

"છગન—મગન તો તે વાત નથી કરતો!"

"તેને આપે પુછ્યું નહિ હશે?"

"વારૂ, પણ નાટક કંપની માટે નથી સ્ત્રીઓ આવી?"

"હા; સાહેબ ! એક નીની નામની છોકરી પંજાબથી આવી છે; પણ રૂપાળી તો નથી!"

"ત્યારે તેને શું કરે? ગોહર કે પૂતળી ન આવે?"

"તેના મિજાજ ને તોર ઔર છે!"

"ત્યારે એ નાટકકારને મારો ઝાડુ; અને ગુલાબી રંગના તરગાળાના પોરીયાઓને પકડો!"

"હાજી! તેની સંખ્યા સારી તૈયાર છે, પણ બાપુ! ખર્ચ ઘણો ચડે છે, હો!"

"ભલે હજારો રૂપિયા ખર્ચ થાય, પરંતુ કોઈ દોસ્ત મિત્ર કે યુરોપીયન આવે, તો તેના મોં આગળ રમુજ ધરવા કામ આવે! નાટકશાળા ને કંપની વગરનું રાજ શા કામનું?"

"બાપુ! ગવૈયા તાયફા વગેરે રાજમાં હોય, તો વધારે સારૂં!"

"તેપણ રાખેલા છે, પણ જમાનાને અનુસરતું તો રાખવુંજ જોઇએ."

"જેવી હજુરની ઇચ્છા! તો તે પણ તૈયાર છે!"

"વારૂ એ બધું તો થયું, પણ તમારા ચીરણજીવીના શા સમાચાર છે? મુંબઇમાં પ્રેક્ટીશ કરશે કે કેમ?"

"હાલ તો વાયુના વરસોળા છે! નથી ઇધર કે નથી ઉધર! વળી તેનામાં પાણી હતુંજ શું, કે પ્રેકટીસ કરીને દહાડો ઉધાડે? ભલું થાય આપ મહારાજા સાહેબનું, કે બાપુએ અમારા વડીલને વચન આપ્યું, ને તે આપ મુરબ્બીએ પાળ્યું; કે જેથી રાજ્યખર્ચે ભાઇએ પુછડું મેળવ્યું. અંગ્રેજીમાં મીંડુ; બે વાર મેટ્રીકમાં બેઠા ને ત્રીજી વખત પાસ થયા. કોલેજ તો કાળ જેવી થઇ પડી, ત્યારે ડોસાને પેલા કૃષ્ણલાલે ઉશ્કેર્યો, ને આ પરિણામ આવ્યું.'

"ત્યારે એ પરથી કૃષ્ણલાલનો મુળથીજ બેરીસ્ટર ઉપર ભાવ

ખરો ! રખે પ્રથમથીજ એ છોડીનું સગપણુ તેની સાથે કરવા ધાર્યું હોય !"

"કદાચ તેણે મનથી માન્યું હોય ! ડોસાને તો ખબર નથી. તેણે તો પેલા ભોળાભટને ત્યાં કરેલું; અને લમણુંાજ શુંદરે તોડી નાખ્યું, ત્યારે મ્હારા ચીરણુજીવી વસંતનો વિવાહ કરવો પડયો. છોડી બહુ સું- દર અને ડાહી છે."

"ચાલો, ત્યારે ડોસાનું વચન રહ્યું, ને તમારૂં નામ રહ્યું"

આ પ્રસંગ ચાલે છે, ત્યાં સીપાઇએ આવીને મી. મેકલીનની માંદગીની ખબર આપી. તેને અતિ બિમાર થઈ જવાથી મહારાજા સાહેબનાં દર્શન કરવાની ઇચ્છા જણાવી. પ્રિન્સે તરત તૈયારી કરી, અને મી. મીકલીનને બંગલે પહોંચ્યો !

## પ્રકરણ ૩૭ મું.

### જનાનામાં ઝગડો !

"અલી રખડી ? ત્હારા બાપના સમ, મેલડી માતાના સમ, સાચુ કહેજે; ઠાકોરના ઓરડામાં કાલે શી ગડબડ હતી ?" રાણીએ પોતાની ખવાસણને પુછયું.

"બા ! હું કંઈ બાપુના ઓરડામાં ન્હોતી ગઈ, માનભાઇ અંદર હતા, ખરા !"

"પણ તેં કંઇ જોયું કે નહિ ?"

"જોયુંએ ખરૂં, ને ન જોયુંએ ખરૂં !"

"એટલે ! ખવાસની જાતપર ચાલી કે ? હલકાં તે હલકાંજકની ? ખરી વાત કહેવા બદલે ઉડાવે છે શું ? બોલની, શું હતુ ?"

"બોલતાં જીભ તૂટે તો !"

"હવે એ તો તૂટી ! કહી દેને !"

"બાપુના પલંગપર પેલો છગન-મગન ડાઓ-જમણા લોટતા હતા !"

"એમ કે ! વારૂ-એ પણ ઠાકોર સાહેબને પકડવાનો નવો મુદ્દો મળ્યો."

"બા ? મ્હારૂં નામ ન દેતાં હો; નીકર નાહક મ્હારૂં મોત થશે !"

"ના, ના; મને જોવા-જાણવાના બીજા માર્ગ નથી કે ! પણ પેલી અંગ્રેજની છોકરી સાથે ઠાકોર કંઇ—'

"તે તો બા હું નથી જાણતી ! માનભાને ખબર હશે; જો તે સામેથી આવે છે."

"વારૂ તું જા; હું તેને પુછી લઉં !"

રખડી ખવાસણ અંદર ચાલી ગઈ, રાણી સાહેબે માનભાઇને બોલાવ્યો.

"કેમ માનભા ? આજ આમ નવરો !"

"બાપુ તો સાહેબને ત્યાં ગયાછે, પછી બીજું શું કામ હોય!"

"સાહેબ કયા ? પેલા ઉપરી કે મડમવાળા ?"

"મડમવાળા ! ગઇ રાતે પાર્ટી ને ટોપલી ઉડાડી છેકની, તે મડમને મનાવવા ગયા હશે !"

"તે રીસાયલી છે કે શું ? અહીંયાંપણ જાણે મોઢું તો ચડેલુંજ હોય છે !"

"બા સાહેબ, અંગ્રેજોની તજવીજ આપણાથી થઇ શકે ? એ તો મોટે ઘેરજ શોભે !"

"એ છોડી કેવી રૂપાળી ને સુંદર છે ? તેની બોલી તો જાણે મોતી ખરતાં હોય !"

"હા, તેથીજ બાપુ સાહેબ લઈ આવ્યાકની ?"

"મને તો લાગે છે, કે રખે અમારી શોક્ય થાય!"

"તે પણ બને! રાજાને શું? છાણા વીણતી લાવે!

"તને શું ભાસે છે? સાચું બોલજે!"

"બા, તમારી પાસે છાનું શું રાખવું! હું તો અસલથી છુટ લઈને બોલતો આવ્યો છું. મ્હારો સ્વભાવ ભાટકબોલો છે, માટે કહું છું. ભલે, મડમડી લાગે, પણ બાપુ સાહેબ માત્ર ધીંગા—મસ્તી ને ચુંબનચાટણ કરનારા છે.

"માનભા? આવી ટેવ શા કામની? મહેલમાં મનગમતી રાણીઓનો ક્યાં તોટો છે, વારૂ!"

"પણ તેનામાં વીરત્વ હોય, ત્યારેકની?"

"બીજાની કને પોગળ ખુલ્લું કરવા કરતાં ઘરનો ગોળ ચોરી ખાવામાં શું જાય છે?"

"ટેવ પડી તે ન ટળે! હશે, ગમે તે કરે! તમારે શું હતું તે ગયું છે! વળી તમારૂં નામ પણ ક્યાં તે લ્હે છે!"

"માનભા? કદાચ રાણીઓ ગમે તે રસ્તો લ્હે, પણ હું તો પ્રતિજ્ઞાથી કહું છું, કે મને તો ઠાકોર સિવાય બીજા બધા ભાઈ છે?"

પતિવ્રતાને પારણે, સત્યની બાંધી દોર;
ગળથુથીમાં પાય છે, પતિવ્રતાનું જોર.

"તમારે માટે ઠાકોરનો ઉંચો મત છે—બાકી તો ખવાસ ને ખવાસણો વડેજ આપણા જમાનાનો દરબાર ગાજે છે, માલીકનું ખાઈને તેનું બગાડશે, એની કોઈ દહાડો ચડતી નહિ થાય! આપણે તો મોટી તે મા, ને ન્હાની તે બ્હેન છે."

"ખરૂં છે, માનભા! રજવાડાના જનાના કહેવાના છે. તે કરતાં તો છુટથી હરવું ફરવું સારૂં છે. ઘૂમટામાં સીદણ જેવું મોં હોય, પણ જોનારનો મોહ તો આકાશ જેટલો ઊંચો ટકી રહે છે. મહેલમાં

પુરાયણી વાંદરીયોને બહાર હરવા ફરવાનો ને જગતના વૈભવ જોવાનો ઓરતો થયા કરે, ને આખરે આ સ્ત્રીનો ધણી દરરોજ ક્યાંથી મળે! છેવટે પોતાનું કાળું ધોળું કરે, અને તેની પ્રજા ઉત્પન્ન થાય, તેથી ક્ષત્રી તેજ ક્યાંથી રહે! ”

“ખરી વાત છે; જોકે આપણાં ટેકવાળાં ને જુના ખાનદાનનાં જેટલાં રાજ્ય છે, ત્યાં તો હજી મલાજો, ધર્મ, ને ટેક રહેલાંજ છે; પણ જ્યાં ઘાંચી–મોચીના દીકરાઓ દગાથી સરકારને છેતરીને ગાદીએ બેસી જાય, તેની પ્રજા કેવી હોય! પણ હા; ઠાકોર સાહેબ પધાર્યા–ગાડીનો અવાજ થયો– હું રજા લઉં છું.”

“ હા, જા, પણ વાત પેટમાં રાખજે! અમારે તો ભાવી પર હાથ છે–ગાદી અમર રહે તો બસ છે.” એટલું કહીને રાણી મહેલમાં ગઇ; અને ખવાસ એકદમ ઠાકોરના ઓરડામાં ચાલ્યો ગયો. પ્રિન્સ પધાર્યા અને પાર્ટીની ધામધુમમાં ભાગ લેવાની તૈયારી કરી.

---

## પ્રકરણ ૩૮ મું.

### મીયાં ભાઇકા આધા દાણા.

“બાપુને કહું, કે પાટીમાં ફુલ–મેવા વગેરે પુરૂ પાડી દીધું છે, હો! પણ હવે ભાવ અને હિસાબમાં લગાર રહેમ રાખજો; આપ તો મોટા માણસ છો–ઘરના ખાનગી કારભારી છો–ગરીબપર દયા રાખજો.”

“મેઘા! તું જાણે છે તો ખરો, કે અમે પણ પેટ વાસ્તે નોકરી કરીએ છીએ”. કારભારીએ કારભાર સમજાવ્યો.

“તેની કોણ ના કહે છે, બાપા! વર મરે કે કન્યા મરે, પણ તમારા સતપદીના સાત નહિ જાય! ગોરનું તરભાણું ઠાલું નહિ જાય!”

“ તો ઠીક; વળી કહેશો, કે કહ્યું નહિ! આ કાળીઆ કંદોઇને

પણ કહી મુકજે ! છોકરાની વહુની પરમ દહાડે અધરણી છે. એમાં સેવ–ગાંઠીયા અને જલેબી જોઇશે, તે બધું પાર્ટીના આંકડામાં છે !"

"કાળીયો તો કહેતો હતોજ કે કારભારી સાહેબના ઘરના કાર-જમાં જોઇતો માલ મ્હારે માથે ચોંટી ચુકયો—એની પાસેથી કંઇ આંકડો લેવાશે ? એ તો રાજના કોઠાર–ભંડારમાંથી મુઠી–ચપટી વધારી આપશે, તો બસ છે !

"તમે તમારે મનગમતો આંકડો કરી લાવજોની ? પણ જો જો હાં ! વાણીયાગત ન ભૂલતા ! બે ચાર ગાળો ખાજો, ગડબડ કરજો, ધાંધલ–ધરપચ, ને બૂમ–બરાડા પાડજો–ઠાકોર સાહેબને કાને અવાજ ગયો, કે એજ વખતે હુકમ થઇ જશે. હું ખેંચતાણ કરીશ, તમે મ્હારૂં વાંકું પણ બોલજો–કરકસરીયો, ગળકટ્ટો, કંજુસ વગેરે કહેજો, ગોળચટો ન કહેતાં હં ! હા." કારભારીએ પ્રપંચ શીખવ્યો.

"એ વાતની ફીકર નહિ; ગમે તેમ પણ વાણીયાના દીકરા છીયે !"

"મીયાં ભાઇનો આઘો દાણો રાખજો. આ એટલામાં સમજી લેવું."

"વારૂ, બાપા ! હવે મારવું કે ઉગારવું તમારા હાથમાં છે; રાજા તો રાજા છે."

"ઠીક, જા–થોડા દહાડા પછી આંકડા ચુકશે, ત્યારે બોલાવીશું."

"વારૂ સાહેબ !" વાણીયો નમીને ગયો, અને ખાનગી કારભા-રીએ પાટીનો ટાપલો કરી દીધો, આંકડાપર આંકડા ચડાવીને માંકડાં નમાવી દીધાં, ખીસામાં દસ–વીસ વીસુ નાંખી દીધા. મોટાના ઘરમાં નોકરી કરે, ને પેટ ન ભરે, તો કામનું શું ? એ તો—

**गम्यते यदि मृगेन्द्र मंदिरम्**
**प्राप्यते कलौ कपोल मौक्तिकम्**

"સિંહના દર પાસે જાય, તો હાથીના ગંડસ્થળ માંહેનાં અમુલ્ય મોતીજ મળે."

———o———

# પ્રકરણ ૩૯ મું.

## મેકલીનનો સ્વર્ગવાસ! અટુલી લીનાં?

"બેટા, લીનાં? દુનિયામાં તને હું એકલી કરીને જાઉં છું. કુદરતનાં તેડાં આગળ કોઇની અટકાયત ચાલતી નથી. કુદરત ત્હારી તરફ દયાળુ દીસતો નથી. મ્હારો સંસ્કાર પુરો થયો.છે. જેમ ત્હારી માતાના ગર્ભમાં તું એકલીજ રહી હતી, તેમ હવે તું ભાવીને તાબે થા—માબાપ કંઇ સદાકાળ બેસી રહેતાં નથી—મ્હારી ફરજ અદા કરવનો વખત ન આવ્યાથી હું બહુજ દિલગીર છું; અગર જો મેં તને લગ્નવતી જોઇ હોત, તો હું વિરામ પામત! મ્હારો રોગ કફોડો હતોજ; મુંબઇ છોડતાં મ્હારૂં દીલ ચાલતું નહતું, પણ ગરીબાઇ! રંક ગરીબાઇને લીધેજ આ સાહસ કર્યું; મ્હારી નિર્દોષ બેટીને વૈભવની મોજ ચખાડવા આ આ પગલું ભર્યું: પણ લાચાર! કુદરતે યારી ન આપી. બેટી! હવે હું થોડીજ પળનો મહેમાન છું." મી૦ મેકલીને અવશાન સમયે પોતાની દીકરીને થોડા શબ્દો કહ્યા.

"પપ્પા? ખરેખર શું મને અટુલી કરી જશો? શું હું હવે આ દુનિયામાં એકલીજ રહીશ?" લીનાં રડતી બોલી—

"બેટા! સંધના મેળા પેઠેમ સૌ મળે ખરાં, પણ અંતે તો એકલુંજ રહેવાનું છે. તું અવતરી, ત્યારે ત્હારી જોડે બીજું કોણ હતું? તેં માયાનાં સંગી માની લીધાં, એટલે હવે તું એકલી જણાય છે! તોપણ ના, તને ત્હારો ખાવીંદ મળશે. કહે, બેટા! ત્હારૂં દીલ કોઇ પ્રત્યે લાગેલું છે?"

"દીલ! બળ્યું દીલ! બળ્યો અવતાર! જગતમાં બેવફાઇએ દીલપર ડહામ દીધો છે."

"નિરાસ ન થા ! ભાવી બગડી ગયું નથી, પ્રભુ તને સહાય થશે. જગતમાં દુઃખ પણ કાંઇ સદાય કાળ રહેતું નથી. રાત પડયા પછી પ્રભાતની આશા રહે છે. તું નમણી છું, ડાહી છું, પ્રભુએ તને રૂપ રંગ ને ગુણ આપ્યા છે. જ્યારે તેણે એટલી કૃપા કરી છે, ત્યારે શું તને ભરથાર નહિ મળે ! દીકરા ? તું નિરાશ ન થા !પ્રભુ કૃપાળુ છે."

"પપ્પા ? ભલે મને ભરથાર ન મળે, પણ મને આશરો હોય તો બસ છે."

"વિશાળપુરના પ્રિન્સ તને આશરો આપશે, તેના પર મ્હારો અનહદ ઉપકાર છે. "તે કહેવાનો વખત રહ્યો નથી; પરંતુ જો તેઓ અહીં પધારશે, તો ખાત્રી કરી આપીશ–" મી૦ મેકલીને પ્રીન્સને યાદ કર્યા, ત્યાંજ તેમની ગાડી આવી—

": બેટા ! મહારાજા સાહેબની ગાડીનોજ અવાજ છે." મેકલીને ધીરે સ્વરે કહ્યું.

"હા; પપ્પા ! હું તેમને તેડી લાવું !" લીનાં ઉઠી, અને પ્રિન્સને લ્હેવા ગઇ. પ્રિન્સે શેકહેન્ડ કરી, ને લીનાં સાથે અંદર આવ્યો.

"વેરી સોરી, મી૦ મેકલીન ? જો હું એમ પ્રથમથી જાણુત તો આગ્રહ કરીને અહીં ન લાવત !" પ્રિન્સે કહ્યું, ને બન્ને પાસે બેઠા—

"મ્હારા નોબલ પ્રીન્સ ? બનવા કાળ છે, તે મિથ્યા થતું નથી. હવે માત્ર મ્હારી છેલ્લી એકજ વિનતી છે, કે અગર જો હું તમને કંઇ પણ ઉપયોગી થઈ પડગો હોઉં, તો તેમ; અગર મ્હારી તરફ તમારી માયાળુ લાગણી છે, તેની આ મ્હારી અનાધાર કન્યાને સંભાળજો." એટલું કહેતાં મેકલીન રડી પડયા, લીનાંનું હૃદય પણ ભરાઇ આવ્યુ.

"મી૦ મેકલીન ! તમે મ્હારા ફાધરની ગરજ સારી છે. મ્હારા જન્મદાતા જુદા છતાં, યોગે કરીને હું રાજકૂળમાં આવ્યો: અને તેને

તમે ટેકો આપ્યો ! તમે મ્હારૂં સર્વ વૃતાંત જાણો છો. રાજની રીત-ભાતથી તમે વાકેફગાર છો. મહારાજાએ પુત્ર માટે ફાંફાં માર્યાં, ને છેવટે આ રાજ્યપદ મને મળ્યું; અગર જો આપ જેવા અમલદાર રાજ્યપર ન હોત, તો હું ભ્રષ્ટ થઇ જાત ! પરંતુ આપે ગવર્નમેંટ સુધી ખરા વારસ હકકદારનો રિપોર્ટ કરીને મને રાજ અપાવ્યું છે; જો કે તેમ કરતાં આપ સસ્પેંડ થયા, વર્ષાશન ખોયું, ને એની અસરથી આ હાલતે પહોંચ્યા, આ વાત મ્હારાથી અજાણી નથી. રાજ તરફથી આપને નામનુંજ વર્ષાશન હાલમાં મળે છે, કારણ કે હજી મ્હારી સત્તાને બહુ વખત થયો નથી; તોપણ આપ ખાત્રી રાખજો, કે આપના ઉપકારનો બદલો મીસ લીનાને આપીશ. કહો આપની તથા લીનાંની ઇચ્છા શી છે ? ”

“ મ્હારી બેટીનું માત્ર પોતાનું ભાવી બીજે બંધાય, ત્યાં સુધી આશરો માગે છે.”

“ આ રાજ ને રાજમહેલ તેમનાં છે. ”

“ પ્રિન્સ સાહેબ ? દેશી રાજ્ય અને રાજાનો મને અનુભવ છે: તેઓ કયે કાળે શું બોલે છે, ને શું કરે છે, તે કંઇ મ્હારાથી અજાણ્યું નથી; માટે—”

“ હું કહેતાં શરમાઉં છું, મ્હારી જીભ અચકાય છે; પણ જો મીસ લીનાં ચાહે, તો મ્હારી જીંદગી તેમનેજ—”

“ મતલબ કે મીસ લીનાં દેશી રાજની રાણી થઇ શકે ! ” મી. મેકલીને ઠંડે પેટે અર્થ કર્યો; મીસ લીનાને કાને માત્ર શબ્દ નાખ્યો. હુકમ કે ઇચ્છા ન દેખાડી–

“ પપ્પા ? તમારો શબ્દાર્થ હું સમજી; પણ આ દુ:ખદ વખતે એ વાત કરવાની નથી ! જો પ્રિન્સની મ્હારી પ્રત્યે શુભ લાગણી હોય, તો હાલ મને એકાન્ત આશરો આપે ! ”

" તમે જે માગશો, તે હું આપવાને બંધાઉં છું. હું સોગનથી કહું છું, કે તમારી સઘળી ઇચ્છા મ્હારે પૂર્ણ કરવી."

પ્રિન્સે આ પ્રતિજ્ઞા જાહેર કરતાંજ મી. મેકલીને દેહ છોડયો. મીસ લીનાંએ કારમી ચીસ પાડી–પ્રિન્સનું દીલ દુઃખથી ભરાઇ આવ્યું. નોકર–ચાકરો હાજર થઇ ગયા. નગરમાં ખબર પડી. દિવાન અને બીજા મોટા અમલદારો આવી પહોંચ્યા. ડોકટર આવ્યો. અણુધારી પીડાથી ડોકટરી મદદ કામ ન આવી. છેવટે મી. સ્ટીલને ખબર પડી, અને તેણે દિલાસાનો સંદેશો મોકલ્યો. મીસ લીનાંને પોતાને ત્યાં આવવાનો આગ્રહ કર્યો–ગુપ્ત વિવેક કર્યો.

થોડા કલાક એ ગડબડ ચાલી; અને છેવટે મી. મેકલીનનો સેજદો થયો. પ્રિન્સે તેની દેહપર કબર ચણાવવાનો હુકમ આપ્યો; ને મીસ લીનાં હાલ તો રાજમહેલમાં રહી, આ ખબર વર્તમાનપત્ર-દ્વારા તેની સખી મનુએ જાણી. હવે ત્યાં શું થયું છે, એ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૪૦ મું.

### પ્રેમીના પત્રો.

પ્રભાતમાં પક્ષીઓ કિલકિલ કલ્લોલ કરી રહ્યાં; નવલકિશોરીઓ પતિની સોડમાં સંતાતી છુટી પડી; અભાગિણી વિયોગીની સ્વપ્નાનો વિલાસ ભોગવીને જાગૃત થઇ; અને ધ્યાની–જ્ઞાનીઓ દેવ પુજામાં પ્રવૃત્ત થયા; આ આનંદકાળે સુઘરેલી સુંદરી મનોરમા સ્વપ્નામાં કંઇ કંઇ ભ્રમ ભાળીને ઉઠી! પીયુને પરકીયા સાથે રમતો દીઠો! વિલાયતી મેવો ખાતો દીઠો! કાળી દરાખપર અભાવ દેખાડયો. સફેદ જાબુનો મોળો સ્વાદ આંખમાં ગમતો–રમતો લાગ્યો! પતિને ઠપકો

આપવા તત્પર થાય, હજી લગ્ન દિવસનું મુહુર્ત જણાવે, ત્યાં પ્રિયતમ. નો પત્ર આવ્યો. વિયોગી શુક બીજું શું લખે ? સારિકાના રમણુની ઘડીનું વર્ણન, અથવા વિરહી રાત્રીના વિયોગની કથા ! કથામાં માત્ર પ્રિયાનું સ્મરણુ અને રૂદન; પણુ આ કથા–પત્ર તો હજી પ્રેમ–સંયોગી પુંડરીક અને મદલેખા અથવા દુષ્યન્ત ને શકુન્તલાના લેખ જેવો હતો, હજી પોપટજી ઉભી પાંખે ઉડતા હતા, પેલી વનસારિકાને મોહાવતા હતા, સતાવતા હતા, મુંઝાવતા હતા, રિબાવતા હતા !

મુંઝાયલી મનુના હાથમાં પત્ર આવતાં પ્રેમીના અક્ષરો જોઇને આનંદ પામી–અધીરી બાળાએ તત્કાળ કાગળ ઉખેડયો, અને હર્ષથી વાંચવા લાગી ! મનનો સંદેહ ટળવા લાગ્યો, રાત્રીનો ભ્રમ હરવા લાગ્યો. પરકીયાનો પ્રસગ તો માત્ર સ્વપ્નું હતું !

ખરે ! નિર્દોષ મનુ શું સમજે કે જે સ્વપ્નું થયું છે, તે રાત્રીનું સ્વપ્નું છે ! સુંદર તો ખરેખર પરકીયાનો પ્રસંગી બન્યો છે.

“ પ્રિય રસઘેલી રાધે !

મનનું સમાધાન કરનારી મનુ ! અરે, મનને રમાડનારી મનોરમા ? ભૂખ લાગી છે, ને ભાણામાં પીરસાયું છે. સ્વાદ ચખાડયો છે, ને રસ અનુભવ્યો છે. હવે કાચી ભૂખે ટળવળવું પડે છે. લગ્ન પ્રસંગને બહુ દિવસ નથી. આવતી કાલે હું મ્હારા મિત્ર મંડળ જોડે ડુમસ આવી પ્હોંચીશ, પણુ બે દિવસનો અન્તર તો યુગ જેવો થઇ પડશે !

પ્રિયા ? વિયોગની ઘડી કેટલી દુઃસહ છે, એ પ્રેમી વિના કોણુ સમજી શકે ? પેલા મેઘદૂતની અવસ્થાએ હું પહોંચ્યો છું, અને મને લાગે છે, કે રખે તું શકુન્તલાની દશા ખાતી હોય !

કવિત.

સાચત શોધતહેં મિલવો, પઢવો ગુન પંડિત મેંન અખારેં,
ઘોસ નિશા જુજ પત્ર ધરી, બિરહાનકે અંક હમેશ બિચારેં;

નૈનકે જલ કુંભ ભરે ધુનિ, ધ્યાન બિધાનકી ટેક સુધારેં,
પ્રેમકો જંત્ર નલી સુરતા મધિ, સાગર મિંત ન છત્ર તિહારેં.

"મળવાના સમયને શોધીએ છીયે, અને તે ગુણુ મન્મથરૂપી પંડિતના અખાડામાં ભણીએ છીયે; ત્યાં રાત–દિવસ જુજવાં પત્ર અને આંખ્યોરૂપી પાણીના ઘડા ભરીએ છીયે, તેમ ધુન ધ્યાનથી વિધાનની ટેકને સમારીએ છીયે, અને વળી પ્રેમના પત્રમાં સુરતારૂપી નળીમાંથી સાગર મિત્ર નક્ષત્રને નિહાળીએ છીયે !"

પ્રેમ વૃચ્છ પલ્લવ પરસિ, લાલા બિરહ અપાર;
મન લૂતા તંતા સુરતિ, નિશદીન કરત વિહાર.

"પ્રેમરૂપી ઝાડનાં પાંદડાંને સ્પર્શી, વિરહરૂપી અપાર લાળનો મનરૂપી કરોળીયો, પ્રીતિથી તાંતણો કહાડીને, રાત દિવસ તેમાં વિહાર કરે છે!"

"પ્રિય મનુ ? એજ રીતે આ વિરહીની અવસ્થા છે–પ્રભુ આ દુઃખ દર્દનો અંત લાવે ! ત્હારૂં દર્શન ચાહું છું !—

ત્હારો સુંદર."

મનુએ પત્ર વાંચ્યો; અને પ્રિયતમને પ્રત્યુત્તર લખવા મંડી. આ ગુણજ્ઞ અભિસારિકા વળી બેરીસ્ટર કરતાં કયાં કમ છે ? તેણે તેવાંજ દૃષ્ટાન્તોથી પરસ્પર મન સમાધાન કર્યું. પ્રથમ તો તેણીને બાગમાં જે આભાસ લાગ્યો હતો, તેજ સ્મરણમાં આવ્યો–( જુઓ પૃષ્ટ ૮ રંગકી રંગ રહો મીલકે ) પરન્તુ નવીન નવીન રસ–પ્રસાદ આપવા નવાંજ કાવ્ય દર્શાવ્યાં.

" હૃદયાધાર–પ્રાણગોવિંદ પ્રિયતમ્—

પ્રેમપત્ર પહોંચ્યો–આનંદે વાંચ્યો—' સ્ત્રીયા કામા દશા ગણા ' એ વાક્ય આપ જાણો છો. પુરૂષો કેટલા વ્યાકુળ, અધીરા અને નાજુક મનના હશે ? સ્ત્રીઓ કોમળ, નાજુક મનની અને પુરૂષ કરતાં દશ·

ગણી કામાતુર છતાં, છેવટ સુધી, અને તોપણ પોતાના સ્વામિની સોડમાં સુતેલી છતાં હઠીલી, આગ્રહી રહે છે. વિરહથી વ્યાકુળી ને કામ–ઘેલી યુવાન કુમારી મદનના મારથી પરવશ પડેલી છતાં પુરૂષો જેવી આકળી, નબળી ને નિર્લજ્જ બનતી નથી! તમે તો બહુજ અકળાયલા લાગો છો!

વ્હાલા! લગ્ન દિવસ પરમ દહાડે છે. પિતાશ્રી રીટાયર થયા છે. અમદાવાદનો નિવાસ આવ–જાવ માટે રહેશે. ડુમસનો બંગલો સદાકાળ જીવન સાચવનારો ગણાશે. વાસ્તુનું મુહૂર્ત્ત અને સ્વયંવરનો મંગળ મહિમા ઉજવવા માટે અમે આજ રાતની ટ્રેનમાં ત્યાં ઉપડી જઈશું. સામાન ને સાહિત્ય વગેરે સૌ પહોંચી ગયું છે. આપ અને મિત્રમંડળ માટે અલ્હાયદો બંગલો લેવાયલો છે, અને ત્યાંપણ સાહિત્ય ગોઠવાઇ ગયું છે. મ્હારા લગ્ન પ્રસંગપર પિતાશ્રીએ ઉમદા વસ્ત્રાલંકાર લઇ લીધા છે. હવે વિલંબ નથી! આમંત્રણ પત્રિકાઓ રવાના થઇ ગઇ છે, ગરમીની સીઝન હોવાથી મુંબાઇમાં મિત્રમંડળ નથી. તેથીજ ડુમસમાં લગ્ન કાર્ય રાખ્યું છે. એક પંથ ને બે કાજ! મન–શંભુ? પ્રેમનાં લક્ષણોમાં સમાયલી ચાતુરી કયા પ્રકારે પ્રકટ કરૂં?

કવિત.

'ગોમન વ્યોમન ધોમ ઉઠે ધગી, રોમન રોમનસેં જગી જારે,
ગાંત સિરાત નહી દિન રાતિ સોં, બાતન જાત કછુ બિસતારે;
ભીતર ચીતર ચિંત રહ્યો સુ, પ્રતીત નથીત રહ્યો જીય દ્વારે,
નાગરતાઇ કહા કરીયે, ચિતકી તુમ સાગર જાનનહારે.'

"વિરહાગ્નિની આગને લીધે પૃથ્વી અને આકાશ તપી ઉઠે છે, ત્યારે શરીર સળગીને રોમ રોમને બાળે છે, અને દીન–રાત ઠંડુજ થતું નથી; એ વાત કંઇ વિસ્તારે વિસ્તારી જતી નથી, પણ હૃદયમાં ચિત્ર ચિતરાઇ રહેલાં છે, ને તે પ્રતિતીને લીધે જીવ બારણે સ્થિર

થઇ રહ્યો છે. ત્યાં ચતુરાઇ શું કરીએ? તમે પ્રેમની વાતને, હે સાગર! જાણવાવાળા છો.

"ભીત ભયો ચિત્ત ચિત્ર લખ્યો, તન નિંદત નીરજ નંદ દગારો,
અંગ ઝરે મુરઝાય પરે પુનિ, ચાહત ચંચ અંગારકો ચારો;
સુર પ્રભા પ્રકટયો તો કહા સબ લાગત હે જુ હલાહલ ખારો,
દેખો પ્રબીન ચકોરકે નેંનન, ચંદ ગયો તો ભયો અંધીયારો."

"મનમાં ભયભીત થઇને આલેખાયલા શરીર જેવી સ્તબ્ધ બની.........એ પ્રેમી શરીરે બળે છે, મુંઝાઇને પૃથ્વી પર પડે છે, છતાં ફરી ફરીને ચાંચથી અંગારાને ચાહે છે.

જુઓ, કે ચકોરની આંખ્યોને તો ચંદ્રમા ગયો, એટલે અંધારૂંજ થયું, અને એજ માફક આપણી આંખ્યોનું સમજવું.

પ્રાણાધાર? હવે મેળાપની પળનું ગણીત શરૂ થયું છે.

પાતી પંથિક દેહ, નેહ નગર કીનો બિદા;
નિજ મન બઢિત સનેહ, ઉમંત મલિન આગમઉગમ."

પત્ર, હલકારાને દઇને નેહ-નગરભણી વિદાય કર્યો, અને તેથી પોતાના મનમાં સ્નેહ વધી ગયો; તેમ મિત્રને મળવાની તક આવવાથી રળીયાત-રંગીલી રજુ-રાળયામણી રજુની ભેટ ચાહી; ને મન ઉમંગી બન્યું!

વ્હાલા પ્રેમ યોગી! વધારે શું કહું!

સીત ધામ જલમેં સદા, તપે જપે મુખ નામ;
ચલે જયું ચાહી રીતસેં, મિલે પ્રેમકો ધામ.

શીત-ટહાઢમાં, ધામ-તાપમાં અને જળમાં સદા તપશ્ચર્યાને તપે, અને મુખવડે નામ જપે, એ પ્રમાણે જો ચાલે, તો તેને પ્રેમનું ધામ મળે."

વ્હાલા? વેગે આવજો, વિરહીણી વનિતા વાટ જોઇ રહી છું.

પ્રેમનાં લગ્ન તો થઇ ગયાં; પિંડનાં લગન રહ્યાં હોય તો પુરાં કરીએ, ને પછી પ્રેમકુંડમાંથી રસ–જળ લઈ લઇને પીયે ! અમૃતથી કોણ ધરાયું છે ? જે અમૃત અમૃત છે, તે અમૃતમાં ઝેરછે. પીનારની ખુશી હોય, તો અર્થ સમજાય.

લી૦ આપની

મનુ

પ્રેમીયોના પત્રની પરસ્પર પહોંચ મળી; અને દર્શન પણ થયું. પંખીઓને વળી પાંખથી ઉડવું, પછી વિલંબ શો?...........

---

## પ્રકરણ ૪૧ મું.

---

### ભોળો ભાણીઓ.

"દાદી માં ! સુંદરભાઇ કુમહ પયણવા જાય, તે જાનમાં મણુખ ચેટલાં ? હું ને મ્હારી શરલી જાવાની કે ?"

"મેર મારા રોયા ! એટલીએ ખબર નથી ! વળી સુધરેલા લોકોના લગનમાં જાન કેવી ? અને સુંદરભાઇનાં લગન આપણી વિધી પ્રમાણે ક્યાં થવાનાં છે જે ? તે તો સુધારા પ્રમાણે થશે !" ડાસીએ કહ્યું.

"માં ? ત્યારે સુધારાવાળા તે કોણ ? એ કાળા લોક કે ગો. રાઓ કહેવાય ?"

"તે તો હું નથી જાણુતી ! પણ લોકો વાતો કરે છે, કે જે અંગ્રેજની ચાળો વટલાવે, તે સુધરેલા કહેવાતા હશે !"

"હમજ્યો ! હું પણ ઇમજ જાણતો તો ! આપણાં દેહી કપડાં –પહેરવેહ ન પહેરે–ઘડી ઘડીમાં અસ્ટમ–પસ્ટમ ને ગડબડ હડબડ કરીને મિજાજ ફેરવી નાખી રાતો તાંબા જેવો થઇ જાય; ને પગ

હાથ અફાળે, તે હુધરેલો કહેવાય !"

"અને તેને આપણી વાતો કે કામ ન ગમે તો !"

"હા, માં; ખરૂં કહ્યું ! તે લોટાએ પાણી ન પીયે ! ઇને ગલાશ જોઇએ ! સોડાવાટલાનું પાણી જોઇએ, ને કરાના પાણીના ગાંગડા નાખીને પીયે ! બુટ ને મોજાં ને ટાટ ચોરણા–પાયજામા પહેરવા જોઇએ. કૂતરાના પટ્ટા જેવા ગળામાં સરપોલીયાં ધાલવા જોઇએ. એ વાળંદ કે ધાંયજા યા હજામ પાહે મવાળા ન કહડાવે ! કાં તો હજીયો લઇ હાથે ડાઢી બોડવા મડે, અથવા તો છાપમાં જાય ! મા ? પસી ન્હાય નીં હોં ! માથું ધોવું હોય તો ધુએ, નહિ તો મોં શાફ કૈયાં વના ચા પીયે, એનું નામ હધારો !"

"અને તેં સુધરેલી બાઈડી જોઈ છે ?"—

"હોવે તો ! અમદાવાદમાં વરી થોડી ઘણી તો દેખી છે તો ! ઇ પણ પારહણ પેઠે માથાનાં જીંથરા કપાળપર ફરફરાવે જો ? ને મા ? હાસું માનજો હોં. એક વખત મમ્બાઇમાં મેં જોએલું જો ! બાઇડીઓ હજામ કને વાળ કતરાવતી હતી ! વાળ મેં જોયેલા ! ભાયડાઓ પહેરે કની, તેવી કડીઆની બાંય જેવા કમખા બાઇડીયો પહેરે ! પગમાં બુટ ને હાથમાં સતરી રાખે ! કેટલી તો ચહમાં રાખે, ને ગ્રોટ–પીટ કરતી હાલે ! મોટી માં ! ઇનાથી આપણું ઘર હાલે કે ?"

"અરે તેનું નામ ન લઇશ ? આ ભાઇસાહેબ સુધરેલી લાવશે તો ખરા, પણ ઉપાડવી પડશે, ત્યારે જણાશે."

"મા ? ઇ કરતાં તો આપણી હાદી–ગરીબડી વહુ બહુ હારી ! ધમકી આપી, કે ખુણામાં ચપ ! ન સાયલાનું નામ લ્હે, કે ન કાપડું માગે !" મળહકામાં ઉઠીને બે પાલી ઘંટીમાં દળી કહાડે; અને ભળ-કડીમાં પોણીની પોશ હેલ લાવતા કને, ઢોર–માટનું કામ કરે; અને હારા ઘરનાં તો દયણું દળે હો; પણ બીજું ઢોર–માટનું ન કરે !

વહેલાં ઉઠી, નાઇ-ધોઇ દેવદર્શન કરે, ઘરમાં ઝાડુ-પાણી કરીને તરત રસોઇ કરવા મંડી જાય. લોટા-વાસણુ ઉજાળે, ને અઓટ, પાટલા પણુ સાફ કરે ! હુધરેલી બાઇ ઇવું તો ન કરે !"

"એ સુધરેલી તો મોટા લખપતીનાં ઘરમાં શોભે ! આપણા મધ્યમ વર્ગના ઘરમાં તો ઘરરખુ બૈરી પોસાય ! સુધરેલી સવારે પહોરદીવસ ચડયા પછી ઉઠે, નોકર-ચાકર દાતણુ-પાણી કરાવે; ચાય-દુધ પાય, નવરાવે-ધોવરાવે અને પાટલા નાખીને ભટ-ચાકર રાંધીને ખવરાવે-વળી પંખા ને પવન સાથે બાઇને સુવરાવે, ને બપોરે ઉઠાડીને ચાય-પાય; તથા ચોટલો હોળીને બહાર ફરવા-હરવા લઇ જાય ! તેમાં વળી જો મીટીંગ હોય, મેળાવડા હોય, તો કમબખ્તી ! આજ ફલાણી બાઇનું ભાષણુ ! અને કાલ ફલાણા બાઇનું ભાષણુ ! ન બાઇડીની કે ન ભાયડાની મર્યાદા ! ત્યાં તો એક ભાવે ને એક તોલે વેચાય ! જો બૈરી બહુ બોલે, તો હુશિયાર ! પછી ભલેને ઘર લુંટાઇ જાય, ને છોકરાં વંઠી જાય ! ધણી જ્યાં સુધી કમાઇને પુરૂં પાડે, તો તેમ-નીકર કરજ કરવું પડે ! તેને ફેશનનાં પોલકાં ને સાડી વગર ન ચાલે ! વિલાયતી બુટ, ફ્રેન્ચ પોલીસની બંગડી, હીરા-મોતીના દાગીના, રેશમી છત્રી ને ચશ્મા વિના ન ચાલે ! તે કંઇ નોકરનું કામ ન કરે ? તે કંઇ પગે ચાલીને જઇ ન શકે ! ના—જો તેમ કરે, તો 'પોઝીશન' ગુમાઇ જાય !"

"ખરૂં, માં ! પણુ તેનાથી ભુંઝયો પાપડ ન ભાગે હોં ! એક જરા તડાકામાં ગઇ, કે ફેં ફેં થઇ જાય ! આપણા ગરીબ હંહારમાં બૈરીઓ કેવી તંદુરસ્ત રહેસે ! ઘરની કસરતમાં, ને વિવેક-મરજાદમાં કેવી ધરમ પાળી હકેસે ! એક તો પૈહાનો બચાવ, તનની કહરત, ને કોઇ હારા-નઠારાની હોબત નીં ! આ હુધારાએ તો આપણો દહાડો વંઠાડયો ! આ હુ કરે, કે ભાયડાઓથી સોકરાં જણી હકાતાં નથી,

નહિ તો કુધરેલી બાયડી જણતી લાજે ! અને કેય કે આ પરાણે જણેલાં સોકરાંને લગાર ધવરાવજો."

"ખરૂં છે; પણ વળી સુધરેલીઓ લાચારીએ છોકરાં જણે છે, પરંતુ ધવરાવવા માટે તો નોકરડીઓ રાખે છે ! કેમકે તેના શરીરનો બાંધો ને થાન બગડી જાય !"

"કેવાં મુર્ખાં ? માનું ધાવણુ ધાવીને સોકરાં ઉસરે, તે કેવાં મજબુત ને જાતવંત થાય ! મોટા ઘરનાં બાળકો જો કે હલકી સાક-રડીનું દુધ પીયે, તીનીં પરજા તે કેવી નીકળે ? વળી જો માં જાતે ધવરાવે, તો તેનો રોગ નીકળે, બાંધો નિરોગી થાય; ને માં–છોક-રાંનું હેત વધે; બળ્યો એ કુધારો ! આપણે તો ન પરવડે !"

"જોની ! ડોસાએ પેલા ભોળાનાથની છોડી વેરે વિવાહ કરેલો, તે તોડીને આ લફરૂં માથાપર મુક્યું."

"માં ! ડોહા કહેતાતા કે હુદરભાઇ ગમે તેને પરણે, પણ તુને ઘર ભોળાની દીકરીથી રહેવાનું !"

"તેમજ થશે. જોઇએ, પ્રભુ શું કરે છે ! તુ ભાઈ સાથે તૈયાર થઇને જાનમાં જજે, પણ ત્યાં કશું બોલતો ના હં ! નહિ તો વળી સુધરેલી ભાભી સાંખી નહિ શકે."

"નારે માં ! ત્યાં તો મુંગો મંતર થઇ જઇહ ! પણ માં ! ભાઇ ને ભાભી દારૂ પીહે, કે બીજું ત્રીજું ખાહે, તો હુ તાં અગાડી ઉભો નહિ રહું !"

"તે તો તેને ગમતુ કરશે, તારી મરજી હોય તો જા—"

"ના હું તો તમારી સાકરી કરવા આહીંજ રહીશ. પણ માં ! ભાઇએ આ તો ભુંડું કરેલું. ચદરભાઇને પુછેલું તો નહિ, પણ બાપાને લગનમાં ન બોલાવે, તે તો ખોટું !

"એ તો જમાનાની તાસીર છે, આંખથી ગયું ને જોવા

ટળ્યું ! ”

હજી ડોસી ને ભાણીયો વાત કરે છે, ત્યાં બેરીસ્ટર સાહેબ ઉતાવળા પધાર્યા–

“ ભાણીયા ? બધો સામાન પેક કર્યો છે કે ? ”

“ હા, ભાઇ ! પણ હું નથી આવવાનો ! મા કને બીજું કોઈ નથી ! ”

“ ઓલ રાઇટ ! મા ! હવે હું જાઉં છું, ટ્રેનનો વખત થઇ ગયો. ”

“વારૂ દીકરા; આવ, ત્હારાં ઓવારણાં લઉં, ને ચાંલ્લો કરૂં ! પરણીને સુખી થજે, ને બાર દીકરાનો બાપ—”

“શું બાર દીકરાનો બાપ ? માં ? તમે એવા એવા ગાંડા–ઘેલાં જેવું શું બકો છો ? છટ—નોન્સન્સ ! ચાંલ્લાની કશી જરૂર નથી, સાહેબજી ! ભાણીયા ? સામાન ગાડીમાં મૂક; મિત્રો બધા સ્ટેશનપર વાટ જોઇ રહ્યા હશે ! ” બેરીસ્ટર સાહેબ રોફમાં ગાડીની અંદર જઇને બેઠા. ભાણીયે સામાન મુક્યો. ને ભાઇ સાહેબ ભજન કરવા ચાલ્યા. વાહરે સુધારો ! વાહરે ત્હારો રંગ—ઢંગ વાહ !

આર્ય ધર્મની પ્રાચીન રીતિ–નીતિનાં વાસ્તવિક, સુખદાયી, સરળ ને શાન્તીવાળાં બંધારણો, આજકાલ પરદેશી પ્રકાશમાં જો કે ભુંસતાં જાય છે; તોપણ ભારતના વિદ્વાનોને એટલો જશ મળે છે, કે તેઓનાં કરેલાં શાસ્ત્રો, પાશ્ચિમાત્ય પ્રજા આજ કરે છે–માન્ય કરે છે, અને સ્વદેશીઓ નકલી સુધારાના આવેશમાં પોતાનું ટાળીને પરદેશી સંસ્કાર આજ કરવા જાય છે, અને પાશ્ચિમાત્ય સંસારનો તિરસ્કાર પામે છે, ત્યારે તેઓ પાછા સ્વધર્મ શીખવા આવે છે, ને પૈસા—ટકા તથા જાત—વિચારથી પાછળ હઠીને પશ્ચાતાપ કરતા પોતાના સાચા ને સરળ તથા ઉત્તમ રીતિથી વીંટળાયલા સંસારને ભજતા આવે છે.

આર્ય ધર્મના મૂળ લગ્નાદિ બંધારણો તથા તેની પ્રતિજ્ઞાઓ, અને તે પ્રસંગનો આનંદ તથા મહિમા માત્ર આર્ય વીરોનેજ વર્યો છે! કાયર તથા નિરૂત્સાહી, માત્ર કામના ભકતો, જેઓ કલાકોના આનંદમાં વિવાહ જેવો વિધી પુરો કરીને 'હની-મૂન'નો વિલાસ ભોગવવા દોડી જાય છે; તેને વિવાહના આનંદની શી ખબર! દિવસો પહેલાથી સગાં—કુટુંબનો આનંદ, ઘરમાં કલ્લોલ થતો હર્ષ, અને ખાન—પાન તથા શોભા વધેલી હોય છે, એટલુંજ નહિ પણ શાસ્ત્ર વિધી પ્રમાણે, ધર્મ ક્રિયા ચાલુ થઇ હોય છે; એ લગ્નની શોભા, ને આનંદ, તે સુધરેલા અજ્ઞાન વંટોળીયારૂપ નકલી સુધારામાં નથી, એ અનુભવને અંતે તેમને કબુલ કરવુંજ પડશે!

---

## પ્રકરણ ૪૨ મું.

### ફેશનેબલ લગ્ન! સુધરેલો સ્વયંવર!

પ્રાચીન કાળના જ્ઞાની જનો પોતાની પુત્રીઓને આર્ય સંસારનાં યોગ્ય બંધારણ પ્રમાણે ઉછેરીને કેળવતા હતા, અને કન્યાને ગૃહિણી યોગ્ય બનાવીને કુલીન કુળના કુમાર જોડે વરાવતા હતા; તેમાં પણ કુંવરીઓ અને તેનાં માબાપો પેલા વરનાર યુવાનની 'પરિક્ષા કરવાને સ્વયંવર રચતા હતા—રાજવંશી કુટમ્બોમાંથી દરેક રાજકુમારોને આમંત્રણ કરીને તેની પરિક્ષા કરતા હતા, મુખ્યત્વે અંગયુદ્ધનું રહસ્ય તપાસતા હતા, અને બીજી કોમમાં યથાચાર વિવેક જોતા હતા, બુદ્ધિ અને વિવેક તથા ધર્મ તપાસતા હતા—આજના જમાનામાં તેથી ઉલટુંજ જોઇ શકીએ છીયે!

અશ્વપતિ રાજાએ પોતાની પુત્રીને વરાવવા માટે દેશેદેશના કુમારો જોવાને સાવિત્રીને મોકલી હતી; અને અંતે રાજબાળાએ એક

પદભ્રષ્ટ રાજાના પુત્ર સત્યવાનને વનમાં જોઈને, તેની પિતુ–માતૃભક્તિ જોઇને વર્યા હતાં. દમયંતી, સીતા અને દ્રૌપદી માટે, ભીમક, જનક ને દ્રુપદ રાજાએ સ્વયંવર મંડપ રચ્યા હતા. કાળક્ષેપ થવાથી અને મુસલમીન રાજનો જુલ્મ વધવાથી સ્વયંવરનો ચાલ બંધ પડયો, અને જનાના તથા ઘુમટાનો ચાલ પ્રસરી ગયો હતો. કેમકે યુવાન અને રૂપવતી કન્યાને બળાત્કારે ઉપાડી જઇને તેને ધર્મભ્રષ્ટ કરનારા કોઇ કોઇ હવસી ને જુલ્મગાર રાજકર્તાનો દોર વધી પડયો છે. એ કાળ પછી ધીમે ધીમે ધર્મ–કર્મ અને યજ્ઞ–યાગાદી કાર્યનો લોપ થવા માંડયો; અને સંગત પ્રમાણે તથા સમય પ્રમાણે, આર્ય સંસારમાં સળો પેસવા માંડયો. હાલ એટલી હદ સુધી સમય પોતાનું પ્રબળ ચલાવી રહ્યા છે, કે ઉછરતી પ્રજા પોતાની જાત–ભાતનાં કર્મ, અને ધર્મ વિસરતી જાય છે. આજે નવા નવા પંથો પ્રકટયા છે. મુસલમાનોને હિંદુ બનાવનારાં આશ્રમો તૈયાર છે! વટલેલાને પાવન કરીને ઉપવિત તથા ગાયત્રીમંત્ર શીખવનારા તથા વેદના મંત્રોપચાર બતાવનારા તૈયાર છે! આજે આર્ય પ્રજા માત્ર અંગ્રેજી ભાષા–સાહિત્ય શીખવામાં ને તે પછી સેવકી કરવામાંજ જીવન પુરૂં કરે છે. તેને સ્વધર્મ કર્મ જાણવાનો સમયજ મળતો નથી–ઉછરતી અવસ્થામાંથીજ અંગ્રેજી શિક્ષણ ચાલે છે; તેમાં આર્ય ધર્મનો અંશ શીખવાતો નથી. આ પ્રજા ભારતનું કે આર્ય ધર્મનું શું શ્રેય કરી શકવાની હતી? અરે, પોતાનુંજ શુભ કરવાની હતી? માત્ર પરકોમ ને પરદેશી જનોની આંખમાં ધર્મભ્રષ્ટ, પાતકી, અને આપસ્વાર્થી જેવા લાગીએ છીએ. તેઓ હસે છે. અને ભ્રષ્ટ તરીકે પોતાની પાસે બેસાડવામાં પણ શ્રાપ માને છે! સત્ય છે, કે જેઓ ધર્મભ્રષ્ટ હોય, તે ધાર્મિકોની પાસે બેસવા યોગ્યજ નથી; પછી ભલે તે માંસાહારી હોય, પણ તે ધર્મભ્રષ્ટ નથી–પ્રભુના ન્યાય અને નિયમ પાળનારા છે, તેઓ પ્રભુને ને

પોતાના ધર્મને ભૂલી જનારાને પોતાના દાખલાથી યાદ આપે છે, ભ્રષ્ટોનો તિરસ્કાર—બહિષ્કાર કરીને જાગૃતિ આપે છે!

કૃષ્ણુલાલ સોલીસીટરે ડુમસમાં બંગલો બંધાવ્યો હતો, અને ખાસ વાસ્તુનું મુહૂર્ત કરવા સાથે મનુનો લગ્નોત્સવ પણ ત્યાંજ ઉજવવા ધારેલો હતો. મુંબાઇનો ભાડાનો બંગલો હવે સદાનો છોડી દેવો હતો, કેમકે પોતાને રીટાયર થવું હતું. સુંદરલાલ માટે ધંધાની સગવડ કરી રાખી હતી, અને પોતાની કન્યાને સુખી રાખવા માટે નાણાંની મોટી રકમ અલ્હાયદી કહાડી રાખી હતી—કૃષ્ણુલાલ સારી રીતે સમજતો હતો, કે સુંદરલાલ કંઇ ઉકાળી શકે તેમ તો નથી, તો પણ પ્રેક્ટીસથી રસ્તે પડશે, નહિ તો છેવટ કુંવારી જુવાન કન્યા ઠેકાણે પડીને, અપવાદ રહિત થઇ, પોતાને પૈસે ધણીને પાળશે! આ સર્વ વિચાર કરીને પુર ઠાઠમાઠથી પુત્રીનાં સુધરેલી ફેશનથી લગ્ન કરવા મિત્રમંડળ સહિત ડુમસ આવ્યા.

ડુમસમાં ગરમીની ઋતુ આનંદીય હતી. હવા લ્હેવા માટે ધનવંતો આવતા હતા. મોટો ભાગ હિન્દુ વર્ગનો હતો, અને તેમાં કૃષ્ણુલાલના મિત્રો હતા. કૃષ્ણુલાલે કેટલાકને તો આ પ્રસંગે ખાસ બોલાવ્યા હતા, અને તેમને માટે પ્રથમથીજ સઘળી ગોઠવણુ કરી રાખી હતી.

સ્વયંવરમંડપ રચીને કન્યાને પરણાવવાની કૃષ્ણલાલની ઉલટને સુધારક મંડળે ટેકો આપ્યો હતો. પ્રાચીન રૂઢીને પુનર્જીવન આપવાનું સુધારકોના મનમાં રમણુ-ભ્રમણુ હતું, પછી નવા કાળમાં નવી રીત પ્રમાણે શોભા કરવામાં ખોટું ન્હોતું; પ્રાચીન રીતિમાં માત્ર સ્વયંવર શબ્દ રાખવાનો હતો, પરંતુ ક્રિયા-કર્મ અને વિધી તો નવી સુધરેલી રીતે કરવાની હતી. વૃદ્ધ સૂતક કે ગૃહદોષના પુજનોની જરૂર ન્હોતી, મૂર્તિપુજન કે મંડપ પુજનની અગત્ય ન્હોતી. લગ્નનાં ગીત કે ફટાણાં

તો વટાણા વાવવા ગયા હતા ! માત્ર નોબત, બેન્ડ, ફોનોગ્રાફ અને ઓરગનોના નાદની જરૂર હતી, અને તે બિરાજમાન થઇ ગયાં હતાં. અહીં કંઇ માંડવા મુહુર્ત કે જાનીવાસાની જરૂર ન્હોતી; અહીં જમરૂખ દીવડો માથાનો મોડ, કે કન્યાને પીઠી–પીઠું ચોળવાની જરૂર ન્હોતી વડી, પાપડ કે સેવ કરવાની તકલીફ ન્હોતી. માત્ર સુરતની બરફી ને ખંભાતની સુત્રફેણીનાં જમણની જરૂર હતી. ગુજરાતની ખીચડાખાઉ રામભવનનાટક મંડળી અને મલીદા ખાઉ જાદુના ખેલ કરનાર સાથે હતો. સુરતથી મીયાં સાહેબનો હિન્દી સીનેમેટોગ્રાફ બોલાવ્યો હતો. આ સર્વે ભપકાનો ખર્ચ મોટામા મોટા આંકડાથી મુકીએ, તો દશ સતકા પુરતો હતો.

હીન્દી ગર્ભ શ્રીમંત ઘરનાં લગ્નોમાં લાખો રૂપિયા ખરચાય છે, ને અરધું નાણું કામદારોમાં વહેંચાઇ જાય છે, તેવો ખોટો ખર્ચ આ સુધારકને કરવાનો નહોતો.

સ્વયંવર મંડપની શોભા સારી હતી. 'કુન્દ–બાળા'ના નાટક માંહેનો સ્વયંવરનો સીન દેખાડયો હતો, તેની નકલ કરવામાં આવી હતી. રૂપેરી સળીઓની ફ્રેમના કઠેરા બાંધ્યા હતા. એક વચમાં દાદર ને ચોમેર ગૅલરી રાખી હતી. ત્રણ દરવાજા હતા. મધ્યમાં એક હાથી ઉભો રાખ્યો હતો.

સાંજના ૭ વાગે ગોધળીક વખતે લગ્નનું મુહુર્ત હતું. અમદાવાદી સુધારક મિત્ર મંડળ આવી પહોંચ્યું હતું, સુરતથી ડોકટરો અને કલેકટર મી. લેલી સાહેબ, આ નવી લગ્ન રચના જોવા પધાર્યા હતા. કેટલાક લોકો બહારગામથી જોવા માટે પણ આવ્યા હતા. બેન્ડના સરોદ ચાલુ થયા; ને ગૃહસ્થ મંડળ પધાર્યું. મી. કૃષ્ણલાલે સર્વેનો યથેષ્ટ સત્કાર કર્યો. વરરાજા પણ મિત્રમંડળ સહિત આવ્યા, અને તેમને માટે નિર્માણ્ય કરેલી જગ્યાએ તે બેઠા. રોશની

પુર બહારમાં ખિલી રહી હતી. નોબતના નાદ થતા હતા, અને સર્વે મંડળ કન્યાની રાહ જોતું હતું.

મનોરમા પુર ઠાઠમાં વસ્ત્રાલંકાર ધારણ કરીને સખીમંડળ સહીત મંડપમાં આવી-મધ્યસ્થ ઉભાં રહેલા હાથીની પુજા કરી, અને તેની સુંઢમાં વરમાળ આરોપી. યંત્રની ગોઠવણ પ્રમાણે હાથીએ સુંદર સંગીતના સરોદ સહિત સુંદરલાલના કંઠમાં હાર પહેરાવ્યો, કે મનુએ દોડતી જઇને સ્વહસ્તે વરમાળ કંઠમાં-નાંખી; મંડપજનોએ તાળીઓથી માન આપ્યું. વર-વહુ ઉઠીને મધ્યસ્થ આવ્યાં. અગ્નિદેવની પુજા કરીને પરસ્પર મિત્રધર્મ તરીકે જીવન સુધી સાથે રહેવાના અને ફરજ બજાવવાના સોગન લીધા, અને બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યા.

તે પછી તરત કૃષ્ણલાલે અને સુલોચનાએ શેષ કરી હીરા-મોતીના દાગીના અને દશ હજારની પ્રોમીશરી નોટ, કન્યાદાનમાં આપી કૃષ્ણલાલનાં મિત્રો, ઘરાકો, પિછાણદારો અને કુટુંમ્બીયો તરફથી ન્હાની-મોટી ભેટ મળી; એકંદર પચીસ હજારનો માલ થયો. વર કન્યા સર્વને ભેટયાં-અને સુધરેલી રીત પ્રમાણે શેકહેન્ડ કરીને છુટાં પાડયાં-બે કલાકમાં સ્વયંવર પુરો થયો-અને લગ્ન ઉકલી ગયાં-વર-વહુ તરતજ એક કલાકમાં ' હની-મૂન ' ગુજારવા માથેરાન ઉપડી ગયાં-મુંબઇના મેલમાં સ્ટાર્ટ થયાં.

કૃષ્ણલાલે સર્વ મિત્રમંડળનો સત્કાર કર્યો, આનંદનાં જમણ થયાં, અને બીજે દિવસે પરોણાઓ વિદાય થયા—

વરરાજાના મિત્રો સુધારક હતા, ને સુધરેલી રીત પ્રમાણે વરને ' હની-મૂન ' માટે જવાનું એટલે અપમાન લીધું નહિ; અને સૌ વિવેકથી વરતીને રસ્તે પડયાં.

આજના સુધરેલા જમાનાનાં આ લગ્ન કેટલાં હેત ને માન-

ભરેલાં છે, તે કહેવાની જરૂર નથી. એક દાયકામાં એવો જમાનો આવશે, કે લગ્ન ક્રિયા એક શોભારૂપ કદાચ થઇ પડશે !!

---

## પ્રકરણ ૪૩ .

### શારદાનું સ્વપ્નું.

સંસાર–સુખનાં નાવપર ચડીને શાન્તિનાં સ્વપ્નાં જોવાને સુંદરલાલ ભાગ્યવંત થયો. મનોરમા બી.એ. થયેલી સુધરેલી સ્ત્રી બની. કોમળ મનની, અને સુંદર દીલની દેખાવા લાગી; મોટા ઘરમાં ઉછરી, લાડમાં પળી, અને અંગ્રેજી કેળવણી તથા સુધરેલી સોસાઇ-ટીમાં રહેવા લાગી, એથી તેમની કિમ્મત આકરી ને ચડતી થઇ ગઇ. આ કારણથી ગરીબ ન્યાતીલાઓએ તેને સંઘરી નહિ ! હાથી તો રાજ દરબારે શોભે; કેમકે એ સિવાય આ જંગી પ્રાણીનું પુરૂં પણ કોણ કરે ! તે રીતે મનુ તો કોઈ વકીલ–બેરીસ્ટર કે શેઠ શાહુકા-રના ઘરમાં સારી લાગે ! ત્યાં તેના લાડ પળે, અને મિજાજ જળવાય, સામાન્ય ઘરમાં તો સામાન્ય સુખ હોય ! ઘરનાં કામકાજ હાથે કરવાં પડે, નોકર–ચાકરનું તો સ્વપ્નમાંયે નામ ન હોય, સ્વતંત્રતાનો શબ્દ કાને ન પડે, ઘુમટો ઉઘાડીને ચાલવાના વાંધા, ત્યાં બુટ સ્ટો-કીંગ પહેરીને ફરવા–હરવા જવાનું, કે સાહેબ–શેકહેન્ડ કરવાનું તે ક્યાંથી બને ! મનુ ભાગ્યશાળી તો ખરી, કે બેરીસ્ટર જેવો વર પામી. હવે સાગરમાં ઝીપલાવ્યું છે તો ખરૂં. કિનારો આવે ત્યારે જોઇશું !

ભાણામાં પીરસાયલું ભોજન ઝડપ મારીને કુતરી ખાઇ ગઇ, એ બનાવ ભલી ને ભોળી, સદ્‌ગુણી ને સમજુ શારદાના સ્વપ્નમાંથીયે વિસરાઈ ગયો નહિ ! જો કે તેનો વિવાહ બેરીસ્ટરના સાવકા ભાઇ વસંતરાય જોડે થયો હતો; અને આવતે વર્ષે લગ્ન થશે, એ પણ

નકી થઇ ગયું હતું. વળી બેરીસ્ટર કરતાં ચંદ્રવદનરાય જેવા વિદ્વાન સસરાને ત્યાં સારો વૈભવ હતો, ને જુવાન વયનો ભણેલો વર મળ્યો હતો, તે છતાં શારદાનું મન સંતોષ પામ્યું ન હતું. બેરીસ્ટર શબ્દની મોહિની લાગેલી હતી. ગરીબ ઘરની પુત્રીને વિલાયતી વર મેળવવાનો ઓરતો હતો આ અભિલાષા મનુ લૂટી ગઇ હતી, અને મનુનો સ્વયંવર ઘણી ધામધુમથી થયો, એ હકીકત સાંભળ્યા પછી શારદાના હૃદયમાં એક ઊંડા પ્રકારની ગ્લાની પેદા થઇ હતી. અને મન, વિચારમાં ભ્રમિત થઇ ગયું હતું. જાતે ઘણી સમજુ અને શાણી હોવાથી દીલની વાત ડહાપણ ભરી રીતે કહેતી હતી–સંભાળી રાખતી હતી.

રાત્રે તેને સ્વપ્નું આવ્યું. અને પ્રભાતે ઉઠીને તેની મા કને તે વિષે કહેવા લાગી,—

" બા ? આજ રાત્રે મને સ્વપ્નું આવ્યું. હું જાણે સરિતા કાંઠે સૂર્ય પુજન કરીને જળને કંકુ છાંટતી હતી, ત્યાં તમ્મર આવી, ને નદીના જળમાં ડુબવા લાગી; એવામાં એક જુવાન શખ્સે હાથ લાંબો કરીને મને ખેંચી કહાડી ! જ્યાં ઝબકીને આંખ ઉઘાડી જોયું, તો તે માંહેનું કશું નહિ, પણ તે વખતથી હૃદયમાં એવો ધબકારો થાય છે, કે જાણે હરણી પાછળ શિકારી મારવા જાય, તેવો ત્રાંસ લાગી ગયો છે. એ શું હશે ? "

" બેટા ? સ્વપ્નાં તો આળ–પંપાળ છે, ઝાકળનાં ઝાંઝવાં જેમ પીવાના કામમાં નથી આવતાં, તેમ સ્વપ્નનાં સુખ દુઃખ કંઇ ઉપયોગી નથી થતાં. "

" પણ સ્વપ્નાધ્યાય માંહેનો આ શ્લોક મને બરાબર યાદ છે, તેમાં લખે છે કે—

**नदी समुद्रतरणमाकाश गमनं तथा ।**
**भास्करोदयनं चैव प्रज्वलंतं हुताशनम् ॥**
**एवमादीनि संदृष्ट्वा नरःसिद्धीमवाप्नुयात् ॥**

નદી, સમુદ્ર, વગેરેમાં પડવું–જવું; આકાશમાં ઉડવું, સૂર્યનો ઉદય, ને અગ્નિ પ્રકટ થવી ઇત્યાદિ જો સ્વપ્નામાં દેખાય, તો મન કામના પુરી થાય–મનોરથ સફળ થાય !

'તથાસ્તુ, ત્યારે તે પ્રમાણે થશે. આજ ત્હારાં સાસુ ત્હારે માટે વિવાહ મેળવવા નિમિતે ન્યાતના ધારા પ્રમાણે વસ્ત્રો અને દાગીના ચડાવવા આવવાનાં છે. એજ પ્રથમ તને લાભ થયો "

"બા ? કોણ જાણે શા કારણે, પણ મને તેઓ પ્રત્યે કશો ભાવ થતો નથી. જાણે એ સાસુ ને એ સસરો ન હોય તો–"

"ઘેલી રે ઘેલી ! તું પેલા બેરીસ્ટરને પરણી હોત, તો પણ સાસુ–સસરો તો એ હોત ! કેમકે સુંદરલાલનો બાપ કંઇ બીજો નથી–મા સાવકી છે."

"તોપણ બેરીસ્ટર ને તેના ભાઇ તો જુદાજ કની !"

"જો ખરૂં કહું, તો પ્રભુએ ત્હારાપર દયા કરી છે. ત્હારો વિવાહ તૂટયો, ને દિવાનના દીકરા વેરે નકી થયો, તેથી તું સૌ વૈભવે સુખી થઇશ. બેરીસ્ટર કને ખાવા શું છે, ખાખ ! સસરાને ત્યાં ઘરજમાઈ રહીને કેટલુંક ખાશે ! ને પેલી મનુનો મિજાજ ઉઠાવવો ખાવાનું કામ છે ! એ તો જ્યારે અનુભવ મળશે, ત્યારે જાણશે, કે સુધરેલી ને મોટા ઘરની કન્યાને વહુ કરીને તેનાં લાડ–કોડ કેમ પુરાં કરી શકાય છે !"

"બા ? ધારો, કે બન્ને વચ્ચે ખટપટ થાય, અને પેલી છુટા છેડા કરે, અને બેરીસ્ટર બીજી સ્ત્રી કરવા નીકળે, ને પસ્તાઇને પાછો મને વરવા ચાહે, તો !—"

"ઘેલી ! આ રીતે ખોટા વિચારો શા સારૂ કરે છે ? સઘળું માની લેવું, ને કલ્પનાના વિમાનપર બેસીને વૈકુંઠનું સુખ મેળવી લ્હેવું, એ તે સમજુના વિચાર છે ? દીકરી ! પ્રભુએ જે સ્થિતીમાં સરજાવ્યાં છે, તેમાં સુખ ને સંતોષ માની લ્હેવો ઠીક છે. આપણે તો ગરીબ માણસ કહેવાઇએ. આપણે ઘર કામ ને જાત–કસરતથી જીંદગી ગુજારનારાં છીયે. વાડી–ગાડી અને નોકર–ચાકરથી કામ લેવાને આપણું ભાગ્ય કે શરીર નથી, માટે તેવા વિચાર લાવવાજ નહિ. કદી પણ આપણે મોટા લોકોનો વૈભવ જોઇને અફસોસ કરવો નહિ ! આપણા કરતાં ગરીબનો સંસાર જોવો, ને તેના કરતાં પ્રભુએ આપણને કેટલુ ચડતું સુખ આપ્યું છે, તે પર સંતોષ રાખવો, સમજી દીકરી ?"

"વારૂ, બા ! હવે હું એ વાત લક્ષમાં રાખીશ–માત્ર મેં તો મ્હારા મનનો સંભ્રમ ભાંગવાનેજ તમને વાત કરી, માં !"

"ચિન્તા નહિ, ઠીક કર્યું. એથી મનનું સમાધાન થયું, ને બે વાત સારી સાંભળવાને મળી ?"

"હા; પણ ભાવી જ્યાં લઇ જાય, ત્યાં જવા દેવાને તો તમે રાજી છો કની ?"

"હજી તું એમ ધારતી જણાય છે, કે આ વિવાહ તૂટી જશે ? પેલા વ્રજલાલ શાસ્ત્રીની વાત ત્હારે ગળે ગાંઠરૂપ બંધાઇ છે, કે શું ? દીકરી ! એ તો પોથી માંહેનાં વેંગણ છે. જે વાત બની ગઇ, તેની કલ્પના ન કરીએ, નાહક મનને દુઃખ થાય ! શું નેવનાં પાણી મોભે ચડતાં હશે ? શું હીંદુ ઉચ્ચ કુળમાં વિવાહ થઇ ગયા પછી તોડાતો હશે ! હા, કુંવારા હોય, લગ્ન થયાં ન હોય, તો જુદી વાત છે."

"સુધારાવાળાને તેનું કંઇ નહિ."

"વારૂ; હવેથી તને કહું છું, કે કોઇ પણ વાર એવો વિચાર

મા પર લાવીશ નહિ; પ્રભુજીએ તને કંઇ ઓછું નથી આપ્યું, કે અસંતોષ માને છે!"

"મને સ્વતંત્ર વર ને સ્વતંત્ર ઘર તો નથી મળ્યું, હોં મા!" શારદાએ હસીને કહ્યું—

"આજની કન્યાઓ એવું ઇચ્છીને પોતાનો સંસાર બગાડે છે. ઘરમાં વડીલ માણસો હોવાથી, ધર્મ, મર્યાદા, અને શાન્તિ કેટલી જળવાઇ રહે છે, એ તમારા જેવી છાલકા મનની ઉછાંછળી ને વર-ઘેલી વહુવારૂઓને ન સમજાય! એ તો ઉપર સ્વતંત્રતાના પરિણામે કલેશની ધુંસરી ગરદન પર ચડે, ત્યારેજ ખબર પડે! સાસુ-સસરા-ની કે કુટુંબ-પરિવારના જથ્થાની વાત ન્યારી છે. વર-વહુ જ્યાં સુધી છડાં હોય, ત્યાં સુધી તો ઠીક, પણ કાલાં-ઘેલાં બાળકાં થાય પછી જુઓ તેનો ઠાઠ! દીકરી? માણસને તો સદા ચાહીએ, એકલા રહેવાનું કદીયે પસંદ ન કરીએ! જેના આંગણામાં જોડાની હાર, તેનો જાણો સફળ અવતાર! ભાગ્યશાળીના ઘરમાંજ જથો, ને નસીબદા-રને આંગણેજ પગરખાંની જોડ પડી હોય. આજકાલની ચીબાવલી છોકરીઓને સાસુ કે સસરાનું મોં નથી ગમતું! મ્હારા વર ને મ્હારી વહુ! પણ માંદા-સાજા થાય, ને પારકાં કોઇ પરવા ન કરે, ત્યારે મા જેવી સાસુની ને જથ્થાદાર કુટુમ્બની કદર થાય! દીકરી? જો તું મ્હારા પેટમાં પાકી છે, તો હું જે આ વચનો કહું છું, તે યાદ રાખજે; અને જ્યારે તું ઘરરાજયની રાણી થા; ત્યારે જથાબંધ માણ-સોને ચાહજે! કેટલાક લોકો બળીયલ હોવાથી માણસને જોઇને બળી જાય છે, તેવી તું ન થઇશ!'

"વારૂ, મા! એ પણ હું લક્ષમાં રાખીશ-પ્રભુ જેવો વખત આપશે, તેવો સંભાળીશ."

મા અને દીકરી એ રીતે વાતો કરતાં અંદર ગયાં. શારદાના

મનમાં હવે પેલી શાસ્ત્રીની કહેણી વારંવાર ઉદ્દભવતી હતી; અને આશાવંતી બાળા ચાહતી હતી, કે "હું બેરીસ્ટરની બૈરી થઉં તો!"

ખરે! હાલ તો બેરીસ્ટરની બૈરી પેલી મનોરમા હતી, અને તે તે આઠ દિવસથી માથેરાનની મજા ભોગવતી હતી.

## પ્રકરણ ૪૪ મું.

### મેથેરાનની મોજ.

"માઇ ડાર્લિંગ? મેથેરાનની મોજનું એક અઠવાડીઉં પાણીના રેલા માફક પસાર થઇ ગયું હો!"

"વ્હાલા? સુખનાં સો વર્ષ પલકના ઇસારા પેઠેમ પસાર થાય છે. લગ્ન પહેલાંના બે દિવસ યુગ જેવા થઇ પડયા હતા, ખરૂં કની?"

"યેસ, માઇ ડોલી! પણ ડીયર મનુ? પેલા પાલવાબંદર પરની ચંદ્રરજની આ હની-મૂન કરતાં વધારે આતુરતાવાળી ખરી કે નહિ?"

"અને લાભકારક નહિ કે?" મનુ હસી પડી.

"કેમ નહિ? દુષ્યન્ત રાજાએ શકુન્તલાને સપડાવીને વિયોગ સુખ લીધું કની!"

"તે પહેલાજ મેળાપે ખરૂં?"

"હા જ તો! અને તે દાખલો આબાદ આપણને લાગુ પડશે?"

"મ્હારા સમ! શું એ ભૂલ લાભકારક નીવડશે?"

"મને તો સંભ્રમ થાય છે, પણ વ્હાલા? ભોળી યુવાન ને કામ-વિહ્‌વળા કન્યાનો એકાન્ત લાભ લઇને દુષ્યન્ત પેઠેમ મને વિસરી તો ન જશો?"

"હા! હા! હા! ઘેલી! વળી આટલી હદ સુધી સ્નેહ બધાયો તે વિસરી જવા માટે! પણ તું તો મને ભુલી જઇશ નહિ કની?"

"પરણ્યા પતિને ભૂલી જનાર સતીનો એકાદ દાખલો આપી શકશો કે ! એ તો તમે પુરૂષોજ એવા નિર્દય છો, કે પરસ્ત્રીનો ક્ષણ પ્રેમ મળતાં સ્વકીયાનને વિસારી જાઓ ! એ તો અમેજ મૂર્ખીઓ છીયે, કે મદનની મુઝવણુમાં આ કનક કાયાને સોંપી દઇને, ભવની ભાંજગડ વ્હોરી લઇએ છીયે ! ભોળપણુમાં, ભવ–સુખની આશાએ પ્રેમીને ગણીને તેને ધર્મ સોંપી દઇએ છીયે."

" તે તો સુધારાનો પ્રથમ પહેલો કાયદો છે. જ્યાં સુધી 'લવ' સોંપાય નહિ, અને જ્યાં સુધી 'લવ' નો લાભ લેવાય નહિ, ત્યાં સુધી લગ્ન કયાંથી થાય !"

" પરંતુ 'લવ' નો ઉપયોગ ખોટો થાય છે. પ્રેમ પવીત્ર છે. તે માત્ર અંતરના શુદ્ધાત્માને જુએ છે, ને તે વડે ભવ–સાગર તરવાની કોશિષ કરે છે. પ્રેમલક્ષણા ભક્તિ વડે દમ્પતી વૈકુંઠ ગતી પામે છે. આજના નકલી સુધારામાં 'લવ' શબ્દનો અથ ભ્રષ્ટ વાસનાનો કામ કરવામાં આવે છે. કામથી વિહ્વળ બનેલા પ્રેમીઓ માત્ર અંત્તરથી શુદ્ધ ચાહના બતાવવા બદલે, મુખની મજા ને આલીંગન ચુંબનમાં તેની પર્યાપ્તિ કરે છે. અંગ્રેજ કન્યાઓ એવી નથી હોતી. તેણી 'લવ'માં પડયા પછી ધીમે ધીમે વિશ્વાસ મેળવીને પછી શારીરીક સ્પર્શ કરે છે; પણ આકળાં પડીને લગ્ન પહેલાં મુર્ખ પગલું ભરતા નથી."

" એવા જોડાં પણ ઘણાં છે, જ્યાં દીલ જોડાયાં હોય, ત્યાં પછી અંત્તર રહે જ નહિ !"

" ધારો કે એવી નાદાની કર્યા પછી પુરૂષને બીજી સુંદર કે ધનવંત કન્યા મળી ગઈ હોય, અને લવર બેવફા થયો હોય તો ગર્ભવંતી કન્યાએ શું કરવું ? આજના નકલી સુધારા અને સ્વતંત્રતામાં કેટલો અંદરખાને બગાડો ને હવસ વધી પડયો છે, તે આપ-

ણાપરથી સમજાય છે. મને મ્હારી ફ્રેન્ડ ફ્રેની કહેતી હતી, કે પારસીયોમાં પણ ' લવ ' નાં વેજાં લાગ્યાં છે, તે ભવિષ્યમાં માઠાં પરિણામ નીપજાવશે !"

" તું બ્હીયે છે શાને ?"

" ડીયર ! સારે ભાગ્યે આપણાં લગ્ન થયાં, પણ કદાચ પ્રસંગ બગડયો હોય તો ?"

" વારૂ, હવે તો તેવું કંઇ નથી કની ? પણ ડીયર ? માથેરાનની મજા તો યાદગાર રહી જશે !"

" ખરેખર ! સીઝનમાં આવીયે, તેથી સારી સારી સોસાઈટીનો લાભ ઘણો મળ્યો."

"ત્હારી દોડવાની ને કૂદવાની શક્તિ જોઇને હુ તો શું, પણ સઘળા વીઝીટરો હેરત થઇ ગયા. અને ટેનીસમાં તો તેં હદ કરી હો !"

" મને તેની સારી પ્રેકટીસ છે. મીસ-લીનાંનો સહવાસ મને સારો થઇ પડયો હતો."

" અરે પણ મીસ-લીનાંના કંઈ સમાચાર મળ્યા ?"

" બિચારીનો ફાધર તો ગુજરી ગયો, એમ પેપરમાં વાંચ્યું હતું !"

" અને તે એકલી ક્યાં ગઈ હશે ?"

" કદાચ હાલ પ્રિન્સના ગેસ્ટ તરીકે રહી હોય !"

"કદાચ 'લવ'માં પડી હોય ! રાજનો ઠાઠ ને પ્રિન્સનો ચાહ જોઇને ચળિત થઈ ગઇ હોય !"

" ગરીબ બિચારી ! દેશી રજવાડાના પ્રપંચથી અજાણ કુમારી જો ફસી જશે, અને નિરાધાર હાલતે, પ્રિન્સના સાકરથી ભરેલા પણ ઝેરથી બનેલા મીઠા બોલોથી લોભાઇ જશે, તો તે મોતના શિખર પર ચડી જશે !"

"ખરેખર, દેશી રજવાડાનાં તરકટ, દગા અને ખાસ કરીને જનાનખાનાની હીલચાલ, આ અંગ્રેજ છોડીને ત્રાસદાયક નીવડે ખ !"

"મીસ-લીનાં તેના લવરને દગો દઇને પ્રિન્સને પરણે તો નહિ!"

"જ્યાં સુધી તેની ખરી વાત જણાય નહિ, ત્યાં સુધી કલ્પના સિવાય ખરૂં મન બંધાય નહિ! પણુ ડીયર? કાલે તો પિતાશ્રી રીટાયર્ડ થવાના છે, તે માટે તેના મિત્રોએ પાર્ટી આપવાનું નકી કરેલું છે. આપણને પણુ કાર્ડ મળ્યો છે, પરંતુ આપણી 'લેડી સોશ્યલ રીફોર્મ ક્લબ' તરફથી મીસીસ ચંદ્રભાગાનો તાર ન આવ્યો. આવતી કાલે પાંચ વાગે ભાષણુ વિષે નકી તો થઇ ગયું છે, પરંતુ હજી તાર ન આવ્યો!"

"ચંદ્રભાગા પાટણુકર કે પાટલુનકર?"

"લોકો તો પાટલુનકર કહે છે! ખરેખર તો પાટણુકર હશે! પણુ એક ફ્રેન્ડ કહેતી હતી, કે મી. પાટણુકરે પોતાની કોમમાં પહેલુંજ પાટલુન પહેરવાનું શરૂ કરેલું કેમકે તે હડહડતા રીફોર્મર હતા, તે વખતથી પાટલુનકર નામ અડાવી દીધું!"

"પ્રમુખસ્થાને મીસીસ પાટલુનકર બેસવાનાં કે?"

"હા; બાઇ ઘણી હુશિયાર ને ડાહી છે."

"પણુ દેખાવ તો જાણે ઓકારી—"

"વાહ વાહ! તમને તો કોઇનાં મોં ક્યાં ગમે છે!"

"ત્હારૂં મોં તો ગમે છે કની?"

"મ્હારૂં મોં ગમે કે ન ગમે, પણુ તમારૂં મોં તો મને ગમ્યું છે!"

"ત્યારે છોકરૂં પણુ તેવુંજ આવશે."

"તેમાં શું શક છે!"

"પણુ લોકો મશ્કરી તો કરશે, હં! લગનને વર્ષ દીન થયા પહેલાં છોકરૂં રમાડશો?"

"તેમાં શરમ શેની હોય! પોતાના ધણીનું મન જીતી લીધા પછી વાંધો શેનો?"

"પણ તમે કહો છો, તેમ લગ્ન પહેલાં જો—

"તોયે શું? કદાચ પાંચ પંદર દિવસ વ્હેલો છુટકો થશે! ઘણાંને નવ મહિને ને ઘણાંને તો દસ મહિને બાળક અવતરે, તેમાં શું?—

પતિ પત્નિ તરેહવાર ગપ્પાં મારે છે, ત્યાં બે તાર આવ્યા. એક કૃષ્ણલાલનો તાર હતો, તેમાં તાકીદે બોલાવ્યાં હતાં. પ્રવનીંગ પાર્ટીમાં સામેલ થવા આગ્રહ કર્યો હતો. બીજો તાર કલબ તરફથી હતો. મનુને 'રી-મેરેજ' ઉપર ભાષણ કરવા માટે આમંત્રણ કર્યું હતું. વખત સાંજના પાંચ વાગાનો હતો.

આ તાર અનુસાર દમ્પતી મુંબાઇ જવા તૈયાર થયાં. ત્યાંથી સ્પેશીયલ ઉપડતી હતી, તેમાં સ્વાર થઈ ગયાં; અને જમવાના સમય ઉપર મુંબઇ આવી પહોંચ્યાં. મેથેરાનની હવા માફક આવી. હનીમુન ગુજારીને ગમ્મત મેળવી આવ્યાં. અને ત્યાંના સમાચારથી પેપરમાં ગાજી ઉઠયાં. અહીં પણ આજે બેરીસ્ટરની બૈરીએ સુધારક સમાજમાં પુનર્લગ્નની હિમાયતમાં એક ભાષણ આપ્યું. ભાષણની અસર ગમે તેવી થાય, પણ એક ફેશન તો ખરી.

---

## પ્રકરણ ૪૫ મું.

### પુનર્લગ્ન સંબંધી સંભાષણ.

આર્ય સંસારમાં નિયેગ લગ્નનાં અધિકારી ઘણાં છે. પુનર્લગ્નનો અર્થ નાતરૂ કહેવામાં ભૂલ નથી થતી, પણ ઉપયોગ ખોટો થાય છે. બાળ કન્યા ફરીને લગ્ન કરે, તે પુનર્લગ્ન તો કહેવાય, પણ નાતરાં અને પુનર્લગ્નમાં એટલો અંતર કહેવાય છે, કે નાતરૂં [illegible]

હલકી વર્ણમાં વપરાય છે. કેટલાક કહે છે, કે નાતરૂં એટલે એક વર હૈયાત છતાં છોડીને બીજાને પરણે!

સુધારકો પુનર્લગ્નને નામે પોકાર કરી રહ્યા છે. ઘરની બાળકન્યાઓ રંડાય, તો નાતરૂં ના કરે! વરકન્યાને માટે દીલમાં દાઝ ખાય, એવા પણ ઘણા નકલી સુધારકો હશે! સાચા સુધારકો તો માત્ર બાળ વિધવાના જીવનનો ઉદ્ધાર કરવાની તરફેણ કરે છે; કંઇ ત્રીસ—ચાલીસ વર્ષની ચાર બાળકની માવડીને હવસના આવેશમાં આંધળી થયેલી જોઇ, તેની દયા ખાઇને ઉત્તેજન આપતા નથી.

આજે આપણી દેશી સ્ત્રી સમાજ માંહિ સુધરેલા ટોળામાં એક ભાષણ છે. કંઇક પોતે ભણેલી, ને કંઇક ભણેલા ધણીને નામે સુધારક નામના લીસ્ટપર ચડેલી બાનુઓ હાજર થઇ છે! મરાઠી અને પારસી બાનુઓની સંખ્યા સારી હતી. ગુજરાતીમાંથી એકાદબે આગળ પડતાં કુટમ્બો હતાં. ને તેજ રીતે મોહમેદન કુટમ્બ માંહેથી પણ કોઈ કોઈ નજરે પડતાં હતાં. જો કે સ્ત્રી સંભાષણ હતું, તે છતાં ખોડીયા ખાપરીયા ગણ્યા—ગાંઠયા પાંચ—પંદર પુરૂષો પણ ખુણે ખોચરે નજરે પડતા હતા.

ફ્રામજી કાવસજી હોલના પ્લેટ ફોર્મ ઉપર બેઠેલાં સંભાવિત ને બડેખામાં ખપનારાં બાનુઓએ પરસ્પર વિવેક—મર્યાદા અને સભાના નિયમ પ્રમાણે પ્રમુખસ્થાન માટેની સુચના કરી—સગાર માન—અકરામ સાથે મીસીસ-પાટલુનકરે પ્રમુખસ્થાન લીધું. અને આપણા ગ્રેજ્યુએટ બાનુનાં આજના સંભાષણ વિષે પ્રમુખે ઇસારો કર્યો.

મીસ મનુ હાલ મીસીસ સુંદરલાલ બેરીસ્ટર તરીકે પ્રસિદ્ધ થયાં. બી. એ. બનેલાં ગુજરાતી બાનુ તરીકે તેમનો ઉંચો દરજ્જો જાહેર કર્યો. કેળવાયલાં અને સુધારક યુવાન બાનુના જ્ઞાન વિષે ઇસારો કર્યો ને તેમની જ્ઞાતિના જુના વિચારથી તેને અપમાન થયેલું, પણ નવા

સુધારક જુવાન સાથે પરણ્યાથી કેળવણીને માન મળ્યું, તે માટે સુધારક સ્ત્રીમંડળને ધન્યવાદ આપ્યો.

મનોરમાનું ભાષણ પુરૂં થયું. તેમણે જુવાન વય અને કેળવણીના સૌન્દર્યથી જે છટાદાર ભાષણ કર્યું, તેથી તેમનાં વખાણ થયાં. અને બેરીસ્ટર સાહેબનાં અહોભાગ્ય વિષે સુધારક મંડળે વાહવા જણાવી. સ્ત્રીના યશથી કેટલાક પુરૂષો ભાગ્યવંત ગણાય છે, તે માંહેના એક આપણા આ બેરીસ્ટર સાહેબ હતા.

કોઇ પણ પ્રકારે કેટલાક જાહેરમાં આવવા ઇચ્છનારને પોતાના યત્ન, યશપ્રદ નીવડો, અસરકારક નીવડો, કે ઉપયોગી નીવડો, તેની દરકાર હોતી નથી. માત્ર જાહેર મંડળમાં નામ પ્રકટ થયું, એટલે બસ છે; પછી વિષય ભલે જનસમાજને અપ્રિય હોય. સુધારક મંડળમાં 'રી-મેરેજ'નો પ્રસંગ બહુ પ્રિય થઇ પડયો. સભા સ્નેહભરી છુટી પડી અને નિમંત્રેલાં લોકો પાર્ટીમાં પહોંચ્યાં.

---

# પ્રકરણ ૪૬ મું.

## માબાપની માયા !

કૃષ્ણલાલ સોલીસીટરની ધંધાદારી શક્તિ મજબુત છતાં, શારિરિક શક્તિઓ નબળી પડવાથી અને સારી દોલત ઉપરાંત દૈવી દોલત મેળવવાની ઇચ્છા થવાથી, આ જ્ઞાની જગતનો પ્રપંચી વ્હેવાર છોડી દીધો. મુંબઇની ન્યાય કોર્ટમાંથી પોતાનું પગલું ખસેડી દીધું. જો કે પોતાની સોલીસીટરની પહેડીમાંથી નામ ન કહાડયું કેમકે પોતાને નામે પ્રખ્યાત થયલી પહેડીથી બીજા ભાગીયાઓને કમાઇ ખાવાનું હતું ! પોતાનું નામ અચળ રહેતું હતું. ઘર બેઠે પોષણ કરતાં બેવડી રકમ મળતી હતી-પોતાને સંતાનમાં મનુ એક પુત્ર તુલ્યની લાડકડી

પુત્રી હતી. તેણીને પરણાવીને ફરજ અદા કરી હતી. હવે દીકરાના ભાગ્યમાં જે હોય, તે સુખ મેળવવા સ્વતંત્ર કરી હતી.

કૃષ્ણલાલ ઉંડા વિચારનો હતો. મનુ પ્રત્યે જો કે તેનાં માતપિતાની માયા હતી, અને છેવટે સઘળી દોલત દીકરીની જ હતી, પણ એ લાલચપર લટકાવીને બેરીસ્ટરને બાયલો બનાવવા ચાહતો નહતો! દીકરીને આપેલું અને આપવાનું ધન, તે સ્ત્રીધન તરીકે રાખવાનો નિશ્ચય હતો. અને મનુની પાછળ તેનાં બચ્ચાંઓને તે માંહેનો હિસ્સો વહેંચી આપવાનો હતો. બેરીસ્ટરને સ્ત્રી તરફથી ધનની મોટી આશા નહતી, ને તેમ કરવામાં કૃષ્ણલાલે ડહાપણ વિચાર્યું હતું. સ્ત્રીધનવડે ધણીઓ મોજમજાહ કરીને પોતાનું વીરત્વ ગુમાવી દે, અથવા સ્ત્રી પોતાના પિતાના ધન પર નાચતી—કુદતી પતિને સ્હેજ દબાવીને નાદાન મગજના ફાંટથી સાચાં દમ્પતી સુખ ગુમાવી દે માટેજ કૃષ્લાલે અલ્હાયદી રકમ રાખી હતી, ને તેમાંથી મનુને દર વર્ષે ભાઇ—બીજ તથા વીર—પસલીને ટાંકણે અમુક રકમનો દાગીનો અપવા ઠરાવ કર્યો હતો. એ દાગીનો પણ સ્ત્રીધન તરીકે અનામત રહેવાનો ? સુંદરલાલ ધંધો કરે, ને સ્ત્રીને પાળે એવી ગણતરી કરવામાં કૃષ્ણલાલે ખોટું કર્યું ન હતું. અલબત્ત મનુને લગ્ન વખતે મોટી રકમપર સુંદરલાલનો હક્ક રહેલો હતો; ને તેનું કારણ ઉંડું હતું. બેરીસ્ટરના ધંધામાં કદાચ તત્કાલ લાભ ન મળે ને, ગાંઠનો ખર્ચ ખાવો પડે, તે માટે આ રકમ મદદગાર થવા સારૂ રાખી હતી; જો કે કૃષ્ણલાલે મુંબાઇનો બંગલો પોતાને ખર્ચે ભાડે રાખીને ૭ માસ સુધી મનુ તથા સુંદરલાલને વાપરવા આપ્યો; તથા તેટલી મુદત સુધીનો ખર્ચ પણ પોતે આપની ગોઠવણ રાખી, પરંતુ તે ગોઠવણથી બેરીસ્ટર અયાસી કે મોજીલો થઇને ધંધામાં ધ્યાન ન આપે, અને નવલકિશોરી જોડે મોજ મજામાં વખત ગાળે તેવું થવા ન દીધું. માબાપે પોતાની પુત્રી પ્રત્યે-

ની માયા ને ફરજ આ રીતે અદા કરી. બી. એ. સુધી દીકરીને કેળવી, અને બેરીસ્ટરને પરણાવી. તે ઉપરાંત સારી રકમ ભેટ આપી. એ કરતાં વિશેષ માબાપ શું કરી શકે ? ભાગ્યવંત દીકરીઓને સઘળાને એવા માબાપ મળે ! માત્ર દીકરીને લાડમાં છકાવી દીધી એટલીજ ભુલ કરી—પણ તેમાં કુદરતનો દોષ હતો ! કેમકે એકના એક બાળક પ્રત્યેની સ્વભાવિક લાગણીના અંધારામાં આકરી અટકાયત કરતાં દયા ને માયા વચ્ચે માબાપો બંધાઇ જાય છે, એટલે નાદાન બાળકીઓ કદાચ માબાપની ભલાઇ ને હેતનો આડો ઉપયોગ કરી લ્હે, તો તેનાજ હકમા ખોટું પરિણામ આવે છે, માબાપને માત્ર લોકાપવાદ લાગે છે ?

કૃષ્ણલાલના માનમાં પાર્ટી થઇ, અને તેમાં સારા સારા સંભાવિત નાગરિકો તેમજ અદાલતના વડા અમલદાર વગેરે જનોએ તેની કુશળતાની તારીફ કરી;અને હળીમળીને મંડળ વિખરાઇ ગયું.

બીજે દિવસે કૃષ્ણલાલે પોતા નાણાં વિગેરેનો બંદોબસ્ત કરી લીધો, અને મનુના નિવાસ તથા નિર્વાહનો તથા લગ્નમાં એકઠી થયલી રકમ બેંકમાં મુકીને છ માસની મુદત બાંધી દીધી, કે જેથી તેમને સામટી રકમ મળી શકે !

હવે માત્ર બેરીસ્ટર સાહેબને ગોઠવવાનું બાકી રહ્યું—કૃષ્ણલાલે ચોમેર નજર કરીને છેવટે મી. વાડીયા બેરીસ્ટરની ઓફીસમાં પ્રેકટીસ કરવા બેસાડયા.

મી. વાડીયા તે આપણી વાર્તાની નાયિકા મનુબાની ફ્રેન્ડ ફ્રેનીનો ધણી હતો. વિલાયતથી આવીને પાછી પ્રકટીસ શરૂ કરી હતી. મી. કૃષ્ણલાલે પોતાની પુત્રી અને જમાઇ માટે સારી રીતે ગોઠવણ કરી દીધી, અને મિત્રમંડળ તથા જન—સમાજનું માન પામીને જીંદગીનો ઉત્તર કાળ વાનપ્રસ્થમાં ગુજારવા ડુમસ ઉપડી ગયા, અહીં

આપણા બેરીસ્ટર સાહેબ લવ-લાઇફ વીમા કુંપનીનો ધંધો કરવા લાગ્યા બી. એ. થયેલી બેરીસ્ટરની બૈરીની જોડે, સશરાને પૈસે તાગડધિન્ના કરવા લાગ્યા; સુંદર અને ફેસનેબલ ગોરી ગોરી છોકરાનો લવ, અને આઇતાપર કોઇનું મારવાનું વૈભવ મળ્યો; પછી બ્રીફ-લેસ બેરીસ્ટર બીજું કામ શું કરવા કરે ? શામાટે મોજ શોખ ન ઉડાવે ! ક્યાં બોમ્બેની હાયકોર્ટની બેંચ સામે ઉભનારા બાહોશ બેરીસ્ટર થોડા છે, કે આ બ્રીફ-લેસ બેરીસ્ટર તકલીફ લ્હે ! અને શા માટે ? શું તેને ધંધો નથી ! બૈરાઓ જોડે ફેશનથી ફરવું-હરવું, હોટેલો, નાટકો, નાચ-પાર્ટી અને બોલ, તથા પૂનાની રૈસ વગેરે ક્યાં કમતી સાધનો છે ! પ્રભુ સૌને એવો રૂપાળી અને કલાવાળી બૈરી આપે !!"

---

## પ્રકરણ ૪૭ મું.

---

### બ્રીફ-લેસ બેરીસ્ટર !

"મી. વાડીયા ? ઇંગ્લંડની આ વખતની આપની મુસાફરી ત્રીજી વારની હશે ?" સુંદરલાલે પુછ્યું.

"યેસ ! પ્રથમ બેરીસ્ટર થવા ગયેલો, પછી મીસીસ સાથે ફરવા ફરવા ગયેલો; ને આ ત્રીજી વખત-એક કેસ સંબંધી ગીયેલો !"

"માઇ ડીયર ફ્રેન્ડ ? મ્હારા જાણવા પ્રમાણે તમારી પ્રેકટીસ સંસારી કોર્ટમાં લગાર નબળી છે !"

"યેસ ! મીસીસ વાડીયા લગાર ટચાક અને અભિમાની છે. તેઓ એમ સમજેચ, કે બેરીસ્ટર તો માથે પડેલા ધણી છે, અને બાવાને પૈસે મોજ ઉડાવેચ ! ખરેખર એમનું માનવું ખરૂ છે. તમે તો હવે મ્હારા દીલોજાન ફ્રેન્ડ થયાચ, એટલે ખરૂં કહેવામાં ખોટું નથી ! આપણે તો આઇતા પર કોઇનું મારનારા બ્રીફ-લેસ

બેરીસ્ટર છીએ! ગુલાબની કળી જેવી ને માખણના લચકા જેવી બૈરી મલીચ, પછી ભલે બૈરી તુમાખ કરે, તોયબી શું ? અંતે તો આપણા છતર નીચે ફાંકડી થઇને ફરેચ!"

"પણ એ તો ઘણું ઇનસલ્ટ જેવું! બૈરી પરણ્યા, ને તેના બાપની ગરજ હતી, તો આપણને સ્વિકાર્યા તેથી આપણે હલકા ને નબળા દેખાવાની જરૂર નથી!"

"અરે યાર! હવે બધું ઠીકજ છે! વળી આપણામાં સત્કાર મલે નહિ, ને મિજાજ શેનો કરીએ! ભલે તેણી ખુશી થાય તો થાય! તે એટલુંજ સમજેચ, કે ધણીનાં અમે ધણી છીએ! આપણે એમ બતાવીયેચ, કે લવ અને લેડીની એટીકેટ જાણીને તેમને માન આપીગેચ! મફતના મલીદા, અને મસીદે સુવાનું મલીઉચ, ત્યાં વરી મિજાજ સાનો કરીએ! વરી ડોસો સધામ પહોંચસે, ત્હારે ડલ્લો તો આપણુનેજ મલવાનો કેની? આપણે તો એ બ્રીફ લઈ બેઠાચ! ફક્ત એકજ કેસ હાથ પકડયોચ!"

"ત્યારે ઇંગ્લંડ સુધી ફરીને ટ્રબલ લેવા શા સારૂ ગયા હતા?"

"અરે દોસ્ત! તેમાં ઉંડાં કારણો હતાં! એ વાત લાંબી છે. ચાલ, લગાર નાક સુકાયચ; એક એક જામ પોર્ટવાઇન લઇ લઇયે!"

"શું મને પણ વટલાવવો છે?"

"હવે ત્હારી લાયરી છોડી દેની? ઇંગ્લંડ જઇને બીજું સું સીખી આયોચ! હોટેલના ખાણાં અને બ્રેન્ડી!" એટલું કહીને વાડીયા બેરીસ્ટરે સુંદરલાલનો હાથ ખેંચ્યો, અને બાટલીનું બુચ ઉખેડીને ગ્લાસ ભર્યો ગોલો શ્રીગોવર્ધનનાથકી જે!

"મી. સુંદરલાલ? સાચું કહેજે! આ જાતનો દારૂ તમે પીધોચ?"

"ખરેખર ઉમદા વાઈન છે."

"જો આ એકાદ ગ્લાસ મીસીસોને પાગો હોય, તો જુઓ

પછી ગમ્મત ! મી. સુંદરલાલ ! ખરેખર, તમારાં મીસીસ પારસી જેવાં લગાર ફેશનેબલ છે !"

" તમારા લોકો જેવાં તો નહિ, પણ-"

" તોબા ! સુઘડ અને શાણાં છે !"

" તમારી નજર તો કૃપાવંતી છેને ?"

" એટલે ? શું હું ખરાબ નજરનો માણસ છું !"

" ના; ના ! મ્હારી કહેવાની મતલબ એવી નથી."

" વારૂ, ત્યારે એકાદ વાર બંગલે આવજોની ! આવતા રવિવારે આપણે ત્હાં ખાણું લ્હેજો"

" મને તો હરકત નથી; પણ મીસીસ કદાચ—"

'અરે યાર ! ત્યારે તમો નબળા લાગોચ ! એકાદ બેવાર હોટેલની મુલાકાત લેવરાવોની તો !"

" હા; પ્રસંગોપાત સૌ થઇ જશે; હજી ધંધામાં તો ધ્યાન આપીએ ?"

" તું તો ઘેલો છે ! વરી આપણો ધંધો તે લોકો જોડે આનંદ કરવાનો, ને તેનેજ પૈસે રંગ ઉડાવવાનો છે !"

" વારૂ, તમે તેના પૈસા તમારી ખાનગી મોજમાં ખરચ્યા છે?"

." યેસ ! આ વખતે હું ઇંગ્લંડ ગયો હતો, ત્યારે તેનેજ પૈસે ગયો હતો. મીસીસને હજી તેની ખબર નથી. તેને તો એટલીજ ખબર છે, કે હું કેસ લઇને ગયો હતો, ને બાવાને પણ એમજ કહેલું; પણ ધાંખરાને અસ્ટમ—પસ્ટમ સમજાવી, પ્રેકટીસને બહાને પુટીયા કહડાવી લીધા; ને ત્હાં જઇને માશુકને—હા; હા; હા;" દારૂની ધુનમાં બેરીસ્ટરે બકેણા બાક્યા !

" મ્હારા સમ ! વળી માશુક મળેલી ?"

" હા, એક ખાનદાનની છોકરી હતી; પણ નસીબના લીલા તે

ફેલ થયા. હું જયાં ત્યાં પહોંચ્યો, તેવામાં તે સીક પડી ગયેલી; અને ફક્ત થોડા દહાડામાંજ 'ઓફ' થઈ ગઇ ! અફસોસ ! " બેરીસ્ટરની આંખમાં આંસુ આવી ગયાં.

" ત્યારે તો હવે મીસીસ વાડીયા પર પણ દીલ નહિ લાગતુ હશે?"

" ખરેખર નહિ ! ફક્ત તેના પૈસા ઉપર મારો ડોળો છે. મને તો એવો ગમ લાગીઓ, કે પછી ઇંગ્લાંડમાં રહેવાનું પસંદ પડીઉં નહિ ! '

" ખરે ન જ પડે! દીલ ઉઠયા પછી ન રહેવાય ! "

" તેમાં પણ જો મીસીસ પાધરાં હોય કની તોયે ઠીક; અમારાં ફ્રેનીને એટલાં તો લાડ જોઇએચ, કે કંઇ કસર નહિ ! સારૂં છે કે મ્હારી માસુકનો ફોટો જોયો નથી, નહીં તો કોણ જાણે શુંએ તોફાન કરે !"

" મને તો બતાવશો કની? "

" ઓ યેસ ! " એટલું બોલીને બેરીસ્ટરે પોતાની ખાનગી બેગોમાંથી ફોટો કહાડીને સુંદરલાલને બતાવ્યો.

" આ બ્યુટીફુલ લેડી લવ-લેટર વાંચેછ, "

" વાહવા ! શાબાશ ! ધન્ય છે, તેવી બ્યુટીને ! "

" શું કહુ યાર ! જો એ જીવતી રહી હોત, તો લાખો રૂપિયા લઇને લગન કરતે ? "

" અફસોસ ! " સુંદરલાલે નિસાસો મુકયો, ને પછી છબી પાછી આપી. હિન્દુભાઇએ પોતાની કશી વાત ન કરી, ને આ દારૂડીયા મિત્રનું અંતર શોધી લીધું,

બ્રીફ-લેસ બેરીસ્ટરો બીજું શું કરે ? ધંધો તો ન મળે, ત્યારે આ પ્રકારની નવી જુની વાતો કરીને વખત ગાળે ! વળી પારકા પૈસા પર અયાસી જીંદગી ગુજારવાની, એટલે પૈસો રળવાની કે ધંધો જાળવવાની જરૂર શી હોય !

બન્ને મિત્રો ગપાટા–સપાટા મારતા હતા, ત્યાં ટેલીફોનની ઘંટડી થઇ. સિપાઇએ વાત કરી, અને વાડીયાને ખબર આપી—

સસરાજી એકદમ બિમાર પડી ગયા હોવાથી ફ્રેનીએ તેને બંગલે બોલાવ્યો હતો. વાડીયો તરત તૈયાર થયો, અને ભાડાંની વિક્ટોરીયા મંગાવીને બંગલે પહોંચ્યો. બંગલે જઇને સસરાજીને મળે, ત્યાં તો તે બેહેસ્તમાં પહોંચી ગયો હતો, 'મુઇ ભેંસ ને ભાંગી જંજાળ' તેમ બેરીસ્ટર સાહેબને મનભાવતું થયું. હવે સ્વતંત્રતાથી મન–સુખ મેળવવાની તક આવી. લેડીનાં લાડ તેની કસકસતી કમ્મર પર મુકવાનો વખત આવ્યો. સુંદરલાલ પણ ઓફીસ છોડીને ઘેર ગયો. હવે આ જોડાંની પણ દરબાર જોઇએ! બી. એ. બનેલી બેરીસ્ટરની બૈરીના શા રંગ છે!!

---

## પ્રકરણ ૪૮ મું.

---

### જળમાં અગ્નિ!

॥ रे! रे! पक्षि दुराचारी अनृतं किम् भाष्यते ।
जल मध्ये कुतो ज्वाला, कुतो अग्नि प्रवर्त्तते ॥
अश्वनी जायते वच्छः कामधेनु तुरंगना ।
जल मध्ये ततो ज्वाला ततो अग्नि प्रवर्त्तते ॥*

---

*ભોજ રાજાના દરબારમાં કવિ કાલિદાસનું માન બહુ વધી પડવાથી બીજા પંડીતોએ પ્રપંચ કર્યો. ગાયને વછેરૂં, અને ઘોડીને વાછરૂં ધવરાવીને જન્મતાં તૈયાર કર્યું; અને રાજાને કહ્યું, કે કાલિદાસ પંડિતને પુછો કે ગર્ભવતી ગાય તથા ઘોડી રાજદરબારમાં વીયાવાની છે, તેને શું આવશે? રાજાએ પુછતાં કવિએ કહ્યું કે ઘોડીને વછેરૂં અને ગાયને વાછરૂં, નીયમીત અવતરતું, તેમ આવશે. થોડા દિવસપછી પેલો વિચિત્ર પ્રવેશ દેખાડયો, એટલે કવિને રાજસભામાંથી દુર કર્યો. કવિના જાણવામાં આવ્યું, એટલે તેને ખેદ થયો. આ વૃત્તાંત

જગતમાં સંગતિ દોષથી જાત પણ વિજાતિય થઇ જાય છે, તો સ્વરૂપ અને સ્વભાવને કરતાં વાર શી? સ્વભાવ તો કોમળ નેતર જેવો છે, પ્રકૃતિ કમળરૂપ છે. તેને જેમ વાળીએ તેમ વળે છે, અને કાળે કરીને તે સદા બદલાતીજ રહે છે!

"ડીયર મનુ? કુદરતે ગુલાબમાં રંગ, આંબામાં રસ અને ચંબેલીમાં નિર્મળ સુગંધ આપીને જગતને ઉપકારી કર્યાછે! ખરે, સ્ત્રીના ગુલાબી ગાલથી જગત મોહવશ થાય છે, આંબારૂપ કૂચમાં સમાયલું ધાવણુ આખા જગતમાં પશુ-પ્રાણી ને માનવોને ઉછેરે છે; અને ચંબેલીની કળી જેવી જુવાની કામવશ કંથોને આનંદ આપે છે.'

"વ્હાલા? આજ કંઇ બહુ રંગમાં છો! શું લ્હેરમાં તો નથી?"

"ડીયર? આજ હું લ્હેરમાંજ છું! ત્હારા જેવી સુભાષિણી, સ્વરૂપા ને સાધ્વી સુશીલા સુંદરી મળવાથી મને બહુ હર્ષ થાયછે."

"પણ એકાએક હર્ષ થવાનું કારણ શું છે?"

"હા; આજ ઓરીસમાં વાડીયાજી સાથે આનંદમાં બેઠા હતા, તેણે પોતાની મીસીસના સ્વભાવની અને તેના સુખની વાત કહી. ફ્રેનીના મિજાજથી કંટાળેલો મિત્ર જ્યારે નિરાશ થયો, ત્યારે મને મગરૂરી ઉત્પન્ન થઇ, કેમકે હું પણ સસરાનાજ વૈભવમાં ઝુલું છું, પરંતુ મ્હારી પ્રિયાએ મને લગારે ઓછું આવવા દીધું નથી; કદીપણ

---

કવિની પુત્રીના જાણવામાં આવ્યો, અને તેણે પોપટને પઢાવીને રાજા કને ઉડતો મોકલ્યો. રાજા ઝરૂખાપર દાતણ કરતો હતો, ત્યાં પોપટ ઉડતો જઈ બેઠો. ને બોલ્યો, કે રાજા? સમુદ્રમાં મોટી આગ લાગી છે. રાજાએ કહ્યું કે રે દુરાચારી, પંખી? વળી જળમાં અગ્નિ કેવો? પોપટ કહે "તેમાં નવાઇ નથી. ગાયને વછેરૂં અને ઘોડીને વાછરૂ કેવું?" રાજાને નવાઈ લાગી; અને ખુલાસો પુછતાં પોપટે પ્રપંચની વાત કરી, રાજા ખુશી થયો. ને કવિનો સત્કાર કર્યો.

નાજ—નખરાં કરીને મ્હારી કને સેવા કરાવી નથી. આહા! એ બિચારો કેટલો નિરાશ થયો!"

"તેથીજ વિલાયત ન્હાસી જતો હશે, ની પણુ તેનાથી કંટાળી છે."

"બન્નેનો દોષ છે. ફ્રેનીથી જેમી કંટાળ્યો, ત્યારે વિલાયત ગયો ને ત્યાં એક મડમ રાખી!"

"હેં! ખરેખર મડમ રાખી? અફસોસ!"

"તેમાં અફસોસ શો? ઘરનું સુખ ન મળે, તો બહાર ન લ્હેવું!"

"મ્હારા સમ, સચું કહેજો! તમે પણુ—"

"મને માફ કરે, તો કહું!" સુંદરલાલને દારૂ ચડયો હતો. બેરીસ્ટર વાડીયાએ જેમ ધુનમાં ઈંગ્લંડની લેડીની વાત કરી દીધી હતી, તેમ આ મૂર્ખાએ પણુ કહેવા માંડી. પેલાએ તો મિત્ર કને વાત કહી, પણુ આ ભાઈએ તો પોતાની સ્ત્રી કને પડદો ઉઘાડયો.

"વારૂ, કહો તો ખરા!" મનુના મનમાં ખેદ થયો.

"મીસ હેલન નામની એક રૂપાળી છોકરીએ મને ઘેલો બનાવી દીધો. આહા! યુરોપીયન લેડીના 'લવ'ની શી વાત કરૂં, ડીયર! જાણે બિલોરમાં પોર્ટ વાઇન!"

"ખરે, તે લોકો આશક પર મરી ફીટતાં હોવાં જોઇયે." મનુએ વધારે વાત કહડાવવા નમ્રપણે તેની વાતને મળતી થઈ.

"ઓ યસ! તેની ખુબસુરતી અને હૃદય તો બસ પરમેશ્વરે તેમને માટે સ્પેશીયલ ઘડયાં છે."

"ખરૂં; તેનામાં કેળવણી વધારે, એટલે રસ, રંગ તથા સ્વભાવને બરાબર ઘોળી શકે! પણુ એ સુંદરીયોનો પ્રેમ—રસ પીધા પછી આપણી કાળી ડોશીયો તો હિસાબમાં નહિ હોય!" મનુએ પરિક્ષા આગળ ચલાવી.

" ખરેખર નહિ, ! જો કોઇનું ચાલે, તો કદીએ ઇંગ્લંડ ન છોડે !"

" આપને જો સાંભરતું હોય, તો પધારવાને હરકત નથી !"

" જો તું મને લવલી રજા આપે, તો એકવાર ટળવળતી હેલનને દર્શન દઇ આવું; એકવાર ઇંગ્લંડ જઇ આવું !"

" અને કદાચ તેને બાળક થાય, તો તમારી શી દશા ?" મનુએ ભમર ચડાવીને કહ્યું.

" હેં ! બાળક ! કોણુ બાળક !" સુંદરને શુદ્ધિ આવી ! પોતે શું બકી જાય છે, તેનું ભાન આવ્યું,

" બસ ! એટલીજ વારમાં પોચા થઇ ગયા ? માત્ર વાત કરતાં બાળક અવતરે, અને વાત વાતમાં ગોરીઓ ગળે પડે, તો વિલાયત જઇને કોઇની છોકરીઓને મોટી લાલચમાં ફસાવી છોકરાં કરી લાવો; તો તમને શા માટે એ લાકડે નહિ લટકાવે !" મનુએ રીસમાં કહ્યું.

" અરે ડીયર ! પણુ તું શું બકે છે ! કોને કહે છે ?"

" અરે વાહરે મ્હારા બેરીસ્ટર સાહેબ ! અહીંયાં બળાત્કારના કેસનો બચાવ નથી કરવો ! અહીં ખુનના મુકરદમાને ખોટો નથી પાડવો ! ઇંગ્લંડ જવું નથી ? હેલનને મળવું નથી ?"

" શું હું એવું કંઇ બકો ગયો છું કે ? માફ કરજે ડીયર ! હું મ્હારી નીશાની ધુનમાં કંઈ કંઇ બકી ગયો હઇશ ! એનું ભલું થાય, તે જેમીએ મ્હારૂં ભેજું ફેરવી નાખ્યું. એકાદ ગ્લાસ પાઇને તેના બોલો મ્હારા મોંમાં મુકી દીધા ! ડીયર ? હું તો માત્ર લવું છું. પેલા જેમીએ મને જેમ કહ્યું, તેમ હું બોલું છું. રખે તું મ્હારે માટે સાચું સમજતી ! હાઃ હાઃ હાઃ "

સુંદરલાલે વાત ફેરવી નાખી–મનુને પણુ એમજ લાગ્યું. વરરાજ કદાચ દારૂની ધુનમાં બકતા હશે–પણુ ખટકો તો રહ્યો હો !

" ત્યારે તો હું વાત વીસરી જઇશ, હાં ડીયર ! "

" અરે પણ હા ! ત્હારી ફ્રેન્ડ ફ્રેનીનો ફાધર ઇઝ ડાઇડ ! ચાલોની, આપણે દીલાસો દેવા જઇએ ! '

" ફ્રેનીના ફાધર ગુજરી ગયા ? વાહ ! તમે તો વાત પણુ નથી કરતા ! "

" હું ભૂલી ગયો, ડીયર ! ચાલ—ગાડી જોડવા કહે; હું ડ્રેસ કરી લઉં ! " એમ કહીને બેરીસ્ટર ઉઠયો. આગલી વાત ભૂલાવી નાખી—મનુએ ગાડી જોડવા હુકમ કર્યો, ને ફ્રેનીને ટેલીફોનથી ખબર આપી. પા કલાકના અરસામાં તો દમ્પતી તૈયાર થઇને પોતાના મિત્રને ત્યાં ગયાં. મનુના મનમાં અંદેશો રહી ગયો—

---

# પ્રકરણ ૪૯ મું.

---

## વેચાયલો વર અથવા ખરીદેલો ગુલામ !!

• "ડીયર જેમી ? ટેલીફોનથી મનુ ખબર કરે છે, કે તેઓ માંટી—બૈયર, બાવાને એટલે આવેચ ! તમે લગાર ડાહ્યા થજો."

"એટલે હું બેવકૂફ છેઉં, નહિ ! ડહાપણનું પૂછડું બી. એ. બનેલી બૈરીનેજ પછવાડે લટકાવેલું હોસે, નહિ ?"

' પણ એટલા આકરા ને અધીરા પડીને ચીડાઓચ શાને ? તેમાં મેં શું કહી દીધું ?'

"તું હર વખતે મને બેવકૂફ સમજીનેજ વાત કરેચ ! શું ત્હારા બાવાનું ખર્ચ ખાઇ પીને ઉડાવી તો નથી ગીયા કેની ?"

'જેમી ? આજ એમ શું કરેચ જો ! ડીયર ! મેં ફક્ત સાદી વાત કરી તેમાં—"

"બિલકુલ નહિ, ત્હારે રીતસર વાત કરવી. હું ત્હારો ધણી છું,

કંઇ રસ્તેથી પડીયો ખ[illegible]ગો આવેલો, કે વેચાયલો વર અથવા ખરી- દેલો ગુલામ નથી !"

'હવે એ તમારી લાયરી ને ફીલસુફી કોર્ટ દરબારમાં દેખાડજો. વરી ગુલામ તો સત્તરસો વાર, ને સાત પાણીએ ધોયેલા ! બાવાના માલપર કૂદોચ ! કંઇ તમારા બાવાના બંગલામાં રહેતા નથી !"

"શું ! ત્હારા બાવાના બંગલામાં રેઉંચ ? ત્હારા બાપને સત્તરસો વાર ગરજ હતી, ત્યારે મને બોલાવીને ત્હારો હાથ સોંપીગોચ ! તમારા જેવી છકેલી ને છટેલીને રહેવ કોણુ ?"

"ને તમારા જેવા બીફ-લેસ બેરીસ્ટરને કપાલમાં ડહામ દેય કોણુ?"

"ત્હારા બાપ જેવા ઉલ્લુ !"

"ખબરદાર ! ટેક કેર ! જેમી ? તુ ઘણોજ ફાસ્ટ જાય છે ! સંભાલજે, જો લાબી ટુંકી કરશે, તો હુ તારી નથી !"

"એટલે ! શું તુ દમ મારેચ કે ? ઠીક છે, હુંબી જોઇ લેવસ !" જેમી ગુસ્સામાં ને ગુસ્સામાં ઓરડામાં ચાલ્યો ગયો. ફ્રેની રીસ ચડા- વીને બહારના હોલમાં બેઠી; એટલામાં મનુ અને સુંદરની ગાડી આવી, અને તેની જોડે હેત-પ્રીતથી મળી-ગુસ્સો અંત્તરમાં રાખ્યો; મ્હોડેથી દીલસોજી અને ભલમનસાઇ બતાવવા લાગી.

---

## પ્રકરણ ૫૦ મું.

### ભૂલભૂલામણી.

"ફ્રેની ? બાવા તો એકદમ કુચ કરી ગયા ?"

"અરે, જો પાંચ-દશ વર્ષ રહ્યા હોત, તો સૌને સારૂં હતું, આપણા જેવાંને પણ સારી સલાહ મળત !" સુંદરે ટેકો દીધો.

"પણ હમારા બેરીસ્ટર સાહેબને ગમતુ નહોતું, તે ક્યાંથી

જીવતા રહે!"

"એમ ન બોલ, ફની! લ્હારા વર તો સત્તાણુંના સોના જેવા છે—લ્હારા બાપને તે બાપ જેવાજ ગણતા હતા."

"અરે એ બધું હાથીના દાંત જેવું હતું. હજી ગુજરવાને થોડા રોજ થયા છે; ત્યાં તો વા-વીઝોરૂં લઇ બેઠાચ! જાણે બૈરીને કોઇ દહાડો જોયલીજ નથી!"

"એમ તે કંઇ હોય? તને તો ગલે લગાડીને ફરે છે, છતાં એવું બોલે છે!"

"તુ શું જાણે! હસે કોઇ તેની સગી ઘર માંડવા આવનારી!"

"અરે, પણ તેઓ છે કયાં? લાવની હું તેને મનાવું!" સુંદરે કહ્યું.

"તમે રહેવા દો! મ્હારી શરમ રાખસે."

"હવે જવા દેની! વલી મનાવવાનું શાનું! ગરજ હોસે તો પોતાની મેલે આવસે."

"ના, ના-એમ ન થાય! મને કહે, કયાં છે?"

"જો, પેલા રૂમમાં ગીયા!"

મનુ ત્યાં ગઈ, અને સુંદર તથા ફેની વાત કરવા લાગ્યાં."

"મી. સુંદરલાલ? તમે કદાચ તેની સોબતે રઝળશો? સંભાળજો, તેમને. સરતનો ચરસ ઘણો છે. તેઓએ બે ત્રણ વાર મને ભુત્રથાપ આપીને દાગીના વટીક લઇ સરતમાં હારી આવીયાચ!"

"હું કંઇ તેવો મૂર્ખ નથી. મને તો તેમણે ઘણું કહ્યું, કે ચાલો, પુને જઇએ; આપણા ધંધામાં હવે કંઇ રહેલું નથી. પણ મેં ના કહી. ખરે, તમે કહો છો તેમ સમજાવી પટાવીને નાણાં લીધાં હશેજ!"

"અરે હવે હું નથી આપતી કેની, ત્યારે મ્હારી સાથે મરાયચ! કહે કે કૂવો પુરસ, નીકર વેલાત નીકરી જવસ, જાણે તેની ઓરમાન કાઢી લાડ લેવા તૈયાર બેઠીસ!"

"તે તો ન કહેશો! વિલાયતમાં તો તેમને ઠીક ઠીક છે!" સુંદરલાલે આડકતરો લાભ લેવા બુરી નિષ્ટાને માર્ગ આપ્યો. ધણી-ધણીઆણી વચ્ચે ખટપટ જમાડીને પોતે લાભ લેવા યત્ન શરૂ કર્યો.

"તમે કેમ જાણ્યું!"

"તેની ખાનગી બેગમાં એક લેટર વાંચતી મેડમનો ફોટો છે, તે જોઇ લ્હેજો; કાગળ પણ હશે."

"અં હં:! એટલા ઊંડા પાણીમાં ઉતરેલા છે?"

"હોવે! પણ મ્હારૂં નામ ન લ્હેતાં, હો!"

"વારૂ; ત્યારે તો મને તમારી પાસેથી થોડી હકીકત મેલવવીચ! આવો, બહાર ગામમાં ફરીને વાત કરીએ, અહીંથી ચાલો!" બેરી-સ્ટર સુંદર તથા ફ્રેની બાગમાં ગયાં—સુંદરના મનમાં જાણે, કે ફ્રેનીને ફ્રેન્ડ બનાવીને તેના લવ સાથે નાણું કહાડી લઉં; પણ તેને ખબર નથી. કે એમ કરવા જતાં બૈરી અને આબરૂ બન્ને ગુમાવશે. કુદરતની અજબ કળા છે.

એક તરફ મનુ અને બીજી તરફ જેમી બેરીસ્ટરની ગુફતેગો, અને બીજી તરફ સુંદરલાલ અને ફ્રેનીની ગુફતેગો ચાલી રહી. પડતીના પાયા બેસવા લાગ્યા! દમ્પતીનાં નિર્મળ સુખમાં સડો પ્રવેશ થયો. બી. એ. બન્યાં, પરંતુ "ભણ્યાં પણ ગણ્યાં નહિ!" એવું બન્યું. કેવળ ચોપડાં વાંચીને સંસારનાં પારાંગત થવાતું નથી. આજના જમાનામાં કેળવણીનો અર્થ યુનિવર્સીટીની ડીગ્રીમાં સમાઇ જાય છે. B. A. અને M A. થયલી બાનુ વિદ્વાન ગણાય છે; પણ એ સ્ત્રીને પરમેશ્વરે જે કાર્ય—કારણુ માટે સરજાવી છે, ગૃહરાજ્યની રાણી બનાવી છે, તે વિષયનું જ્ઞાન મેળવ્યું છે? સ્ત્રીની ફરજ અને તેનો દરજ્જો અમલમાં મૂકી શકે, તેવું ને તેટલું શીખી છે! જો તે જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તો પછી બી. એ. કે એમ. એ. ની જરૂર

નથી; અગર જો તેમાંથી વિમૂખ થઇ–બહિર્મૂખ થઇ, તો જાણવું, કે પુંછડાંવાળી સ્ત્રી પોતાનું ને ધણીના ઘરનું સત્યાનાશ વાળશે !

ઘર–સંસારનો કારભાર કરવાનું સ્ત્રીયોને માથે છે. પ્રજાને ઉછેરવાનું ને કેળવવાનું તેને શીર છે; સ્વામીને સંભાળીને સામું સુખ મેળવી, છેવટે સંસાર તરવાનું કામ સ્ત્રીના હાથમાં છે. સ્ત્રીયો જો તે વાત ભૂલી જાય, અને પુરૂષના દરજ્જાને પહોંચીને, પાશ્ચિમાત્ય પ્રજા પેઠેમ હદબાહેર સ્વતંત્રતાની ટોચ પર ચડે, તો અંતે પુરૂષોને ગૃહરાજ ચલાવવાનો અને સ્ત્રીને પુરૂષની ઘોડા–ગાડીપર સ્વારી કરવાનો વખત આવે ! જેના ઘરમાં ઘરરખુ સ્ત્રી નથી; તેનું ઘરજ નથી ! કેવળ ફેશનેબલ પોશાક, ઉછળતું મન, ભોગવિલાસની ઇચ્છા, અને સ્વતંત્ર ચલણ ચાલનારી સ્ત્રી હશે; બી. એ; અને એમ. એ. બનીને મગરૂરીથી ધણી પ્રત્યે, માત્ર શીખેલી તરીકે અમલ ચલાવતી હોય, તો તેની કેળવણીમાંયે ધુળ પડી; ને તેના જન્મમાંયે ધુળ પડી !

કેળવણી કંઇ સ્વતંત્રતાથી વિવેક–ધર્મ તજાવવા માટે અપાતી નથી. સ્ત્રીઓ ગમે તેવી ચતુર ને કેળવાયલી હોય, તોપણ તે ધણીના સુખ માટે છે ! પારો જેમ શીશી વિના રહી શકતો નથી; તેમ સ્ત્રી પુરૂષ વિના રહીજ શકતી નથી. પ્રભુએ જોડી બનાવીને પોતાની કળા પ્રવર્તાવી છે. જ્યારે કુદરતનો એ માર્ગ સીધો છે, ત્યારે આપણે અકુદરતી રીતે સ્ત્રી ને પુરૂષનો દરજ્જો સરખો કરીએ, તે ક્યાંથી થઇ શકે ? દેશી લોકો પશ્ચિમ પ્રદેશની પ્રજાની નકલ કરતાં કદાચ તેવી દલીલ લાવતા હશે, પણ ત્યાંથી ઉંચી સોસાયટીનો કેળવાયેલો સંસાર ભાગ્યવંત છે. ત્યાંની કેળવાયલી સ્ત્રી પોતાના ધણીનું અરધું જીવન છે. ઘરકામમાં ને આર્ટ–કામમાં પણ સહાયભૂત થઈ પડે છે. આપણી નકલી કેળવાયલીના નાકની દાંડી, કપાળની વચમાં ભમરીરૂપે અડી જાય છે, ખરેખરી કેળવાયલી સ્ત્રી જોવી હોય, તો

'નીલમ અને માણેક' ની નવલકથા વાંચવી. ગૃહિણીયોગ્ય નવલ સુંદરીઓનાં સાત્વિક હૃદયનું સંસાર સરોવરમાં પડતું પ્રતિબિંબ જોવું; અને પછી કેળવાયલાં માબાપોએ પોતાની કન્યાઓને કેવી રીતે કેળવવી, તેનો વિચાર કરવો.

બેરીસ્ટરની બૈરીઓની ગુફતેગોમાં સારૂં ફળ પ્રાપ્ત થવાનું નથી. કહેવત છે, કે "લશ્કરકા ભેદ પાયા, આગેસે ગદ્ધા આયા !" તેમ તેની શરૂઆત સારી નથી.

આ પ્રસંગે પરસ્પર ભાવીને ભૂલ ખવરાવી–પોતાનું કે પારકાનું સુખ કયા પ્રકારે દુઃખના ખાડામાં પડશે, તેનો ખ્યાલ કર્યો નથી. મનુ અને ફ્રેનીનાં કોમળ મન બેરીસ્ટર સાહેબોએ ઉંચાં કરી દીધાં. તેઓ એમ સમજ્યાં હશે, કે આ કોમળાંગી સ્ત્રીયો પોતાના રોબથીજ દબાઇ જશે, પણ તેમણે સમજવું જોઇએ, કે આ સ્ત્રીયો આપણી ગરવી ને ગુણીયલ ગુણવંતી નથી; એમણે તો બી. એ. બનાકે જીન્દગી બરબાદ કી હય !"

આ પ્રસંગ આગળ ચલાવીએ, અને દમ્પતીનાં મનનું સમાધાન કરાવીએ, ત્યાં પેપરમાં એક ચોંકાવનારી ખબર આવી.

"વિશળપુર સ્ટેટમાં રાજ–પ્રપંચ" એ મથાળા તળે તાર–સમાચાર હતા. વાત સંભ્રમમાં પડી, અને એજ સંભ્રમમાં બન્ને બેરીસ્ટરો અને સહિયરો છુટાં પડયાં.

વિશળપુર સ્ટેટમાં શો રાજપ્રપંચ હશે, તે જાણવાને આપણે પણ કાં આતુર ન હઇએ ?

"શું કહું સુંદરલાલ ? 'ગળે ગાંઠ ને મ્હોયે કુચો,' એવો મ્હારો હાલ થયોચ ! બાવા ગુજરયા, અને બેરીસ્ટર સાહેબે જેર મારીઉચ, પન હું કંઇ બાપડી, બિચારી નથી. બાવાનું ધનુંએ છે; મ્હારી એકની એક જીંદગીને પુરતું છે. જીવતાં સુધી ખાવસ, ને પછી ધર્માદામાં

બાકીનું આપી દેવસ." ફ્રેનીએ અંતરની દાઝ સુંદર કને કહાડી !

"રાજાને માથે મુકુટ હોય, તોજ સારો લાગે ! સ્ત્રીને માથે ધણી હોય, તોજ સ્ત્રી શોભે ! તમે ભણેલાં, કેળવાયલાં, સમજુ ને ડાહ્યાં થઇને એમ જરા જરા વારમાં ને ન્હાની ન્હાની વાતમાં ગુસ્સે કેમ થઇ જાઓ છો ? તમે બી. એ. થયાં, ત્યારે તો તમારામાં ઉમદા ગુણ હોવા જોઇએ; પણ આમ જોતાં તો અભણ સ્ત્રી કરતાંએ તમારો સ્વભાવ હલકો જણાય છે."

"કાં તો અભણ સારાં, કે કાં તો પુરાં શીખેલાં સારાં ! અમે બી. એ. થયાં; અને અંગ્રેજી એટીકેટ મગરૂરી શીખ્યાચ; કંઈ ધણીને તાબે રહીને ગુલામગીરી કરવાનું શીખ્યાચ નથી !"

"તમે ચિન્તામણી રત્ન છો. સ્ત્રીજાત ઉંચા પ્રકારની મેનહુડ ગણાય છે."

"પણ એ ચિન્તામણી, સાપના માથપર ચડેલી છે તો !"

"જો વધારે મન બગડશે, તો સંસારમાં સડો પેશશે, માટે થોડું તેમણે દરગુજર કરવું જોઇએ."

"સ્વભાવનું ઓસડ નથી; પણ માત્ર એટલેથીજ આ દુઃખ ટલે તેમ નથી. તેમની હીલચાલ મને સારી લાગતી નથી."

"તમે ખોટો શક રાખો છો. હા; તેમનું એક લફરૂં ઇંગ્લંડમાં હતું ખરૂં, પણ તે લેડી ગુજરી ગઇ !" સુંદરલાલે ડહાપણ દેખાડતાં મુર્ખાઇ કરી. ભલું કરવા જતાં ભુડું કર્યું. શક નિવારણ કરવા જતાં સળો પેસાડયો.

"બસ; મ્હારે એટલુંજ જાણવું હતું. વારૂ, તે તો જાણે થયું; પણ પુનાની સરત વિષે શું છે ?"

"પુનાની સરતનો તેમને ઘણો શોખ છે. મને પણ તેમણે આગ્રહ કરેલો, પરંતુ મ્હારા જેવા ગરીબને તે પરવડે તેમ ન હોવાથી

મેં ના કહ્યું; હજી પણ કંઇક ડીરીકલ્ટીમાં છે ખરા !"

" હોસેજ ! તેના ચહેરાપર છવાયલી ઉદાસી કહી આપેચ, કે તે ડીફીકલ્ટીમાં છે. હવે કહો, હું પૈસા આપીને તેને ફંદીજ બનાઉં કે ?"

" એકવાર બધું પતાવી દો, ને પછી કબજામાં રાખો."

" ના; એ વાત બનવાનીજ નથી ! જે થાય તે ભલે થાય. જો તેઓજ સામેથી આવે ઐ !" મન અને જેમીને બહાર આવતાં જોયાં એટલે ફ્રેની અને સુંદરે વાત બંધ કરી, અને ફુલ–પાન જોવા લાગ્યાં.

" નોબલ મનુ ? શું વધારે વાત કરૂં ? ફ્રેનીનો સ્વભાવ દાધાબરીયો ને અદેખો છે."

" મી૦ જમશેદજી ? આપ સારે જગ સારૂં ! તમે જો બૈરીને ન ચાહો, તો તમને તે કેમ ચાહે ! દીલ ઉપર દીલ છે કની ?"

" હું તો મારો જીવ આપુંચ !'

" પણ ઉપરથી કે અંતરની અંદરથી ?"

" વરી બે જીવ તો હોઇ શકેજ નહિ !"

" ફ્રેનીના શક મુજબ કદાચ તમે બીજી કોઇ ગોરીને ચાહો છો?'

" વિલાયત જતા પહેલાં તમે એમ બોલી ગયા હતા, ખરા કે હું એક ગોરી મડમ લાવવાનો છું ?"

" હા, પણ તે તો માત્ર રમુજ હતી !"

"ના; એ વાત ખરી છે. કદાચ હવે તેણી હૈયાતઞી ન હશે–"

" તમને કોણે કહ્યું ? મને લાગે છે, કે સુંદરલાલે વાત સમજાવી હશે. જેમીના અંતરમાં દાઢ ઉઠયો."

"ગમે તેણે કરં; પણ વાત ખરી કે નહિ !"

" તદન ખોટી ! એમણે પોતાનો ગુન્હો છુપાવવા એ વાત કરી હશે ?"

" તેણે શો અપરાધ કર્યો છે ? "

"તે વાત કહીને નાહક તમારા મનમાં ખતરો ઉભો કરૂં "

" મ્હારા સમ ! જમશેદજી ? તમે સાચું કહો; મને શક તો પડયો છેજ ! આજે ઓફીસમાંથી આવીને એવોજ બકારો કરતા હતા. જ્યારે શુદ્ધિમાં આવ્યા, અને મેં શકથી પુછવા માંડયું ત્યારે કહે, કે જેમી સાહેબે કરેલી વાત મ્હારી ધુનમાં આવી ગઇ છે ! "

" હવે વધારે શું પુછો છો ? તમે જે સાંભળ્યું, તે ખરૂં ? જેમીને આયતો દાવ મળી ગયો, સુંદરલાલને ખાનગી વાત કહી, તે તેણે પોતાની પત્નિને કહી; અને તેણી કદાચ કેનીને કહે, તો કેવું પરિણામ આવે ! અલબત્ત આ વિશ્વાસઘાતથી જેમીને ક્રોધ ચડે, અને તેનો બદલો લેવા જેમી જો મનુને આડો માર્ગ બતાવે, તો નવાઇ નહિ !

" તોપણ ખરી હકીકત શું છે ? "

તે તો મને પુરી ખબર નથી, પણ તેનાજ કહેવા પ્રમાણે કોઇક લફરામાં પેઠેલા તો છે.

" જો તેમ હોય, તો અમારે શું કરવું ? "

" તે તો બા તમે જાણો ! "

" બેરીસ્ટર તરીકે સલાહ ન આપો ! "

" છુટા છેડા કરો ! "

" અમારા હિન્દુમાં તો રિવાજ નથી ! "

" સ્વયંવરનો કયાં ચાલ છે ? એ જેમ એક સુધારો કર્યો તેમ આ પણ એક નવા સુધારાનું બીજ રોપો ! "

" ત્યારે તમારા નસીબે પણ તેમજ થશે ! "

" નસીબમાં લખેલું હસે, તો તેમ થસે. "

મનુના કોમળ મનમાં ખટકો પેઠો. બન્ને વાત કરતાં કરતાં બહાર આવ્યાં. પરસ્પર દમ્પતીનાં મન ઉદાસ થઇ ગયાં થોડીવાર પછી

બાગમાં બન્ને સહિયરો સાથે ફરવા લાગી. બન્ને બેરીસ્ટરો જગત ચર્ચા કરવા લાગ્યા. સૌના મનની વાત સૌ જાણે !

"મનુ ? સાંભળીઉં કે ! જેમી કેવા પ્રકારનું માણુસ છે તે ! તું વારે વારે મને ઠપકો દેતીતી; પણ તેના ઢંગ જોયા ! વિલાયત કેસ માટે ગયા હતા ! ધુળ ને ઢેફું !" ફ્રેની ગુસ્સામાં બોલી–

"ફ્રેની ? માટીડાઓ ખરેખર ઘાતકી દીલના તો ખરા ! કેળવાયલી, રૂપાળી, ને લવલી બૈરી મૂકીને પારકે ઘેર તે શાને હડધુત થવા જતા હશે !"

"એનું નખોદ વાળવા ! મ્હારૂં તો મગજ ફરી ગીયેલું છે; હું કદી તેની સાથે રહેવાની નથી. એક તો દારૂની બાટલીનો સુમાર નથી. છાકટા થઇને તોફાન કરે છે, તેની હદ નથી. ગઇ રાતે મને તોબાહ પોકરાવી ! વરી સરતનો જુગાર ને રાંડોના ઘર જુદાં ! બ્રીફ–લેસ બેરીસ્ટરના ધંધા તો જો !"

"મનુ ? હવે મ્હારે વધારે શું કહેવું ! આજની હકીકતથી હું પણ હારી ગઇ છું. મ્હારા વર પણ એવાજ છંદી નીકળ્યા છે !"

"ખોદા પનાહમાં રાખે ! અફસોસ !"

મનુ અને ફ્રેની હજી મનના ઉભળકા બહાર પાડે છે, ત્યાં તાર વાળા સિપાઇને જોયો; અને બન્ને બેરીસ્ટર આગળ આવ્યાં. સુંદરલાલનો તાર હતો; અને તેમાં અગત્યના કામસર વિશાળપુર બોલાવવામાં આવ્યા હતા. હજી એ વાતની શંકાનું સમાધાન થાય, ત્યાં પેપર આવ્યું. તેમાં 'વિશાળપુરની રાજ ખટપટ' એ મથાળા તળે તાર–સમાચાર હતા. સુંદરલાલે રાતની ટ્રેનમાં ઉપડી જવા ઠરાવ કર્યો. અને મિત્રમંડળ સ્નેહથી છુટું પડયું. મ્હોંપર કૃત્રિમ ઉજાસ હતો; પણ અંતર અંધારાથી ભરપુર હતું. ઇશ્વર જાણે, આ ખટપટનું શું પરિણામ આવશે !

---

# પ્રકરણ ૫૧ મુ.

## વિશાળપુરની રાજ ખટપટ !

રાજકળા ત્યાં પ્રપંચ અનાદિ કાળથી ચાલતા આવ્યા છે. પાંડવ કૌરવનાં ઠેલ્લાં મહાભારતના યુધ્ધમાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કંઇ થોડું છળ-કપટ નથી કર્યું; અલબત દુષ્ટોને સંહારવા અને ભકતોને ઉદ્ધારવા માટે પ્રભુજીને સંસારી માયા બતાવવી પડે છે અને યુગેયુગ અવતાર લેવો પડે છે, પરંતુ રાજ ખટપટનો જન્મ તો આદિ-કાળથીજ થયલો છે.

વિશાળપુર રાજમાં નવી ખટપટ જગાડનાર ખરેખર કહીએ, તો લેડી લીનાં હતી.

મીસ લીનાંનો ફાધર ગુજરી ગયો, અને તેણી વિશાળપુરના પ્રિન્સ જોડે રહી; પ્રિન્સની નજર પ્રથમથીજ બગડેલી હતી. કોઇ પણ પ્રકારે લાલચનું હથિયાર બનાવીને લીનાંને પ્રિયા કરવી હતી. કુદરતે સરળ માર્ગ શોધી આપ્યો. મી૦ મેકલીન અકસ્માત ગુજરી ગયા અને તે તકનો લાભ લઇને પ્રિન્સે આ કોમળાંગીને કબજે કરી લીધી. આ વાત પોલીટીકલ સ્ટીલ સાહેબના જાણવામાં આવી, અને મીસ લીનાંને પોતાને બંગલે બોલાવી. મીસ લીનાં ઘણા માન સાથે ત્યાં ગઇ, સાહેબે તેને હેત-પ્રીતથી જમાડી; અને જતાં જતાં તેણીને સાહેબે હાલત પુછી. લીનાંએ ઉડતો જવાબ આપ્યો. સાહેબે તેની અનાધાર હાલતમાં લગ્નવતી થઇ જવાનો ઉપદેશ કર્યો; લીનાંએ પરણવાનો દુરાગ્રહ બતાવ્યો. સ્ટીલ સાહેબે તોપણ આગ્રહ કર્યો. લીનાંએ જવાબ આપવાનું મુલતવી રાખ્યું; અને છુટી પડી.

સ્ટીલ સાહેબની વિહ્વળતા ઉછળી રહી. લીના જેવી ખુબસુરત નાજનીને પરણવાનો લાભ અટકયો નહિ. એક કરતાં વધારે વાર તેણે

યત્ન કર્યો, પણ પાર પડયો નહિ !

પ્રિન્સ પ્રત્યે લીનાંની અથાગ લાગણી હતી. લીનાં ગોરા સાહેબની અપ્રીતિના ઝેરથી કંટાળી ગઇ હતી, ને પરણવા પ્રત્યેજ અભાવ થયો હતો. પોતાના રક્ષણ માટે પ્રિન્સે કરેલી ગોઠવણ માન્ય કરી હતી—અને પિતાએ પ્રિન્સને સોંપેલો હાથ કાયમ રાખવા ચાહતી હતી-લગનવતી થવાની ઇચ્છા પ્રબળ ન્હોતી; પણ ગોરા સાથે વરવાની વાત પડતી મૂકી હતી.

કેટલોક વખત વીતિ ગયો—પ્રિન્સ અને લીનાંનો પ્રેમ સદૃઢ થતો ગયો. લીનાં જોકે જુદાજ બંગલામાં રહેતી હતી, પણ દરરોજ એક વખત પ્રિન્સ જરૂર મુલાકાત લ્હેતો હતો. સવારે પ્રિન્સ તેણીને બંગલે જતો હતો; અને સાંજે તેણી પ્રિન્સની ગાડીદ્વારા મહેલમાં આવીને પછી બન્ને સાથે ફરવા જતાં હતાં-

સ્ટીલ સાહેબથી આ ભાવ જોઇ શકાયો નહિ ! નેટીવ પ્રિન્સ એક મનમોહક યુરોપીયન છોડીને બગલમાં લઇને ફરે, એ તેને શીરચ્છેદ જેવું લાગ્યું—

સ્ટીલ સાહેબે પોતાના વિશ્વાસુ શીરસ્તેદારને મનની ઇચ્છા જણાવી—લીનાંને કોઇ પણ પ્રકારે પરણાવવાની યોજના હાથ ધરવા હુકમ કર્યો. શિરસ્તેદારે પ્રિન્સના દિવાન મારફતે કામ લીધું; દિવાને આ વાત પ્રિન્સને કરી-પ્રિન્સ બહુજ ગુસ્સે થયો—આ—ગુસ્સો સાહેબ કને રજુ થયો, અને સાહેબ છેડાયો. દિવાનને જે કામ—સોંપવામાં આવ્યું હતું, તે સમજણ અને સબુરીથી જાતે પાર પાડવાનું હતું, નહિ કે પ્રિન્સને કહી દઇને વાત વંઠાડી નાખવાની હતી—વળી સાહેબ મીસ લીનાંને ચાહે છે, તેને પરણવા માગે છે, એવી હકીકત આ નોકરોદ્વારા પ્રિન્સને જાહેર કરવાની જરૂર નહોતી; ને તેમ થવાથી સાહેબે મોટું અપમાન માની લીધું હતું.

સાહેબને જે અપમાન લાગ્યું, તેનું વૈર લેવા દિવાનને સપડાવવાની કોશિષ ચાલુ કરી—દિવાને, પ્રિન્સને વાત કરવાથી તે તથા મીસ લીનાં ચેતી ગઇ, અને કામ બગડયું; જોકે મીસ લીનાંનો વિચાર ન્હોતો, એ અપવાદ આગળ ન આવ્યો, પણ દિવાનને અવળાં નસીબ અને કુડાં કર્મ ભોગવવા સરજેલાં હશે, તે એ હોળીનું નાળીયેર થઇ પડયો; અને આ નિમિત્તે તેનાપર આફતે ઘેરો ઘાલ્યો.

સાહેબના શિરસ્તેદારે દિવાનનાં કાવતરાં અને ખટપટની શોધ કરવા માંડી—બીજી તરફથી રાજમહેલમાં ખાનગી કારભારીને કબજામાં લઇ લીધો—અને કારભારીદ્વારા રાણીઓને ઉશ્કેરી—કોઇ પણ પ્રકારે લીનાં અને પ્રિન્સને છુટાં પાડવાનો ઘાટ ઘડયો.

પ્રિન્સ પોતે લીનાંને ત્યાં જતો અટકે, એ પ્રકારે રાણીઓ કને પ્રિન્સને વિનંતી કરાવી. પ્રિન્સે તેનો તિરસ્કાર કર્યો, એટલે સાહેબ કને વિનંતી પત્ર રજુ કરાવ્યું; સાહેબે પ્રિન્સનો જવાબ માગ્યો, એટલે પ્રિન્સે જવાબ આપ્યો, કે મ્હારા રાજમહેલની ખાનગી ખટપટમાં પડવાની સરકારી અમલદારને જરૂર નથી. આ વાતમાં સાહેબનું કંઈ ચાલ્યું નહિ. બે બાબતમાં સાહેબ નિષ્ફળ નીવડવાથી અધિક ગુસ્સે થયો. અને તેણે બીજી ખટપટ શરૂ કરી.

---

## પ્રકરણ પર મું.

### વહેમના વંટોળીયામાં મનોરમા !

મધુરી મનુ સુધરેલી સોસાઈટીમાં ઘેર આવી. મિત્રમંડળ અને હિતૈષીઓ સાથે ગેલ-ગપ્પાં કરીને નિરાંતે ઘેર આવી પતિના જવા પછી કાગળ ન હોવાથી અને મનમાં કંઇક છુપી મુઝવણ થતી હોવાથી, જ્યાં સુધી બહાર રહી, ત્યાં સુધી તો દુઃખ ન થયું, પણ

ઘેર આવતાં દીલ ગભરાવા લાગ્યું. ઘેર જતાંજ તેના હાથમાં વિલાયતની ટપાલનો કાગળ આવ્યો. ને તે સાથે એક સુંદર પેકેટ જોયું હતું. પિયુજી પરગામ પધાર્યા હતા. પ્રિયાએ વિશ્વાસ મેળવ્યો હતો. ટપાલના કાગળો ઉખેડીને વાંચવાનો મનુ હક્ક ધરાવતી હતી. ગુણુજ્ઞ મનુએ પ્રથમ પેકેટ ઉખેડયું; આહા! તેમાં એક સુંદર નમુનેદાર નાજનીનો ફોટો હતો. એક ખુબસુરત જુવાન કન્યાનો ફોટો હતો. નીચે સ્વહસ્તે લખેલા અક્ષરો હતા.

"તમારી તાબેદાર હેલન!"
Yours Sincerely,
Halen."

× × × ×

"વાહ! ત્યારે તો આ પત્રના પરબીડીયાંપરના અક્ષરો હેલનના અક્ષરોને મળતા આવે છે! રખે એ પત્ર પણ તેનોજ હોય!" વહેમના વંટોળીઆમાં વિંટળાયલી મનુએ પત્ર ઉખેડયો. અરે, ઉખેડતાંજ પહેલી નજર છેલ્લી સહી પર પડી, અને તેમાં પણ એજ તાબેદાર હતી! પત્ર વાંચે, તે પહેલાં તો મનુને તમ્મર આવી ગઇ! કાગળ હાથમાં અને માથું કોચના ઓશીકા તરફ ઢળી પડયું, શરીર પાણી–પાણી થઇ ગયું! મગજ ભમવા લાગ્યું!

કોઇ હાજર ન હતું. કોઇને સાદ પાડી શકે, બોલાવી શકે, સારવાર કરાવી શકે, તેવી મનુની શક્તિ કહી ન્હોતી!

જરાવારે તેણીને શુદ્ધી આવી; અને પત્ર વાંચવા દીલ લલચાયું! જો આ ટાણે પત્ર વાંચ્યો ન હોત તો ઠીક થાત, પરંતુ કુદરતે પ્રેરેલી બુદ્ધિ પ્રમાણે દોરવાઇને પત્ર વાંચ્યો. જો કે મન દઇને તો ન વાંચ્યો, પણ જેટલું જાણ્યું તેટલું બહુજ અસરકારક નીવડયું

આ પત્રમાં શું હતું તે જોઇએ!

"મ્હારા વ્હાલા સુંદર."

મનને પ્રેમના તારમાં બાંધી ગયા—મોહ લગાડીને અદ્રષ્ય થઇ ગયા—ઇન્ડીયાની હવા લ્હેવાને કેટલાક દિવસોએ વીતિ ગયા; અને કાર્યમાં ઠેકાણે પડીગયા; ત્યારે કુશળતાનો માત્ર એક પત્ર, અને તે પણ એડ્રેસ જાણવા માટે આવ્યો, વારૂ, એટલી યાદ કરી, તે માટે પણ ઉપકાર થયો.

ડીયર? મ્હારો દિવસ દોહલો થઇ પડયો છે. રજની વેરણ થઇ પડી છે. મને હવે ચેન પડતું નથી. મ્હારા ઉદરમાં તમારા લવનું બિન્દુ ઝળકતું હોય, એમ માલમ પડે છે. તમારા પ્રિન્સને મુકીને તમે તાકીદે આવનારા હતા; અને અહીંનીજ કોર્ટમાં પ્રેકટીસ કરવાના હતા; એ વિચાર મને તાકીદે જણાવ્યો નથી. મને લાગે છે, કે તમે જલદી આવવાના હશો, અને મને આનંદમાં ગરકાવ કરવાના હશો, તેથી પ્રકટ લખેલું નથી—હું આશા રાખું કે મને મ્હારા લવર ઓચીંતા મળે!

વ્હાલા? શું તમે મને ઇન્ડીયાની મોજ ચખાડવાને લ્હેવા આવશો, કે જાથુકના અહીં રહેવા આવશો? જો તમે નહિ આવો, તો છેવટે હું તો આવીશજ; જો તમે સીઝનપર આવો, તો થોડા દહાડા બહારગામ મોજ ઉડાડવા જઇયે; અગર નહિ તો હું એકલી મ્હારી માસીબા જ્યાં ખેતરો ને વાડીઓની નિર્મળ હવા લ્હે છે, તેને ઘેર જઇશ. તમારો પત્ર આવતા સુધી હુ હજી થોભીશ—

લન્ડન. તમારી તાબેદાર

હેલન."

"અફસોસ! બેવફા ભરથાર? અફસોસ! મનુ નિસાસો નાખતી ફરીને ઢળી પડી—સુખના આમ્ર વૃક્ષપર વૈરના કુહાડાનો ઘા પડયો.



# પ્રકરણ ૫૩ મું.

## ફ્રેની પર આફત !

મનુની માનીતી ફ્રેન્ડ ફ્રેની આફતમાં આવી પડી. તેના સ્વચ્છંદી સ્વામીના સંતાપમાં ઝુરતી મધુરી વિમાસણના વાયુમાં ઉડતી હતી. મગજનું ચક્કર છાપરાપર ચડીને બેઠેલું હતું. ધણી—ધણીયાણીને કજીયો થયા પછી મનુ અને સુંદરના પરસ્પર વિંતડાવાદે બન્નેનાં મગજ ફેરવી નાખ્યાં હતાં. મી. જેમીને સરતનો અદ્દભુત શોખ હતો. વળી તેને લગભગ વીસથી પચ્ચીસ હજારનું કરજ માથે ભમતું હતું આ કરજ ફીટાડવા માટે મારવાડીઓને બમણી–ત્રમણી ચીઠીઓ લખી આપી હતી; ને આજે ફરીને દાવ અજમાવવા પુને ગયો હતો. સરત રમતાં લીમીટ રહી શકી નહી, દશ હજારનો લુમખો ગુમાવી દીધો, જેનાપર લગભગ પચાસહજાર જીતવાની આશા હતી, તે જીત, હારપર ઉતરી ગઇ; અને હવે પુનામાંથી નીકળવાનું ભારે થઇ પડયું. આખી રાત ગમમાં ગિરફતાર થઇને વિચાર કીધો; અને અંતે ફ્રેની ઉપર એક વિનંતીપત્ર લખી કહાડયો.

" ડીયર ફ્રેની ! "

તું મ્હારા તરફ દયાળુ ને કૃપાળુ હતી, પણ હમણા મ્હારાં હત ભંગ્યે સામી પક્ષવાદી થઇ છું. પણ મને આશાછે, કે તું તેવી સદા રહીશ નહિ !

વ્હાલી ! હું ફસી ગયો છું મને એકવાર મદદ કરીને બચાવી લ્હે ! મને તાકીદે દશહજાર મોકલી આપ; નહીં તો મ્હારો જીવ ઉડી જશે–મ્હારો દેહ પડી જશે ! જોઇએ તો માન કે ન માન; પણ હું મોં દેખાડી શકવાનો નથી; એટલી રકમ મળયા વિના મુંબઇ આવી શકવાનો નથી.

લા. ત્હારો,–

પુના. જેમી "

ફ્રેનીએ કાગળ વાંચીને ફેંકી દીધો. જુગારી અને લુચ્ચા તથા જુઠાબોલા ને વિષયી ધણીપર તરતજ તાર કર્યો.

" જુગારી માણુસને મદદ કરીને તેના હવસને મદદ આપવી, એ ગોયા તેની જીંદગી બરબાદ કરી નાખવાનું પાપ વોરવા જેવું છે.—ક્ષમા કરશો'

પ્રિયાના ઉકળતા ને ઉછળતા શબ્દો જેમીને પહોચ્યા, અને તેનું લોહી તપી ગયું. દારૂના કેફમાં ને આફતના ઘેનમાં દેહત્યાગ કરવા ગયો. બેરીસ્ટર સાહેબ સરતના મેદાનમા પરાજય પામીને પરાભવ કરવા ચાલ્યા. બી. એ. જેવી કેળવાયલી ને સમજુમાં ખપતી સુંદરીના સ્વામીજી આપઘાત કરવા ચાલ્યા.

મીસ ફ્રેનીનું ભાગ્ય ફેરવાઇ ગયું ! વૈભવ વિલાસમા નિષ્ફળ નીવડી. બી. એ બનેલો બૈરીએ કેળવણીને દોષ લગાડયો. બી. એ. ની ડીગ્રીમા દોષ નથી, પણ તેના ઉપયોગમાં અપવાદ છે ! ઘઉંના ગુણમાં દોષ નથી; તેને કેળવવામાં ને પકવવાની ખામીમાં દોષ રહે છે ! ફ્રેની વિમાસણમાં પડી, અને ગંભીર વિચાર કરતી એકલી એકાન્તમાં બેઠી. •ભાવીને કુદરતની રમતમાં રમતું કર્યું. તેણીનો મનોહર ચ્હેરો ફીકો પડી ગયો, તેના મોં ઉપરનો ચળકાટ ધીમો પડી ગયો. જાણે, આફત કાળે ઘેરી લીધેલી વાદળી આમ તેમ વાયુના વેગમા દોડતી હોય તેમ ફ્રેનીના મન-વિચાર દોડવા લાગ્યા ! અહા !

## સુંદરીનું મધુર ચિત્ર ચિન્તાના તાપમાં પડયુ.

કુદરતની કળા ન્યારી છે, ફ્રેનીનો વિચાર પાછો ફર્યો, એકવાર ધણીને દશ હજારની મદદ કરવી. છેવટે આ મદદ આપીને તેને ઝકડી લ્હેવો—કબજે કરી લ્હેવો; ને પછી તેને છુટો થવાજ ન દેવો. આફત વડે વ્યસનનો નાશ થાય છે. જો કે એવાં માણુસને તો આડકતરી રીતે થોડા દહાડા જેલ જાત્રા કરાવવી જોઇએ, પણ ફ્રેનીએ આખરે

મદદ કરવાનોજ ઠરાવ કર્યો. વેચાયલા વરને, કહો કે ગુલામગીરીની ધુસરી ગળે ઓળવનારા, અને રીતની ભીખ માગનારા, ક્રીફ-લેસ બેરીસ્ટર જેવા, ઘરજમાઇ થઇને પારકે પૈસે દિવાળી કરનારા જુવાનોને જેલમાંજ ઝપલાવી દેવા જોઇએ; પણ ફ્રેનીયે તેટલી હદ સુધી દયાને દબાવી ન દીધી; મદદ કરવાનો તાર કર્યો, અફસોસ! મદદનો તાર પુને પહોંચે, ત્યાં તો મી. જેમી વાડીયા જમદાર પ્હોંચી ગયા. તારનો જવાબ આવે, ત્યાં પત્ર આવ્યો: અને ફ્રેનીએ ધ્રુજતે હાથે ઉખેડતાં જેમીના આપઘાતના ખબર મળ્યા. જેમીના પત્રમાં લખેલું હતું ?–" ફ્રેની,

આ પત્ર લખતાં મને બહુજ દુઃખ ઉપજે છે, કેમકે બી. એ. થયેલી બૈરીને પરણવામાંજ ભૂલ નથી કરી, પણ માબાપના લાડમાં ઉછરેલી ને ઉદ્ધત્ત બનેલી સ્ત્રીને પરણીને મેં જન્મ ગુમાવ્યો, તેનું બહુજ દુઃખ થાય છે. બી. એ. સુધી કન્યાને કેળવવાની જે અગત્ય માબાપો વિચારે છે; તેણે બ્હી જવું જોઇએ, કે રખે તેને પરજાતની નકલી સ્વતંત્રતાનો પાશ કે ડાઘ ન લાગે! વળી તેણો જે કાર્ય કરવા જન્મી છે, તેને લાયક બી. એ. ની કેળવણી છે, કે દેશી સંસારની સાદી સ્થિતી સાથે પોતાનો બી. એ. નો દરજ્જો સરખાવીને, દેશી સંસારને જંગલી બનાવવાનો છે! આ ખ્યાલ પણ માબાપોએ વારંવાર રાખવો જોઇએ. ત્હારા સંબંધમાં ઉલટુંજ થયું છે. તને બી. એ. બનાવી, પણ તેથી ત્હારી ને મ્હારી બન્નેની જીન્દગી બરબાદ થઇ. તેં બી એ. થયા પછી માની લીધું, કે હું કેળવાયલી, યુનિવર્સીટીની ડીગ્રી પામેલી, લેડી, મ્હારો દરજ્જો મોટો, હું પૈસાદાર સોલીસીટરની છોકરી, મ્હારો ધણી ક્રીફ-લેસ બેરીસ્ટર, ને વળી માથે પડેલો વેચાયલો વર,–તે મ્હારા સાથે સરખાવતાં કોણ?– અરે હું કોણ? ભૂલો પડેલો ભમરો! જો હું બી. એ. થયેલી બૈરીને

પરણ્યો ન હોત, તો લાંબો જન્મારો ગુજારત !

મ્હારાં નસીબે બી. એ. થયલી અને કેળવાયલી સ્ત્રી મળવાથી, તથા પૈસાદાર સોલીસીટરની કન્યા મળવાથી મેં મ્હારા તકદીરને ધન્યવાદ આપ્યો, પણ મેં જોઇ લીધું કે, વાસ વગરનું રંગીન ગુલાબ એક B. A. થયલી બૈરીની ગરજ સારે છે! પૈસાવાળા તે બધા કુલીન ગણવા, એ મૂર્ખાઇ ગણાય છે! આજના જમાનામાં પૈસાવાળા મોટા માણસ ગણાય છે; પછી ભલે તે ગરીબની ગરદન મારે, કંજુસાઇ ને લ્હાસરીયાપણામાં, વગર પૈસે, રૂવાબથી ગરીબ કને કામ કરાવીને ગામને લૂટતા હોય !

આજકાલની ટચાક છોકરીયો એમજ સમજે છે, કે અંગ્રેજી ભણી એટલે પાવરદા થઇ ગઇ! પેલી અંગ્રેજ છોકરીયોના આન્તરીક ગુણ કે તેની નમ્ર રહેણી કરણી ન જુએ; પણ ભપકા, છટા, મગરૂરી, ને સ્વતંત્રતા, તે પણ ગરીબ હિન્દના દેશીઓ પ્રત્યે; નહિ કે પશ્ચિમ દેશમાં; ત્યાં તો ટકાની ત્રણસો રવડે છે; દેશીઓની ભીખપર ગુજારો કરતી હોય છે; તેવી રંક કન્યાઓ, અહીં ખરો ખોટા ભપકો, ને હલકો મિજાજ દેખાડે, તેની નકલ કરીને દેશી કન્યા નાક ઉંચું ચડાવી પોતાનું ભવિષ્ય બગાડે છે; ને સાડીને ઘાઘરા બનાવી, ને બાલને જીંથરાં બનાવીને અને સાદા પોશાકને ખરચાળુ ફેશનેબલ બનાવીને, તુમાખથી વર્ત્તે છે: ને ખોટી રીતે મગરૂરી રાખીને, પોતાના કરતાં કોઈ સારૂં નથી, એવા ફાંકામાં ભવિષ્ય બગાડે છે; તેણે દાખલો લેવા ઇંગ્લંડ જવું જોઇએ, ને ત્યાંની ખરી કેળવાયલી અંગ્રેજ કન્યાની નમ્રતા, દયા, સુશીલપણું, ગંભીરતા, અને કેળવણીથી તેની ગરદન કેટલી નમી ગયલી છે, તથા પારકાં લોકોને પોતાનાં વ્હાલાં જોડે કેવી માયા તથા મળતાવડાપણાથી વર્તે છે, તે શીખવું જોઇએ. ત્યાંની B. A. થયેલી બૈરી કેવી ઉંચા વિચારની, સાદા મગજની, અને

સંસારને સહાય ન થયલી જણાય છે, તે બરાબર શીખવું જોઇએ. કેવળ પારકી ભાષા જાણીને પંડિત થવાતું નથી. પારકા સદ્‌ગુણની જરૂર નથી. B. A. સુધી પોપટજી પંડિત પેઠેમ પઢી ગયાં, તેથી તેણીનામાં સદ્‌ગુણ પેદા થતો નથી; સારા સારા વિવેક વિચારના સંગ્રહની જરૂર છે.

આપણી દેશી B. A. માં એવો સંસ્કાર પુરતો નથી; કદાચ કોઇમાં હશે, તો તેનો ધણી ભાગ્યશાળી; પણ મ્હારા જોવા જાણવામાં જે પારસી કે હિન્દુ છોકરીઓ, જેને થોડું ઘણું અંગ્રેજી જ્ઞાન છે તે તો ટચાક, અને તેના કર્મે મગરૂરી લાગેલી હોય છે; તેમાં જો બાપ કે માતાનું લાડ લીધું હોય, અને ઘરમાં બે પૈસા હોય, તથા ગરવી માં પોતાની દીકરીનાં વખાણ કરે, તો પછી જોઇ લેવી દીકરીની દશા! ધરતીપર પગ ન દે! લવ–લેટરોનાં કોરસ્પોન્ડન્ટની ઓફીસ સ્થાપે, અને સ્વતંત્રાથી લવર સાથે નાચ કરે! માબાપ હસે, ખુશી થાય! વાહવા! દીકરી કેવું અંગ્રેજી બોલીને સૌને રાજી કરે છે! અંગ્રેજી ભાષણ તો જાણે દેશીઓનો ઉદ્ધાર કરી દેતું હશે! પણ ખબર નથી કે, તે ખાડામાં ઉતારનાર ખાઇ થશે! ઝેર જો કેળવીને ખાય, તો અમૃત થાય; પણ અમૃતરૂપ સાકર જો સમજ્યા વગર ખાય, તો ઝેર થઇ જાય! કેળવણી પોતે ખામીવાળી નથી; પણ ઉપયોગ ખામીવાળો છે! સુધારો પોતે બગાડો નથી. સુધારાના ચલાવનારા સોખાણી બગડેલા છે; અર્થાત્ જે જમીનમાં જેવું ઝાડ રોપાવું જોઇએ, અને તેને જેવું ખાતર–પાણી નાખવું જોઇએ, તે ન નાખતાં, હિન્દમાં વિલાયતી ઝાડ રોપીને, તેવોજ રંગ, ફુલ ને ફળ ઉપજાવવાનો યત્ન કરે છે; અને એ તો પછી ગાયને વછેરૂં ઉત્પન્ન કરવા જેવું છે.

હવે મારે વધારે કહેવું નથી. બી. એ. થયલી બૈરીને પરણનારાઓને ચેતવણી આપી શકું, કે એવી નકલી છોકરીને પરણતાં

પહેલાં, પૈસા કે રૂપ–રંગમાં લોભાવા પહેલાં 'લવ' જેને આજના કાળમાં કામદેવની ઉપમા આપવામાં આવે છે, ને મોહવડે જેનો વહેવાર ચાલે છે, તેપર લોભાઇને નાદાન તથા ઇશ્કમાં આંધળી થયલી, જાણે અંગ્રેજ છોડીયો લવ કરે છે, તેમ કરવા જતાં જવાહીર ગુમાવી દે છે. તેથી છોકરીયોને પરણુતાં પહેલાં સોવાર સંભાળવું; જેને સાચું સુખ જોઇતું હોય, તેણે સો વાંસ પાણીને સો વાર તપાસવું.

બી. એ. થયલી ઘણીક કૂળવાન કન્યાઓ માબાપની યશવાદી નીવડી છે, અને ધણીને તેના સંસાર તથા જીવનને સહાયભૂત થઇ પડી છે; પણ તમારા જેવી બી. એ. થયલી સ્ત્રીઓ તો જીંદગી બરબાદ કરનારીજ નીવડે છે.

ત્હારા ને મ્હારા છુટાછેડા મેટ્રીમોનીયલ કોર્ટમાં થાય, તે કરતાં કુદરતની કોર્ટમાંજ થવા સારા છે.

ત્હારી ફીલસુફી, મગરૂરી અને ઉદ્ધતાઇ, તથા કેળવણી, લાડ અને પૈસામાં દિવસે દિવસે વધતી ગઇ; કેટલીક ટચાક અંગ્રેજ છોડીયો અને કેળવાયલી પણ અજ્ઞાન રહેલી દેશી છોડીયોના સહવાસમાં, તથા ગરીબ સ્વભાવના ધણીનો લવ, એક કોમન ગુલામગીરીના દાબડામાં પડેલો સમજીને તેં મને વારંવાર અપમાન કીધું, તે પણ સહન કરી લીધું, તે છતાં તેં મને જ્યારે ગુલામ ગણ્યો; ને તું પાવરદા બની, તો હવે સલામ–આ કાગળ પહોંચતાં, જેમી, હવે તારો નહિ, પણ ખુદાને ખોળે ગયલો જેમી ઝેરી અસરથી આ જગત્ છોડી જશે—તું ત્હાર કરમ ભોગવી લ્હેજે; ઇન્સાફના કરનાર કિરતારને તે માગે, ત્યારે લાયક જવાબ દેજે.

આ પત્ર વાચતાંજ ફ્રનીને ચક્કર આવી; અને તે મોટી ચીશ પાડીને જુમીનપર પડી ગઇ. ઘરનાં માણસો દોડી આવ્યાં; અને પલંગપર લઇ સુવરાવી–પંખા–પાણીની મદદ લીધી. ડોકરને બોલાવ્યો

અને ફ્રેનીની સારવાર થવા માંડી,

બી. એ. બનેલી બૈરીની જીન્દગી બરબાદ થઇ ! ફ્રેની તો આ દશાએ પહોંચી, પણ પેલી મનુનું શું થયું ?

---

## પ્રકરણ ૫૫ મું

---

### મનુની મુઝવણ-પિતાનો તોડ !

હેલનની હીસ્ટરી જાણી ન હતી, પણ સંભ્રમરૂપે સાંભળી હતી. દારૂની ધુનમાં બેરીસ્ટરે જે બકવાદ કર્યો હતો, તે મનુએ મનમાં રાખી મુક્યો હતો. દુષ્યન્ત રાજાએ શકુન્તલા સાથે ગંધર્વ વિવાહ કર્યો. વિરહાગ્નિને શાન્ત કરવા પોતાના મિત્ર માધવ (વિદુષક) જોડે મેળાપનો પ્રસંગ વર્ણવવા બેઠો; પણ વિરહ શાન્ત પડતાં પોતે કરેલાં સાહસને નબળું કરવા માટે વિદુષકને કહ્યું કે "મિત્ર માધવ ? મેં કહેલું, તે કંઈ ખરેખરૂં સાચુ ન માનીશ; હું તો માત્ર રમુજ કરતો હતો." વિદુષકે યથાર્થ ગણ્યું. હવે જ્યારે શકુન્તલાનું વિસ્મરણ થઇ ગયું; અને તેણીનો અસ્વિકાર કર્યો તે પછી સ્મરણ થતાં વિદુષક ની સાક્ષી રજુ કરી. વિદુષકે સ્પષ્ટ રીતે ના પાડી; કેમકે તેને તો રાજાએ રમુજમાં વાત કરેલી હતી એમ ખુદ રાજાના મુખથી કહેવામાં આવ્યું હતું; ને વિદુષકે સત્ય માન્યું હતુ. એજ રીતે બેરીસ્ટરે કબુલ ન કરવા મનુને કહ્યું હતુ, ને મનુએ તે માન્યું હતું, પણ હવે જ્યારે હેલનની છબી અને તેનો પત્ર હાથમાં આવ્યો, ત્યારે પૂર્વનું વિસ્મરણ તાજું થયું-અને મગજનો તાવ ચડી આવ્યો. કોઇને એકદમ કહેવાય તેમ ન હતુ; મનનો ખુલાસો કર્યા વિના રહેવાય તેમ ન હતું; ઘરમાં કોઇ સંગી ન્હોતુ. માબાપને જાણીજોઇને આ વિષે શું લખવું ! અથવા ક્યા નિમિત્તે તેડાવીને વાત કરવી ! અથવા

ધણીને એ વાત હાલ જણાવવી કે નહિ ! આ સઘળા પ્રપંચ મગજ પર સ્વાર થયા; ને તેને લીધે કામજી કામની મથની મઝાવા લાગી !

પ્રભુની ગતિ ન્યારી છે પોતાના ભાગીયા અને તેના ફાધર મી. મેરવાણજી ગુજરી ગયા; એટલે હવે એક ત્રીજો ભાગીઓ એકલો અકળાયો; ને તેણે કૃષ્ણલાલને તાર કરીને તાકીદે મુંબઇ બોલાવ્યો. કેમકે એક સોલીસીટરથી કામ પુરૂં પડે તેમ ન હતું. કૃષ્ણલાલનો તથા મરનાર મહેરવાનજીનો ભાગ અંદર ઉભો રહેલો હતો; ને તે દરમ્યાન એક નવા ભાગીયાને પહેડીમાં દાખલ કરવાની જરૂર છતાં અટકી રહેવું પડયું હતું. આ સઘળા કામનો નિકાલ ઠરાવવાને કૃષ્ણલાલ એકદમ કુમશથી નીકળીને સુરત આવ્યા; ને બપોરની બે વાગ્યાની ટ્રેનમાં સ્વાર થયા. પાછળથી એક મિત્રને તારદ્વારા મનુને ખબર કરવા કહેલી પણ ભીજા વિસરી ગયો ને અંતે છ વાગે યાદ આવ્યાથી તાર કર્યો કૃષ્ણલાલ આવ્યા અગાઉ અરધા કલાકમા મનુને તાર મળ્યો; ને તેને લગાર શાન્તિ થઇ દીલમાં તાપ તે મગજમા ઉછળતુ લોહી નરમ પડયું, પણ ચકકર આવતી ટળી નહિ, એટલે પલંગપર સુઇ રહી.

રાત્રે નિયમ પ્રમાણે ટ્રેન આવી; અને કૃષ્ણલાલ પધાર્યા. મનુને મોટે સાદે બોલાવી, ત્યારે નોકરે ખબર કરી, કે "બ્હેનની તબીયત ઠીક નથી!" કૃષ્ણલાલ તરત તેણીની પાસે ગયા, અને આરોગ્યતાના ખબર પુછ્યા. મનુએ સહજ શ્રમનો પરિતાપ જણાવ્યો; અને પિતાને શાન્ત કર્યા. કૃષ્ણલાલ થાકેલા હતા તેમણે કાફી પીધી અને જમવા બેઠા. મનુને જમવાનો આગ્રહ કર્યો, પરંતુ તેણે ના કહી. કૃષ્ણલાલ જમવા બેઠા. ઠાવકી રસોંયણને પુછતાં તેણે સંભ્રમમાં એટલું કહ્યું, કે વિલાયતથી છબી અને કાગળ જેવું કંઇ આવેલું બા જોતાં હતાં, તેમાંથી તેની તબીયત બગડેલી છે?"

કૃષ્ણુલાલને શક ગયો. તે જમીને તરત પાન–સોપારી ખાતો ખાતો મનુ પાસે ગયો. મનુનું હૃદય ઘણુંજ ભરાઇ આવેલું હતું. મ્હોડેથી વાત થઇ શકતી નહતી, આંખમાંથી આંસુ લાવી શકાતાં નહતાં. અંતરમાં ડુસકાં ભરતી હતી. જીભપર પાણી છુટતાં હતાં. વાત કરવા જતાં રડાઇ જશે, એવો મામલો થઇ રહ્યો હતો. દશ માસની ગર્ભવતી, અને આકાશમાં ઝુમી રહેલી વાદળી મેઘવતી હોય, ને હમણાંજ પ્રસૂત થશે, વરસી જશે, એવો કટોકટનો સમય આવી રહેલો હતો.

" બેટા મનુ! બેરીસ્ટરનો પત્ર આવ્યો ? "

" ના, બાપુ! એ ગયા છે, તે પછી પત્રજ નથી! " મનુને લાચારીએ દૃઢ મનથી જવાબ દેવો પડયો.

" ભલા આદમીને એ પંચાતમાં પડવાની શી જરૂર હતી? રખે તેને ફસાવી ન દે! બાપ સાથે દુશ્મની તો છે, તેમાં વધારો કરવાની કંઇ જરૂર છે? "

" સૌની સ્વતંત્ર ઇચ્છા હોય તેમ થાય! "

" મેં સાંભળ્યું છે, તે જો ખરૂં હોય, તો—"

" શું પિતાજી? બેરીસ્ટર વિષે કંઇ સાંભળ્યું છે? "

" હા; લન્ડનની મુસાફરી દરમ્યાન એક લફરૂં ઉભું થયું સંભળાય છે! "

" ઓ! હું શું સાંભળું છું! " મનુએ ઉછળીને બૂમ પાડી, ને બેભાન થઇ ગઇ.

" અરે કોઇ ત્યાંછે કે? " કૃષ્ણુલાલ ઉઠયા; અને મનુના પલંગ કને ઉભા રહીને તેણીની આંખ દબાવી–પંખો કરવા લાગ્યા. નોકરો દોડી આવ્યા–કોલન વોટર મંગાવીને કૃષ્ણુલાલે સુંઘાડયું. જરા વારે મનુને શાન્તિ થઇ. કૃષ્ણુલાલે વકીલ તરીકે ક્રોસ કીધું; મુદ્દો પાકો કરવા આડકતરા સવાલથી હેલનના કાગળની હકિકત મનુ કનેથી કહડા

થવાની યોજના ઘડી ક્હાડી; પણ કોમળ મનની નબળી બાળાને જુદી અસર થઇ ગઇ.

" બ્હેન ? એમ નબળી કેમ બની ગઇ ! હું તો માત્ર ઉડતી વાત કરૂં છું: તેના દુશ્મનો કેવી કેવી જુદી અફવા ઉડાડેછે, તેની વાત કરવા જાઉં છું; તેવામાં તો તેની તને ખરાબ અસર થઇ ગઇ ! ત્હારૂં મગજ એટલું નબળું બની ગયું છે ? "

": હા: પિતાજી ! મ્હારૂં મગજ નબળું બની ગયું છે. મને બચાવો ! વ્હાલા વડીલ ! મને બચાવો. " મનુ રડતા અવાજે, કઠણ શબ્દોવડે, પિતાનો હાથ પકડીને બોલવા લાગી.

" બેટા મનુ ? આમ કેમ કરે છે ! તને શું થયું છે ? "

" મને એક વંતરી વળગી છે ! "

" બી. એ. બનીને આ પ્રકારના વહેમથી ત્હારે જીંદગી બરબાદ કરવી છે ?

" હા, પિતાજી ! બી. એ. બનીને મ્હારી જીન્દગી બરબાદ તો થઇ ગઇ છે. "

" તેં ત્હારી ઉદ્ધતાઇથી ત્હારા ધણીનો સંસાર બગાડયો નથી, કે બી. એ. કેળવણી પર અપવાદ આવે ! "

" જો હું બી. એ. ન થઇ હોત, જો હું સાદું શીખી હોત, જો મ્હારા મનમાં અંગ્રેજી તર્ક, ને ફેશન પેદા થઇ ન હોત, તો હું ન્યાતના ગરીબ વરને વરીને સુખી થઇ હોત; પણ બી. એ. બની, ને બેરીસ્ટરને વરી, તેમાં આ હાલતે પ્હોંચી ! બેરીસ્ટર કરતાં બે બદામનો બ્રાહ્મણ ન્યાતીલો સારો છે કે તેમનામાં કુલક્ષણ નથી. ભણ્યા પણ ગણ્યા નહિ ! એ ધોરણે મ્હારૂં ભાગ્ય ભમ્યું; અને અંતે આ હાલતે પ્હોંચી ! "

" મનુ ? તું ખુલાસાથી વાત કર, એમ અકળાઇ-ગભરાઇને

સંતાપ ન કર ! મ  સ્પષ્ટ કહે, શું ત્હારે કહેવું છે ?"

"પિતાજી ! મ્હારૂં ભાવી ભમી ગયું છે. બેરીસ્ટરે ઇંગ્લંડમાં એક ઓરતને ફસાવી છે. તેણી સગર્ભા છે. જો બેરીસ્ટર ત્યાં ન જાય, તો તેણી અહીં આવવાની છે. અફસોસ ! જો તેણી અહીં આવે, તો મ્હારી શી આબરૂ રહેશે ? બેરીસ્ટરની બૈરી અને બી. એ. થયલી બાનુ કેવી દશામાં હશે ! શું મ્હારે માથે શોકય આવશે ! લોકમાં હું મ્હોં શું દેખાડીશ ? મ્હોટા ઉમળકાથી બેરીસ્ટરને પરણીને ગજભર છાતી કહાડી, દુશ્‌...ને દઝાવું છું, તેને મ્હોં શું બતાવીશ ! પિતાજી ? મને બચાવો, ...કિ તો હું મરી જઈશ. !"

"દીકરી ? એટલાં આકળી કેમ પડી જાય છે ! તેં શા પરથી માની લીધું ?"

"પિતાજી ? તમારી દીકરી એટલી મૂર્ખ નથી ! માત્ર કોઇના કહેવા પર કલ્પનાને માર્ગ દે, તેવી નથી ! આજના મેલમાં તેણીની છબી અને લેટર આવ્યો છે. એમણે અહીં નિવાસ કર્યા પછી પત્ર લખ્યો હતો, તેનો જવાબ છે."

"એમ ? જો ત્યાં લફરૂં હતું, તો અહીંયાં પરણ્યો શું કામ ?"
"બી. એ. થયલી બૈરીની જીંન્દગી બગાડવા ?"

"વારૂ ત્યારે એ વિષે હું બંદોબસ્ત કરીશ !"

"મને બેરીસ્ટરનું મોં જોતાં શરમ આવે છે ! બેવફા ધણીની ઝેરી જીભમાંથી વ્હાલના ખરતા ખોટા શબ્દો સાંભળતાં મને તાવ ચઢી આવે છે. મને તાકીદે મ્હા... બા કને લઇ જાઓ ! સારૂં થયું, કે તમે આવી ચડયા. મને લાગે છે, કે તમને આ ખબર થઈ હોવી જોઇએ !"

"દીકરી ? હું તો આપણા ભાગીયા મહેરવાનજી સોલીસીટર ગુજરી જવાથી આપણી પહેઢીનો બંદોબસ્ત કરવા આવ્યો છું."

" તેની પુત્રી ફ્રેની પણ પેલા વાડીયા ધણીથી મુંઝાણી છે."

"અફસોસ! થ્રીફ્-લેસ બેરીસ્ટરોથી બીજું શું થાય! ધાનખાઉ ઘરજમાઇ જેવા વેચાયલા વર તે બીજા કેવા હોય! સુંદરલાલને હું એવો સમજતો ન્હોતી-પણ કુસોબતને લીધે કદાચ એવો થયો હોય! પાત્ર તો સારૂં નથી, પણ મને લાગ્યું, કે કદાચ સોબત ને કેળવણીથી સુધાર્યો હશે; અંતે ઝેરીએ તો ઝેરનો રસ બતાવ્યો-ચિન્તા નહિ, બેટા! હું કાલ સવારમાંજ તે વિષે બંદોબસ્ત કરૂં છું. તું શાન્ત નિદ્રાધીન થા, હું આગલા ખંડમાં સુવા જાઊંછું."

" મ્હારા ટેબલપર હોલમાં પત્ર અને છબી પડયાં છે, તે જુઓ. પછી સુવો!"

"વારૂ, તું નિરાંતે સુઇ જા!" કૃષ્ણલાલ નિરાશ થતા નિસાસો મુકીને, મનુને ધિરજ દઇ દિવાનખાનામાં આવ્યા-મનુ જુદી કલ્પનાપર ચડી ને અંતે થાકીને ઉંઘી ગઇ-મનની મુઝવણમાં સ્વપ્નાવશ થઈ ગઇ.

---

## પ્રકરણ ૫૫ મું.

### કૃષ્ણલાલની યોજના.

કૃષ્ણલાલ સોલોસીટરે શાન્તપણે સર્વ પ્રકારે વિચાર્યું, જોયું, અને તપાસ્યું! બેરીસ્ટર સુંદરલાલ પેલી હેલનનું હાથનું રમકડું થઇ પડયો હશે, અને રાજને ખર્ચે મનની મોજ ઉડાવી હશે; બોર્ડિંગ હાઉસમાં આ લલના મળી ગઇ હશે, અને એવી ભૂખમરાથી પીડાતી અનેક છોડીઓ, દેશીઓને ફંદમાં નાખવા ટળવળતી હશે! હેલનના પત્રપરથી માલમ પડયું, કે તેણી છન્ડીવામાં આવા શકે, એવી સ્થિતીમાં ન્હોતી, તો પણ દેશી રાજ્યના દમામી બેરીસ્ટરે

સોનાના દાદર અને રૂપાનાં દોરડાં દેખાડયાં હોય, ને ગોરી ભૂલકી ભૂલી પડી હોય, તો વૃથા ફજેતી થાય, એ ખરૂં હતું. આ સર્વ બાબત તપાસતાં કૃષ્ણલાલને કેટલાંક મુદા કલ્પનામાં આવી પડયા. પ્રથમ તો બેરીસ્ટર કમાવાને અશક્ત લાગ્યો, બીજું છંદી લાગ્યો, અને ત્રીજું તો માથે પડેલો નામર્દ લાગ્યો. તેની ચાલચલણ સુધારવા અને ધંધો વધારવાની સખ્ત ચેતવણી આપવા માટે હેલનનું બ્હાનું મળી ગયું; એ નિમિત્તે તેને ઠપકો દેવો; અને મનુને હુમસ લઇ જઇને બંગલો ખાલી કરાવવો.

મનુ અને બેરીસ્ટરને આ બંગલામાં છ માસ વીતિ ગયા હતા. બંગલાનો કાન્ટ્રેક્ટ પુરો થયો હતો. પેલી બેંકમાં પડેલી રકમ પુરી થતી હતી. તે સઘળું પોતે કબજે કરી લેવા નકી કર્યું. મનુ જ્યારે હુમસ જશે, અને બંગલો પણ ખાલી કરવો પડશે, તથા આઇતી કમાઇપર કુદવાનું બંધ પડશે, ત્યારે સ્હેજે હેલન પ્રત્યેનો ભાવ ટાળી દેશે, અને આબરૂની દરકાર હશે, તો ધંધા તરફ ધ્યાન આપશે. તેને ધીરનાર તો કોઇ નથી, તેમ મા બાપ તરફની કશી મદદ નથી. એટલે ઠેકાણે આવી જશે.

કૃષ્ણલાલ આ માર્ગ લેવા તત્પર થયા હતા. તેમના મનમાં બેરીસ્ટરનું અનિષ્ઠ કરવાનો વિચાર ન્હોતો, દીકરીની તરફેણ કરીને તેનો સંસાર બગાડવાનો વિચાર ન્હોતો, પણ દમ મારીને, ધારા—ધોરણ પ્રમાણે બેરીસ્ટરને મુંઝાવી દઇ, એકદમ રૂવાબ બેસાડીને, તેની ઉછળતી ઉર્મિઓ દાબી દેવાનો તો હતો, પરંતુ કુદરત ઉલટી થઇ હતી કૃષ્ણલાલ જ્યારે તેને પાણીચું દેવા તૈયાર થયો હતો—કહો કે હાલ તરત છુટા છેડા કરી દેવાની તૈયારીમાં હતો, ત્યારે કુદરત તેને માટે બાપના લાખ રૂપિયા; અને જો દીલ દોડે તો ન્હાના ભાઇનું વેશવાળ કરેલી, અસલ પોતાનીજ ભવિષ્યની ભામા શારદા કન્યા તૈયાર હતી.

બેરીસ્ટરે વિશાળપુરના બનાવની વાત જાહેર કરી ન હતી. પ્રિયાને એકદમ ખુશ ખબર કરવા ચાહતો હતો—સ્વતંત્રતાના શિખરપર સુખ જઇ ચડયું છે, એ દેખાવ દેખાડવા અધીરો બનીને મુંબઇ આવવા નીકળ્યો હતો—ચંદ્રવદન તથા તેના કુટમ્બની પાયમાલીથી કૃષ્ણલાલ અજાણ હતો—અને આંધળા બ્હેરામાં અપવાદરૂપ અંધારાની અંદર આ સર્વ ઘાટ ઘડાઇ રહેલો હતો.

કૃષ્ણલાલે ટેલીફોન કરીને પોતાના ભાગીયાને તેડાવ્યો. તેમણે પ્રથમ તો ઓફીસની યોજના ઘડી કહાડી; અને પછી મનુની વાત કરી. બેરીસ્ટરને નોટીસ ન આપતાં ખાનગી પત્રદ્વારા ખબર કરવાનો નિશ્ચય કર્યો; ને પ્રભાતે સર્વ ગોઠવણ અમલમાં મુકવાનું કરીને છુટા પડયા—નિદ્રાધીન થયા.

## પ્રકરણ ૫૬ મું.

### છુટા—છેડા !

ધણી—ધણીયાણીએ દીલ વગર સંતાપમાં દહાડા કહાડવા, તેના કરતાં છુટા—છેડા કરવા, એ બન્નેની સલામતી માટે સૌથી સરસ નિયમ છે. દુર્ભાગ્યે હિન્દુ સંસારમાં તેથી ઉલટુંજ છે, ને તેથી સંસાર કેટલીકવાર અશાન્તિના મોજામાં ઉછાળા મારે છે ! સુધરેલા સંસારમાં તેની છુટ છે. ને તે ધારો કૃષ્ણલાલે અમલમાં મુકવા વિચાર કર્યો છે. બેરીસ્ટર જો છ માસમાં નહિ સુધરે, તો એમજ કરવું સલામતીભરેલું ધાર્યું છે.

મનુને ડુમસ લઇ જવાનું તો હતુંજ, કેમકે તે સગર્ભા છે, એમ જાહેર થઇ ગયું હતું. તેઓ સીમંત તો કરવાના હતાજ નહિ. નવા ઢોંગ—સોંગ નવા સુધારા આગળ ટકી શકવાનો નહતો. એટલે

પ્રસૂત થવા માટે મનુને લઇ જવી હતી; તેમાં આ બ્હાનું મળ્યાથી તરતજ ઉપડી જવા ઠરાવ કર્યો હતો.

મુંબાઇનો બંગલો ક્હાડી નાખવાનું પણ મુખ્ય એજ કારણ હતું. બેરીસ્ટર એકલો પડી રહેવા માટે મોટો ખર્ચ રાખવાની કૃષ્ણલાલે જરૂર જોઇ નહતી, અને વળી જે કંઇ ખર્ચ કરવાનો હતો, તે મનુના પિંડ માટે હતો, તેનું તો હવે વિચારવાનુંજ નથી—જો મનુને પુત્ર સંતાન થઈ જાય, તો બેરીસ્ટર ગમે તેવો નીકળે, તેની દરકાર ન્હોતી ! મનુનો જન્મ સફળ થઈ જાય તેમ હતો—પણ પ્રભુ શુંયે ધારતો હશે.

પ્રભાતમાં ઉઠતાંજ કૃષ્ણલાલે વર્ત્તમાનપત્રમાં ફ્રેનીના વર વાડીયા બેરીસ્ટરના આપઘાતના સમાચાર વાંચ્યા. તે ચાય પીવા બેઠા, ને મનુને આ વાતથી વાકેફ કરી—મનુના મનમાં ધ્રાસકો પડી ગયો, પણ કશું બોલી નહિ. કૃષ્ણલાલ હવે પોતે ધારેલી સઘળી યોજના નક્કી કરવા બહાર જાય છે. એટલું કહીને તે તૈયાર થયો. ગાડી જોડાવીને તરત ફ્રેનીને ત્યાં ગયો. તેણી બેચેન અને બેભાન પડેલી હતી. ડાકટરની સારવાર ચાલુ હતી. એક નર્સ પણ હતી, અને સગાં—વ્હાલાં વગેરે સંભાળ કરતાં હતાં. કૃષ્ણલાલ જતાંજ તેના બીજા ભાગીયા આવી પહોંચ્યા; તેની સાથે ફ્રેની સંબંધી વાત થઇ. મહેરવાનજીનો ભાગ હવેથી બંધ કરવાનું નક્કી કર્યું; ને ફ્રેનીની મીલ્કતની તે કહે તે રીતે વ્યવસ્થા કરી આપવા ઠરાવ્યું. બન્ને ભાગ્યા ઉઠયા. અને ઓફીસમાં ગયા. ત્યાં જઇને નવા ભાગીયા માટેનો ડ્રાફ્ટ તૈયાર કર્યો. બંગલાવાળાને નોટીસ આપી, કે ચોવીસ કલાકમાં બંગલો સ્વાધીન લઇ લ્હેવો. બંગલા માંહેનું ફરનીચર તથા ગાડીઘોડા વગેરે લીલાઉ કરાવી નાખવા ક્રાફર્ડ કંપનીવાળાને લખી જણાવ્યું, અને તે પછી બેરીસ્ટરને એક કાગળ લખી ક્હાડયો. મી. કૃષ્ણલાલ જો

કે ડાહ્યો ને સમજુ સોલીસીટર હતો, છતાં પુત્રીના પ્યારમાં હૃદય-દાર અંધ બનેલો, ને બેરીસ્ટરની હલકી ચાલ–ચલણથી ઉશ્કેરાઈ ગયો હતો. દગલબાજીમાં આ ડહાપણદાર છેતરાઈ ગયો, ને કેળવાયલી દીકરીને આ વિષયીના હાથમાં મુકી દીધી, તે વિષે પસ્તાવો કરવા લાગ્યો. લોકાપવાદનો ડર તો હતોજ, કેમકે જુવાન દીકરીને કોઈ પણ ન્યાતીલાએ સ્વીકારી ન્હોતી; અને જો બેરીસ્ટર કુપાત્ર જાહેર થાય, તો કૃષ્ણલાલ શોધમાં ભુલો પડયો કહેવાય: એજ માત્ર ખટકો થતો હતો. હવે બેરીસ્ટરને સુધારીને છ માસમાં સારો થવાની ખાનગી નોટીસ લખવા બેઠો–તીવ્ર શબ્દો વડે તીર મારવા બેઠો.

“ મી. સુંદરલાલ

તમારા ભવિષ્યને સુધારવા માટે બચપણથી મેં નીતિ–ધર્મને વચ્ચે રાખીને જે શ્રમ લીધો છે, તેનો બદલો તમારી કનેથી મેળ-વવા માટે નહિ !

છેક બેરીસ્ટરની પદવી મેળવતાં સુધી અને છેવટે ન્યાતજાતની મુશ્કેલીમાંથી તમને છોડાવવાને મને જે સહન કરવું પડયું છે. તેનો બદલો પણ તમારી કનેથી મેળવવા માટે નહિ !

તમારા પિતાની અથાગ વિરૂદ્ધ લાગણી અને તમારી ખાન—પાનાદિક હલકી રીત–ભાતથી સગાવ્હાલા વિમુખ છતાં મેં તેનો સ્વીકાર કરીને મ્હારી બી. એ. થયલી છોડી તમને પરણાવી; અને સાથે તમારા ભવિષ્યને સુધારવા યોજના કરી દીધી, તે પણ તમારી તરફથી બદલો મેળવવા માટે નહિ ! માત્ર માણસની ફરજને અદા કરવા દીધું.

અફસોસ ! છ માસ વિતી ગયા, પરંતુ ન તમે સુધર્યાં, ન ધંધો સુધર્યો, કે જીંદગી સુધરી ! પારકે પૈસે મજા ઉડાવી, ઓફીસમાં બેસીને માખ મારી, અને નાચ રંગ રમીને હર્યાં ફર્યાં !

આજ સુધી એક પણ બીફ મેળવી શક્યા નહિ! બુદ્ધિની ખીલવણી કરી શક્યા નહિ! માત્ર જો બીફ મેળવી હોય, અને કાગળ પર કાળું કર્યું હોય, તો પેલી મીસ હેલન નામની છોકરી જોડે 'લવ-લેટર' લખવામાંજ વખત ગુજાર્યો લાગે છે.

તમારી એ છુપી ને પ્રિય:—ઘાત કરનારી એ બીફ, તેના ફોટોગ્રાફ સાથે મ્હારા જોવામાં આવી છે. મ્હારી નિર્મળ અને નિર્દોષ મનની મનુ હજી આ વાત કદાચ પુરેપુરી જાણતી ન હશે; પણ હમણાં હું તે જણાવવા માગતો નથી; કારણ કે તેને જણવાનું છે; તેના પર ખોટી અસર થઇ જાય.

તમે જાતે કુપાત્ર તો નથી, પણ હરામના પૈસા મળવાથી તમે કુપાત્રનું રૂપ ધારણ કર્યું છે. બાળકપણામાં ડોસાએ ભીખ માગીને ભણાવ્યા. કોલેજમાં મેં મદદ કરી. વિલાયત જવામાં ને ભણાવવામાં દરબારે મદદ કરી, અને લગ્ન કરાવી દેવામાં પાછો હુંજ સામેલ થયો. એટલે તમને વખત કે પૈસાની કશી કિમ્મત થઇ નહિ!

તમે હવે ગમે તેવા હો, પણ છ માસની અંદર તમારી પ્રકૃત્તિ, રીતભાત, ચાલચલણ અને ધંધો સુધારવો.

ઇંગ્લંડની લેડી સાથે જે વ્યવહાર ચાલે છે, તેની સાથેનો સંબંધ તુટી ગયેલો છ માસમાં ખાત્રીથી બતાવવો.

તમારી ભૂંડી રીતભાત, ઐયાસી જીંદગી હરામનું ખાવાની ટેવ, અને બીજા દુર્ગુણનો પાર નથી; એ માટે હાલ મ્હારી પુત્રીને તમારાથી છુટી રહેવાની મેં સલાહ આપી છે.

આવતી કાલે પહેલી તારીખ છે, આજે તમને તારથી ખબર આપવામાં આવે છે, કાલ સાંજ સુધી બંગલો કબજામાં રહેશે, પછી તે ખાલી થઇ જશે. રહેવાનો હક્ક ઉઠી જશે, કેમકે તેની મુદ્દત પુરી થાય છે, ભાડાનું ઘર ખાલી થાય છે.

મ્હારી પુત્રી મનુની તબીયત એકદમ બગડી ગઇ છે. તે પોતાનાં સ્ત્રી-ધન સહિત મ્હારે ત્યાં આવીને રહેશે; અને તમે ગૃહસ્થાશ્રમ માંડશો, તથા તમારી રીતભાત સુધારશો, ત્યારે તે પોતાના ઘરનો ચાર્જ સંભાળી લ્હેશે, નહિ તો મનુ તેને જે બાલક આપશે. તેપર સંતોષ પકડીને પિતાને ત્યાંજ રહેશે; કેમકે તે પુત્રી એક પુત્ર તુલ્ય છે. તે પુત્રને પિતાનો મોટો વારસો છે.

તમારી ધિઃક્કારભરી રીતભાત માટે દિલગીરી સાથે ઠપકો આપીને પત્ર પુરો કરૂં છું. હાલ તરત તમારી સાથેનો સંબંધ છુટો કરૂંછું:—

કૃષ્ણલાલ.

આ પત્ર ઓફીસ મારફતેજ ' ખાનગી ' તરીકે સુંદરલાલને હાથો-હાથ આપવા સારૂ તેના ભાગીયાને ફરમાન કર્યું, અને આજેજ તેને તેડાવવાનો તાર કર્યો. તાર ત્યાં પહોંચે, તે પહેલાં તો એ મુંબઇ આવવા નીકળી પડયો હતો.

કૃષ્ણલાલ ઓફીસમાંથી પરભારા બેંકમાં ગયા. ત્યાં પોતાની તથા મનુના નામપર જે રકમો હતી, તે પાછી મુદત વધારીને ત્યાંજ મુકી, અને બંગલે આવ્યો. મનુને સઘળી ટુંકમાં વાત કરી. મનુ શાન્ત પડી. જેમ એક વાઘેણ ઉશ્કેરાઇ જાય, તેમ સુંદર તરફ તિરસ્કાર ભાવથી મનુ જોવા લાગી. સમયની બલિહારી છે. લીનાંનો વિક્ટોરિયા ગાર્ડ-નનો દેખાવ તેના જોવામાં આવ્યો હોત, તો લગાર શાન્ત થાત; પણ અંગ્રેજી કેળવણીનો પ્રતાપ કાંઇ વિચિત્ર છે.

જો કેવળ દેશી શિક્ષણ પામેલી સ્ત્રી આ સ્થળે હોત, અથવા આર્યધર્મનો જ્ઞાતા પિતા હોત, તો પુત્રોની આ સ્થિતી ન થાત ! પણ અંગ્રેજી ને પરદેશી સરકાર સાથે દશી પાણી બદલાઇ જવાથી આ પરિણામ આવ્યું.

બાપ-દીકરી બાર વાગે જમ્યાં, અને તાકીદે સઘળો સરસામાન

પેક કરાવ્યો; માત્ર સુંદરલાલનાં કપડાં ને તેને લગતો સામાન રહેવા દીધો. ફરનીચર તથા જર-જણુસો ઓફીસના કલાર્કને સોંપી દીધી. નોકરોને પગાર આપી દેવા હુકમ કર્યો. માત્ર આ ખાનગી ગોઠવણુ કરી. નોકરોના જાણુવામાં તો એટલુંજ આવ્યું, કે બ્હેનની તબીયત સારી ન હોવાથી પિતાશ્રી સાથે જાય છે.

બે વાગે મનુ તથા કૃષ્ણુલાલે મુંબાઇ છોડયું. હેલન ફોટો, ને પત્ર પણુ પેલી નોટીસ સાથેજ રાખ્યો. શનીવારની બપોરની એકસપ્રેસમાં તેઓ સુરત ઉપડી ગયાં, આ લોકો સુરત પ્હોંચ્યાં, ત્યાં સુંદરલાલ મુંબઇ આવી પ્હોંચ્યો–પ્રિયાને મળવાને ખુશ વધામણી દેવા તેણે સુરતથી તાર કર્યો; પણુ મનુ તો સુરત પ્હોંચી હતી, તાર બંગલે આવ્યો, ને ત્યાંથી ઓફીસમાં ગયો. કલાર્ક રાત્રે તાર તથા નોટીસ લઇને આવ્યો. તે દરમ્યાન સુંદરલાલે પ્રિયાની માંદગી સંબંધી હકીકત જાણી લીધી; માંદગીનું ખરૂં કારણુ હવે માલમ પડયું. કલાર્ક ફોટો તથા બે પત્રો આપી રવાના થઇ ગયો. સુંદરલાલે હજી હેલનનો ફોટો જોયો; ત્યાંજ તેને અનુકંપ થયો. રખે મનુ એ વાત જાણી ગઇ હોય! જરા વારે કાગળ ઉખેડયો. તો તેમાંથી એક હેલનનો કાગળ ને બીજો કૃષ્ણુલાલનો લખેલો કાગળ જોયો. તેના મનમાં મોટો ભય પેઠો. હેલનનો કાગળ વાંચ્યા પહેલાં કૃષ્ણુલાલનો પત્ર વાંચ્યો; અને તમ્મર આવી ગઇ. શરીર પાણી પાણી થઇ ગયું. આશાનું નાવ ડુબી ગયું અને અટુલો–તે સદાનો અટુલોજ થઇ રહ્યો. અંગ્રેજી કેળવણીના માઠા ઉપયોગનું ફળ મળ્યું–આખરે ભાવી પર હાથ મુકયો–સઘળી વીતક મનમાં રાખી. અને રાત્રે વાળુ કર્યા વિનાજ સુઇ ગયો. જો કે ભટ–નોકર ચાકરો તો હાજર હતા.

પ્રભાત થતાંજ બંગલાના માલિકનો માણુસ અને સોલીસીટરનો કલાર્ક આવ્યો, સુંદરલાલે નમ્રતાથી સઘળું તેને સ્વાધીન કરી દીધું.

પોતાનાં કપડાંની ટ્રંક અને થોડો સામાન પેક કરાવી લીધો. કલાર્કે નોકરોને પગાર ચુકાવી દેવા કહ્યું; અને ઘરવાળાને સાંજે બંગલાનો કબજો આપવા કહ્યું—સામાન બપોર સુધીમાં લીલાઉવાળાને ત્યાં મોકલાવી દેવા કલાર્કે ગોઠવણ કરી. સુંદરલાલની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. આ ભેદ ભરેલો બનાવ કોઇથી સમજાયો નહિ. સુંદરલાલ સૌને મળી ભેટીને સવારની ટ્રેનમાં અમદાવાદ રવાના થયો. ચા પીવા કે જમવા ઉભો રહ્યો નહિ ! આખરે સઘળાનો સંબંધ છુટી ગયો—છુટા—છેડા ગઇ થયા.

---

## પ્રકરણ ૫૭ મું.

### શારદાનું સૌભાગ્ય.

ભાગ્ય યોગ કદી ચુકતો નથી પૂર્વનો ૠણાનુબંધ સામે આવીને ઉભો રહે છે. વિધાતાના લેખ ખોટા કરવા કોઇ સમર્થ નથી. સ્વર્ગવાસી વ્રજલાલ શાસ્ત્રીએ પોતાના પૌત્ર સુંદરલાલનું વેવીશળ ભોળાનાથની પુત્રી શારદા વેરે કરેલું હતું. વિલાયતી બેરીસ્ટરે વતનમાં આવીને ફેશનેબલ લેડી મનોરમા બી. એ. જોડે સ્વતંત્રતાથી પોતાનો વિવાહ જોડી દીધો; શારદા સાથેથી સંસ્કાર છોડી દીધો. અકરમી માણસના પ્રારબ્ધે જેટલું હોય, તેના કરતાં અધિક ખાવા જાય, તો હોય તેમાંથીએ જાય; તેમ બેરીસ્ટરનું થયું: શાસ્ત્રી બાવાએ સીલ મારીને વચનનો દરવાજો બંધ કરેલો, તે નિમિત્ત વખતેજ ઉઘડયો; ને તેનો જોષ સાચો પડયો. અંતે એજ શારદા, બેરીસ્ટરની બૈરી થઇ—'બેરીસ્ટર ગમે તેટલાં ફાંફાં મારે, પણ બેરીસ્ટરની બૈરી તો શારદાજ થવાની છે !' આ વાકયો શાસ્ત્રી બાવાનાં હતાં. તે અંતે ખરાં પડયાં.

મનુને બેરીસ્ટરનો પરિત્યાગ થયો. પોતે ગ્રીક—લેસ તથા માથે

પડેલો ઘરજમાઇ–વેચાયલો વર છે, એટલુંજ નહિ પણ તે વ્યસની અને વ્યભિચારી હોવાનો મહાન આરોપ પોતાના પર મુકાયલો છે. આ સર્વ સંજોગ લક્ષમાં લ્હેતાં, અને બાપનો એક લાખનો વારસો, તથા વિશાળપુર સ્ટેટના ચીફ મેજીસ્ટ્રેની જગ્યા મળતાં, બેરીસ્ટરના મગજમાં ફાટો આવ્યો, અને પોતાનામાં શું પાણી છે, એ બતાવી દેવા આકળો પડી ગયો.

અમદાવાદ સ્પેશીયલમાં રાત્રે વતન–ગૃહમાં આવી પ્હોચ્યો, દાદીમાને મળીને નમ્રપણે કૃષ્ણલાલની લુચ્ચાઇ તથા ઠગાઇનો દોષ દેખાડયો. મનોરમા એક હલકી ચાલની સ્ત્રી છે, અને કુંવારાપણામાં ગર્ભ ધારણ કરીને પાછળથી એવી કન્યા લાલચ તથા દગાથી ગળે ઓળવી લીધી છે, એવું પણ જાહેર કર્યું એ સ્ત્રી હવે પોતાને નકામી છે, એવો ઠરાવ પ્રગટ કર્યો. પોતાના મિત્ર સગુણરાયને બોલાવી મંગાવ્યો. અને તેને સઘળી વાત કરી. સગુણરાયે સલાહ આપી, કે એવી સ્ત્રી સાથે સંસાર ચલાવવાનું સલામતી ભરેલું તો નથી, તો પણ શાન્તિ રાખીને પરિણામ જોવું.

ડોસીએ સલાહ આપી, કે " એવી કુછંદી સ્ત્રી આપણા ઘરમાં ન જોઇએ, મરનાર સુંદરના પિતા ચંદ્રવદન તો પહેલાંથીજ એ છોડીની રીતભાત માટે દિલગીર હતા, અને તેથી તો સુંદરના દાદા જીએ પેલા ભોળાનાથની ગરવી છોકરી શારદા જોડે વિવાહ નક્કી કરેલો હતો; પણ ભાવી ભૂલાવે, ત્યાં લાચાર ! સૌ કોઈ જાત–પર-જાતવળા કહેતા હતા, કે એ છોડી કદી ઘર નહિ સાધે ! જેટલાં સુધરેલાં એટલાં બગડેલાં ! મેં તો એ છોડાનું મોંયે જોયું નથી; ને પ્રભુએ નજ દેખાડયું, તે સારૂં કર્યું ! ભાઇજી મોહી પડયા, અને સસરાની શ્હેમાં દબાઇ ગયા; પણ ભોળા ભટાકે જાણ્યું નહિ, કે એ સૌ પ્રપંચ હતો ! કુંવારીને સ્વચ્છંદી છોડીને માથેથી આળ ઉતારવાનો

એ ઘાટ ઘડાતો હતો. હવે એમનું નામ છોડી દે! બાપાનો વારસો હાથ આવ્યો છે. પાંચ પહેડી ધરાય, તેટલું નાણું છે, ત્હારીજ થવા બેઠેલી, તનેજ વરેલી, ને શાસ્ત્રીજીએ કહેલાં વચન પ્રમાણે 'એજ બેરીસ્ટરની બૈરી થશે,' તે છોડી શારદા કુંવારી છે, વસંત ગુજરી ગયો-તો હવે તું ત્હારી વરેલી કન્યા સ્વિકારી લ્હે; ભોળાનાથ ના નહિ કરશે; હું તને આશિર્વાદ આપું છું કે, એ કન્યાથી આપણો વંશ રહેશે, ને તું સુખી થઇશ."

ડોસીનાં વચન સુંદરલાલને પસંદ પડયાં, સગુણરાય સમ્મત થયા—અને તેજ ઘડીયે ભાગ્યયોગે ભોળાનાથ ડોસી કને મળવા અકસ્માત આવી ચડયા. યોગ મળવાનો હોય, ત્યારે તરત કામ પાર પડી જાય છે. ડોસીએ ભોળાનાથનો સત્કાર કર્યો. બેરીસ્ટર અને સગુણરાય મેડીએ એકાન્ત વિચાર કરવા ગયા; અને ડોસી તથા ભોળાનાથે એકમત થઇને શારદાનું સૌભાગ્ય સુધારી દીધું-જ્યાં ભાવી ગર્જતું હતું, ત્યાં બેટાડી દીધું.

ભોળાનાથ આનંદ પામ્યો. દીકરીનું સૌભાગ્ય સુધરતાં માબાપને મન સંતોષ થયો. શારદાની ઇચ્છા પાર પડી. બેરીસ્ટર સાહેબને મેડીપરથી નીચે બોલાવ્યા-સગુણરાય તથા સુંદરલાલ નીચે આવ્યા અને ડોસીની આજ્ઞા મુજબ સમ્મત થયા—ભોળાનાથે પોતાની પુત્રી સુંદરલાલને વરાવવા વચન આપ્યું, અને વળતે દિવસેજ લગ્ન મુહુર્ત ઠરાવ્યાં. લગ્ન કરવાનું ભીમનાથમાં રાખ્યું. કોઇપણ પ્રકારની ધામધુમ વિના, ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે વિધી કરવાનું ઠરાવ્યું, અને ભોળાનાથ તથા સગુણરાય પોતાને ઘેર ગયા.

ભોળાનાથે પોતાની સ્ત્રીને સર્વ હકીકત કહી સંભળાવી. તેણીને અતી આનંદ થયો. શારદાના સાંભળવામાં આ વાત આવી. તેણીના હર્ષનો પાર રહ્યો નહિ. માતાના સરળ શબ્દોથી શારદાને આશિર્વાદ

મળ્યો. પ્રેમનાં પાન ખિલવા લાગ્યાં—અન્તરની કળી ઉગવા લાગી—સ્નેહની સુગંધી ફેલાવા લાગી—શાસ્ત્રનાં વચન સાચાં પડયાં.—શારદાનો સ્નેહ સત્ય નીવડયો—લગ્નની તૈયારી થઇ ગઇ—શારદાને ચાંલ્લો કર્યો.

નગરમાં પવન પેઠે વાત પ્રસરી ગઇ. બેરીસ્ટરની બૈરીના ભવાડા ઘેરઘેર ને ચકલે—ચૌટે થવા લાગ્યા. સુધરેલી બનેલી, બી. એ. થયલી છોડી કુંવારીઅવસ્થામાંજ ગર્ભવતી થઈ હતી, અને બેરીસ્ટરને ગળે ઓળાવી દેવાજ કૃષ્ણલાલે ઉતાવળી હિમાયત કરી હતી, આ અપવાદ તેઓને લાગુ થઇ ગયો. અને શારદા જોડે લગ્નની વાત પ્રકટ ન થઇ.

બીજે દહાડે પ્રભાતમાં બેરીસ્ટર થોડાઘણા ખાનગી મિત્રો, તથા સગાં વ્હાલાંઓને લઇને સૌ ભીમનાથ ગયાં. શુકનના સંકેત પ્રમાણે યથાવિધી પાણીગ્રહણ કરાવી દીધું. અને સાયંકાળે સર્વે કુટમ્બી ભોજન લઇને વાજતે–ગાજતે શહેરમાં આવ્યું. શારદા અને સુંદરનાં લગ્ન થઇ ગયાં. શારદા સૌભાગ્યવતી થઇ—હની–મૂન પોતાના બાપિકા ઘરમાંજ થયો. જુના વિચારના લોકોનું પાણી રહ્યું. સુધારાવાળા તરેહવાર રીતે બકવા લાગ્યા. જુના વિચારવાળાએ સુંદરલાલની તરફેણ કરી. જોકે એક જીવતી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવાનો રીવાજ ન હતો; તોપણ આ કેસમાં ખાસ ન્યાતીલાએ છુટ આપી. સુંદરલાલને લલચાવીને—ફસાવીને, એક ગર્ભવતી કન્યા કપાળે લગાડી દેવાની કૃષ્ણલાલની નિંદક રીતભાત માટે તિરસ્કાર બતાવીને સુંદરલાલને ન્યાતીલાએ સહાયતા કરી, એવું નિમિત્ત જણાવ્યું. અંતે રસઘેલી શારદા પોતાના મનગમતા પિયુને વરી–ચિન્તા પરહરી !

નિર્દોષ મુખડાની શારદાની સ્થિતી એકજ દિવસમાં ફરી ગઇ ! તેણીનો પોશાક કંઇક સુધરેલી સ્ટાઇલપર આવી ગયો. જુની પદ્ધતિનો ઘાઘરો ચોળી ને ઓઢણી કહાડી નખાવ્યાં. નવીન ફેશનનો

ડરેસ શીવરાવી લીધો; એક દિવસમાં સુંદરે લાંબી બોયનુ પોલકું કરાવી લીધું. અને સાડી વગેરે તૈયાર કરાવી લીધું. 'જર ચાહે સો કર,' તેમ મનગમતા દામ દઇને જલદી તૈયાર કરાવ્યું–શારદાનું મન તો સુધરેલા વિચારનું હતુંજ, એટલુંજ નહિ, પણ મુખડું પણ સુંદર લાલિત્ય ભરેલું હતું, એટલે પોશાક શોભી નીકળ્યો. તેજ દહાડે દમ્પતીએ ફોટો પડાવી લીધો. **આહ ! શું સુંદર છબી ! બેરીસ્ટરની બૈરી તો એજ !**

સુંદરલાલે કૃષ્ણલાલ ઉપર સખ્ત શબ્દોમાં પત્ર લખ્યો. તેમાં પોતાના મનના ઉભરા સઘળા ખાલી કરી દીધા; અને તેજ દહાડે પોતાની પ્રેમાળ પત્નિને લઇને બેરીસ્ટર વિશળપુર ઉપડી ગયો. ડાસીને શાન્તિ થઇ ! શારદાનાં ગરીબ માબાપ શાન્તિ પામ્યાં; અંતઃકરણથી ભલી આશિષ આપીને રાજી થયાં–મિત્ર વર્ગને પણ આ લગ્નથી સંતોષ થયો. વળી સુંદરલાલને સુઘડ તથા શાણી, શીખેલી તથા સંસાર શોભાવે તેવી ગૃહિણી મળવાથી; તેમજ લાખનો વારસો, ને સ્ટેટમાં મ્હોટી માનવંત જગ્યા મળવાથી તેમને સૌએ મુબારકબાદી આપી. ને સજોડું વિશળપુર સ્ટેટમાં પોતાનું ભાવી ભોગવવા ઉપડી ગયું.—સદાની શાન્તિ માટે ચાલ્યું ગયું.

આહા ! કુદરતની કળા જુઓ ! પ્રાચીન કાળના મહાત્માઓએ આર્ય સંસાર માટે જે નિમિત્ત-નિર્માણ કરેલાં છે, તે પ્રમાણેજ આ દેશની જન-શાન્તિ થઇ શકે છે ! દેશી જન પરદેશીની ગમે તે પ્રકારે નકલ કરવા જાય છે, પણ અંતે તો નિષ્ફળજ નીવડે છે; કેમકે એ દેશની ૠતુ આ દેશને અનુકૂળ નથી, તે નથીજ; પછી સંસાર સુધારો કહો, કે ગમે તે કહો !–અંતે બી. એ. થયલી કન્યા બગડેલી હોવાનો અપવાદ આવ્યો–નિર્દોષ મનુ નાહક જન નિંદાના ચાવણામાં ચવાઈ ગઇ;—તે બિચારીની શી ગતિ થઇ ?

---

# પ્રકરણ ૫૮ મું.

## બી. એ. બનેલી જીન્દગી બરબાદ!

મનોરમાના મનનું સમાધાન થયું નહિ. પતિને ખબર મળીને ખુલાસો કરવાની એક ઇચ્છા રહી ગઇ. તેણીને હવે તે તક મળવી કઠણ થઇ પડી, કેમકે પીતાજીએ પત્ર લખીને તેને અટકાવી દીધી! પિયુનું શું થયું હશે? તેને પત્ર મળતાં કેવું થશે? કદાચ અજાણ-પણે એકાન્તકાળે ભૂલ કરી હશે, તો તે દરગુજર થવી જોઇતી હતી. પણ આ વિકટ સાહસ આકરૂં અને નુકશાનકારક થયું છે. ઇત્યાદિ પશ્ચાતાપ મનુના મનને થવા લાગ્યા; અફસોસ! ભાવી આગળ લા-ચાર થઇ ગઇ.

કુમસ પ્હોંચતાંજ માતાની માયામાં લપટાઇ ગઇ. કૃષ્ણલાલે તેની સૌ. પત્નિ સુલોચનાને સઘળી હકીકત કહી સંભળાવી. તેણી રડી પડી. અને દીકરીને પડખામાં લઇને તેને શાન્તિ આપી.

થોડા દહાડામાં તો સુંદરના સઘળા સમાચાર મળ્યા. ચંદ્રવદન તથા તેના કુટુમ્બપર પડેલી આફત, સુંદરને મળેલો વારસો, અને ત્રિ-શાળપુર સ્ટેટમાં થયલી નેમણુંક ઇત્યાદિ પરભારી ખબર મળી ગઇ.

મનુનું મન તેથી કંઇક સંતોષ પામ્યું. હેલનની વાત પડતી મૂકવા દીલને સમજાવ્યું. મગજને આરામ થતાં સુંદરની મુલાકાત કરવા ધાર્યું. પણ તે દરમ્યાન તો ખબર આવી કે સુંદરલાલે તો ભો-ળાનાથની પુત્રી શારદા જોડે લગ્ન કર્યું. અફસોસ!!

મનુને આ ખબર પડતાંજ તેણી મુર્છિત થઇ ગઇ; અને તે અસરથી તેણીનો ગર્ભ તુટી પડયો. તેનાં માબાપ ખરેખર આફતમાં આવી પડતાં તરત તેની સારવાર ચાલુ કરવા માંડી—મનુનું ચિત્ત તદ્દન

નબળું થઇ ગયું. તેણીનું ભવિષ્ય નિસ્તેજ થઇ ગયું. ભાવીની ઉમેદ પર પાણી ફરી ગયું.

બીજે દિવસે સુંદરલાલનો લખેલો પત્ર કૃષ્ણુલાલને મળ્યો, તે વાંચીને તેનું દીલ ઉશ્કેરાઇ ગયું. પણ પાછળથી પસ્તાવા લાગ્યું. એ પત્રમાં શું હતું ?

"સાક્ષર શા. સા. કૃષ્ણુલાલ—

આપનો કૃપાપત્ર મળ્યો. મ્હારાપર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો પ્રભુ તમને આપશે. હું રંક ને ક્ષુલ્લક શું કરી શકું ?

આપે આપની ગુણીયલ પુત્રી પરણાવીને મને સંસારમાં જીવતો રાખ્યો, અમ્મર રાખ્યો, મને તથા મ્હારા વંશને ટેકો આપ્યો, એવી આપની માન્યતા કદાચ તકરારને ખાતર કે માનને ખાતર માન્ય કરૂં, તોપણ મ્હારા મરનાર વડીલ દાદાજી વ્રજલાલ શાસ્ત્રીના કહેવા પ્રમાણે હું અંતે તો તેનાથી અસુખ પામીને વિખુટો પડયો.

આપે મ્હારાપર અનેક તહોમતો મૂકયા છે. મ્હારે તે અંગિકાર કરવાં–સ્વિકારવાં કે નહિ, તે હું કહી શકતો નથી. પણ આપ જેવા ધારાશાસ્ત્રી, સુધારક અને વિદ્વાન પુરૂષે આકળા પડી જઇને અમારૂં દમ્પતી–સુખ. તોડયું છે.

આપે સુધારાના આવેશમાં સંસારને આડે માર્ગે ઉતારવાનું જે બુદ્ધિબળ વાપર્યું છે, તે કરતાં પ્રાચીન રીતિ–નીતિના વૃક્ષને પાણી પાયું હોત, તો આર્ય પ્રજાપર ને આર્ય સંસારપર બહુ મોટો ઉપકાર થાત; આપની જીંદગીનું સાર્થક થાત.

સુધારાના આકરા લોભમાં પડી જઇને, એક અંગ્રેજી વિદ્યાના અભ્યાસી તરીકે, અંગ્રેજ પ્રજાના મનમાં સુધારક તરીકેનો ફાંકો દે-ખાડવા, તે લોકોને મનગમતો દેખાવ કરવા માટે, આપણા જુના રીત રીવાજ તથા સંપ્રદાયને તાડન કરવામાં તમે ને તમારા સુધારા પક્ષે

ઘણું અવિચાર્યું કરેલું છે. એવી મ્હારી માન્યતા છે.

સુધારક, તો સાચો સુધારો કરી શકે, તે કહેવાય છે; નકલી સુધારો તે ખરેખર દેશી સંસારને બગાડો કરનારો છે. મેં ઈંગ્લીશ કેરેકટર પર આપેલું ભાષણ યાદ હશે; કેમકે આપ પ્રમુખ હતા. એ ભાષણ વિષે આપનો ઉંચો મત છે; તે છતાં વર્તન જુદું થાય છે—આપણા સુધારક મંડળમાં નામના સુધારકો ઘણા છે. દેખાવમાં એક ને કર્ત્તવ્યમાં જુદા એવા નકલી સુધારકોથી પ્રભુ બચાવે!

સ્ત્રી કેળવણીના સંબંધમાં આપણા દેશી આગેવાનોના વિચાર ભલે કન્યાને અંગ્રેજી કેલવણી આપવાના સંબંધમાં આગળ પડતા હોય, તો પણ એથી દેશ કલ્યાણ અને સંસાર પ્રવાહને અટકવાનો ભય ઘણો છે!

આપણો સંસાર સાદો છે, ફેશનેબલ નથી. મોટા શ્રીમંતોના ઘરમાં જ્યાં ફેશન સાચવવાની સગવડ છે, જ્યાં નોકર—ચાકરો અને ગાડી–ઘોડા તથા ભટ–રસોઇયા અને ખર્ચ આદિ સાધનોની છુટ છે, તેવી કન્યાઓને અંગ્રેજી ટેસ્ટ પરવડશે; પણ તમારા જેવા સોલીસીટર કંઈ શ્રીમંત ન કહેવાય; તો જો તેને એ સુધારાનું પગલું સંસારને બંદબેસ્તુ ન થાય, તો પછી ગરીબવર્ગની કન્યાને અંગ્રેજી ભણાવીને શું બાયબલ વંચાવવું છે, કે 'લવ–નોવેલ'નો અભ્યાસ કરાવવો છે? આપણા દેશને, આપણા દેહને, રૂચતા ગ્રંથો સંસ્કૃત ને દેશી ભાષામાં છે. સાહિત્ય સેવા કરવાનું કામ પુરૂષોને માથે છે. તો પછી કન્યાનો ખરો કાળ પોતાના સંસારને બંદબેસ્તી કેળવણી ગુજારવા ન દઇને પરદેશી ભાષા-શિક્ષણમાં ગુજારવા દે, તો તેનું ભવિષ્યમાં સુધરે કયાંથી?

તમે તમારી કન્યાને બી. એ. બનાવી, અને સુધારક પંથમાં

પ્રવેશ કરાવી ! કહો, એથી બીજો સંસારને શો લાભ થયો ? ફેશનેબલ કપડાં પહેર્યાં; અંગ્રેજી વાતચીત કરી; અને સાહેબ–શેકહેન્ડ કરતાં શીખી ! વિશેષ લવલી વિવેક શીખી–પણ ઘર–સંસાર અને ધર્મ–વહેવારનું જ્ઞાન થયું નહિ; માત્ર થોડી ઘણી બાયબલની કવિતા આવડી હશે. ટેનીસ કે ક્રીકેટની રમત શીખી હશે, અથવા તો પીયાનાપર અંગ્રેજી ગીત શીખી હશે; એથી દેશને કે દેશી સંસારને શો લાભ થયો છે ?

તમારી બી. એ. બનેલી છોડીને આ સવાલ પુછવા—

૧ તમે પતિને પ્રભુ તરીકે ચાહો છો ?

૨ પિયુના ઘરમાં પ્રવેશ કરીને તમે ઘર—સંસારની સગવડ કરી આપી છે ?

૩ દેશી સંસારના ધર્મ સમજો છો ?

૪ સાસુ, સસરા કે કુટુમ્બપરિવારને મળ્યાં હળ્યાં છો ?

આ સઘળાનો નકારમાં જવાબ આવશે; પણ હકારમાં તો આ પ્રત્યુત્તર મળશે.

૧ ફેશનેબલ કપડાં પહેરીને સભા ગજાવી ?

૨ . લવ–લેટરો, લવ–નોવેલો, અને લવ–નાઈટથી મન રિઝાવ્યું છે ?

૩ કપડાં, દાગીના, બુટ–સ્ટોકીંગ વગેરે ખરીદવામાં કુશળ છો ?

૪. સાહેબોની સભામાં જઇને શેકહેન્ડ કરતાં આવડે છે ?

૫. ઘર માંહેનું કામકાજ નોકરો કરે છે, ખર્ચ કેમ ચાલે છે. તે બોજો ધણી ઉપર છે.

૬. પોકેટ ખર્ચની રકમ દર માસે પહેલી તારીખે મળે, એટલે બસ છે.

૭. સહીયર કે પુરૂષ મિત્રને મળવા જવામાં પતિની આજ્ઞાની જરૂર નથી,

૮. એકાન્ત વાત કરતાં પતિને ન ગમે તો તેની પરવા નથી. પોતે ગમે તેવી રીતભાતથી વર્તે, પણ પતિએ વિશ્વાસથી જોવું જોઇએ નહિ તો લાયબલ થાય !

૯. પતિથી બહાર ફરી શકાય નહિ ! પત્નિને છુટ મળે છે; ને તેણી છુટા-છેડા કરી શકે છે !

૧૦. અંગ્રેજી નિયમ પ્રમાણે પત્નિ તેજ પરમેશ્વર છે. તેનું વચન, ઇચ્છા અને વિચાર અમલમાં મુકવાંજ જોઇએ. આજ્ઞા રહિત પતિ દંડને પાત્ર છે. સજાને પાત્ર છે. દેશનિકાલ કરવા લાયક છે !

આ સ્વચ્છંદો શીખવીને કન્યાને કેળવવામાં સુધારક તરીકે નામ કાઢનારા દેશીઓ ખરે સંસારદ્રોહી છે.

આપ તે માંહેના એક છો. તમે તમારી કન્યાને બી. એ. બનાવીને તેની જીન્દગી બરબાદ કરી છે.

દેશીઓની સ્થિતિ નિર્ધન છે. જે નાણું રળે છે, તે ફેશનમાં ખરચવા માટે નહિ, પણ ધર્મકાર્ય ને દેશસેવામાં વાપરવા માટે છે. સ્ત્રીઓ પંડેજ દેશ સંસારનું સુખ છે; પણ તે સ્ત્રી કરકસરવાળી, નમ્ર, સંતોષી અને આનંદી જોઇએ. પતિની હાલત ને તેની પ્રકૃતિ સંભાળનારી, સુખ-દુઃખમાં સહાયભુત થનારી હોવી જાઇએ. દેશી સંસાર રંક છે. કમાણીનાં સાધન ઓછાં છે. ફેશન માત્ર ઘરંજોગ રાખવી પડે છે.

આ સર્વ જોતાં સાદી કન્યાને વરવામાંજ સુખ છે; શ્રીમંતો માટે ગમે તેવો સુધારો હોય, કેમકે દ્રવ્યવડે તે શોભે છે. મધ્યમ વર્ગનાં કે ગરીબ દેશી સંસારીઓને સુધારા શબ્દથી દુર રહેવું સારૂં છે ! સ્વતંત્રતા ને સ્વચ્છંદ સૌને ગમે, પણ તે સારૂં નથી. દારૂ પીવામાં લ્હેજત છે, પણ છંદ સારો નથી !

તમારી કન્યાથી મ્હારો સંસાર સુધરી શકવાનો નથી; અને તમા-

રાજ શબ્દોમાં કહું, તો હું તેને લાયક નથી; તો જે ભૂલ થઈ હોય તે પરસ્પર દરગુજર કરવી.

મ્હારા સંસાર-સુખ માટે મેં બીજી સ્ત્રી કરી લીધી છે; તમારી કન્યાને મનગમતું સુખ મેળવવાની મ્હારી તરફથી છુટ છે!

લી૦ નમ્ર,—સુંદરલાલ."

આ પત્ર વાંચીને કૃષ્ણલાલના મનમાં સંતાપ પેદા થયો. તેણે સુલોચનાને વાત કરી. અને મનુને કાને જતાં તેણીને એકદમ હીસ્ટીરીયા થઇ આવ્યો. ગરીબ તથા નિર્દોષ કન્યાપર આફતે ઘેરો ઘાલ્યો. માત્ર મનુ, માબાપના જુસ્સાની ભોગ થઇ પડી! તેનું ગાત્ર ગળી ગયું! આખરે તે પથારીમાં પડી; અને મગજનો તાવ લાગુ પડ્યો. મનુ નિરાશ થઈ ગઇ! સ્વામી વિખુટી થઇ ગઇ! અપવાદી બાપના મનમાં ઘણુંજ દુઃખ થયું. પિતાના પત્રથી સર્વ સુખ નાશ પામ્યું. છેવટે પતિનું મોં જોવાનો પ્રસંગ ન મળ્યો. માબાપને તાબે રહેતાં જીવનદોરી તુટી ગઇ! અફસોસ! મનુ પરવશ પડી ગઇ. માનસિક રોગે, શારિરિક શક્તિઓ નબળી કરી દીધી—સન્નિપાત શરૂ થયો. મનુ બકવા લાગી.

"ઓ! શું હું મરી જઇશ! શું મને પતિ દર્શન નહિ થાય! ઓ પિતા? ઓ માતા? તમે મને બી. એ. બનાવીને મ્હારી જીંદગી બરબાદ કરી! જો હું દેશી કેળવણી પામી હોત, જો મેં દેશી સંસાર અનુભવ્યો હોત, તો મ્હારી આ ગતિ ન થાત. અંગ્રેજી કેળવણીની ઉગ્રતા, દેશી સંસારની શાન્તિને દગ્ધ કરી દે છે. સુધારાનો કુહાડો, દેશી સંસારનાં કુમળાં વૃક્ષને છેદી નાંખે છે. ઓ ભલાં માબાપો? ઓ દયાળુ દેશી માબાપો! તમારી કન્યાને બી. એ. બનાવતાં પહેલાં સો વાર વિચાર કરજો! તમારી સુધરેલી કન્યા કોને અને કયા સ્થળમાં, કયા સંસારમાં, કઇ સોસાઇટીમાં આપવાની છે, તેનો પુરે-

પુરો વિચાર કરજો ! આપણા દેશી યુવાનો હજી સુધરેલી ચિન્તામણીને ખરીદી શકે, તેવી સ્થિતિમાં નથી. આપણાં કુટમ્બીજનો સુધરેલી વહુ સંભારી શકે એ શક્તિવાન નથી. આપણો દેશી સંસાર એવા પ્રકારનો ખરચ વૃથા ફેશન રાખી શકવાને સરજાયલો નથી, આપણી રહેણીકરણીને રિવાજ બહુ સાદાં છે !

અફસોસ ! મ્હારાં માબાપોએ મને દેશી સંસારને ઉપયોગી થાય, તેવું શિક્ષણ આપ્યું હોત, મ્હારૂં હૃદય જો દેશી ધર્મથી છવાયલું હોત, તો આ ડંખથી મ્હારે મરવું ન પડત ! અરે હું બી. એ. બનીને મ્હારી જીંદગી બરબાદ થયલી ન જોઇ શકત ! અફસોસ ! અફસોસ ! ઓ કેળવાયલી બ્હેનો ? ઓ બી. એ. થયેલી અંગ્રેજી કેળવણી પામેલી બ્હેનો ? તમે ભણી—ગણીને તમારા દેશી સંસાર, દેશી પોશાક, દેશી ધર્મ ને દેશી રિવાજપર નજર કરજો ! ફેશનેબલ થવા જતાં તમે ખરૂં સુખ ગુમાવશો ! આપણો દેશ ને આપણો સંસાર ફેશનેબલ નથી. આપણે સ્ત્રી જાત પરદેશી સ્ત્રીઓ જેવી સ્વચ્છંદી ને સ્વતંત્ર નથી. આપણી ભારત ભૂમિમાં જે પ્રકારનું ફળ પ્રાપ્ત થાય. તેવાં બીજ રોપજો; ને તે રીતે તમે કેળવાઇને પ્રજાને કેળવજો. બી. એ. થવાથીજ આપણો ભવ સુધરવાનો નથી. ભણ્યાથીજ આપણે કેળવાઇ જવાનાં નથી, સુખી થવાનાં નથી. આપણે પગથી તે પાની સુધી વિચાર કરવાનો છે. માબાપે કદી અનુકુળતાથી અંગ્રેજી, કેળવણી આપી હોય, તો ગોરી ગોરીઓની રીતભાતપર ચાલવાનું નથી; પણ આપણી પીઠ તરફ જોવાનું છે—આપણા સંસાર તરફ જોવાનું છે. આપણે દેશી છીયે. દેશીને પરણવાનાં છીયે. દેશી સંસારમાં જન્મ ગાળવાનો છે. અંગ્રેજી કેળવણીના સારા વિચારો ગ્રાહ્ય કરીને સ્વદેશ—સ્વસંસારને સુધારવામાંજ સુધારો સમાયલો છે. હાય ! હું બી. એ. બની, પણ જીંદગી બરબાદ થઈ; હાય ! ”

આ પ્રકારના પુકાર કરતી, પસ્તાવો કરતી મનુ અંતે સંસ્કાર અને સંબંધ છોડી ગઇ ! પતિના સંતાપમાં તો નહિ, પણ સુધારાના શ્રાપથી બળીને ભસ્મ થઇ ગઇ ! આ રીતે સુધરેલી કેળવણીનો સદુપયોગ ન થવાથી આ પરિણામ આવ્યું; એ તો સર્વના મુખમાંથી આ શબ્દો બહાર પડયા કે, ' બી. એ. બનાકે જીંદગી બરબાદ કી !'

## પ્રકરણ ૬૦ મું.

### પૂર્ણાહુતી ! બેરીસ્ટરની બૈરી તો એજ !

" સ્વામીનાથ ! તમારા સંગમાં હું બેઠી, એટલે મ્હારો જન્મ સફળ થયો, સમજ્યું છું ? હા; આપના જેવા સ્વામી મેળવવા માટે મેં ઘણાં વ્રત કર્યાં છે; અને અંતે મ્હારી વિજ્યાપાર્વતી માતાજીએ મ્હારી મનકામના પુર્ણ કરી, એ તેમનો ઉપકાર ભૂલાય તેવો નથી. કહો; વ્હાલા ? આપની હું સેવા કરૂં ? "

" સુશીલ સારદે ? હું ન્હોતો ધારતો, કે તું જેવી લાયક કન્યા જ્ઞાતિમાં હશે ! હું તો એક ખેતરમાં ચરનારો મૃગ હતો; પેલી મનુનેજ એક આંખે જોતો હતો; પણ હવે મ્હારી ખાત્રી થઇ, કે મેં કંઇપણ લાંબી નજર દોડાવ્યા વિના પગલું ભર્યું હતું; અગર તપાસ કરી હોત, તો ઘણાં રત્ન મળી આવત, અને આ દશા ન થાત !

" વ્હાલા ! મેં તમને એક પત્ર લખીને સુચના કરી હતી, મેં ગેલી બની સાહસ કર્યું હતું ! "

" અરે, જે પત્ર મ્હારા લગ્નના અરસામાં આવેલો, તે ત્હારોહતો ?"

" હા, કૃપાળુ ! મેં નાદાન મતીએ લખેલો હતો. "

" ત્યારે શું તું મને પ્રથમથીજ ચાહતી હતી ? "

" હા, દયાળુ! આપના પ્રત્યે મ્હારો ભાવ પ્રથમથીજ હતો. મ્હારાં માતપીતાએ મને વારી હતી, કેમકે આપનું લગ્ન થઇ ગયું હતું તોપણ મ્હારૂં દીલ આપની તરફ દોડતું હતું. "

" વિસમય થવા જેવું! કુદરતનો વહેળો કેવો અભંગ છે, એ આ પરથી સમજાય છે; હું ભાગ્વંત ગણાયો!"

" શું હવે આપ મને જીવન પર્યંત સંભાળશો ?"

" શા માટે નહિ! પ્રિયા ? હવે હું અનુભવી થયો છું, અનુભવાર્થી થયો છું. માણુસ ઠોકર ખાધા પછી સુખ—દુઃખ અને સારૂં નરસું સમજી શકે છે. મ્હારી ખાત્રી છે, કે ત્હારા સંગથી મને શાન્તિ મળશે. મ્હારા દાદાજીએ જ્યારે આ સંસ્કાર સમજાવેલો, ત્યારે મેં તેને હટધૂત કરી કહાડયા હતા! મેં સુધારાના ડોળમાં આપણા કેટલાક રીવાજ રીત અને વિવેક મર્યાદાને ઉલ્લંઘી છે. આંધળા બનીને મેં ધર્મને નિંદીત કરેલો છે; પણ મ્હારા સગુણ મિત્રે મને સમજાવ્યું.

"વાહવા! ત્યારે તો હું ભાગ્યશાળી થઇ! પ્રાણાધાર! દાસીને શી આજ્ઞા છે ?"

" તું ત્હારો ધર્મ સમજે, એટલે બસ છે. "

"વાહવા! આપે સત્ય કહ્યું, નાથ! હું એક આર્ય સ્ત્રી છું; ને મ્હારે મ્હારો સ્વધર્મ સાચવવો જોઇએ; આ વાત પર મેં પુરો વિચાર કર્યો છે. આપની ગૃહિણી તરીકે સદા સેવા બજાવીશ—પ્રભુ કૃપાએ પ્રજા અવતરશે, તો તેને આર્ય—ધર્મ રીતિએં ઉછેરીને કેળવીશ; સદાકાળ પતિ—ભક્તિ કરીશ. આપના સુખ દુઃખમાં ભાગ લઇશ. અને મ્હારાથી બનતી સહાયતા આપીશ, જેમાં મ્હારો આત્મા ને પરમાત્મા રાજી રહેશે, તે રીતે વર્તન કરીશ—ત્હારા પિતાકુળ અને સાસરવાસની શોભાને મુક્તિ મળશે, તેવાં આચરણ કરીશ!"

" તથાસ્તુ ! તમારૂં દીર્ઘાયુ થાઓ ! "

" પતિનો આશિર્વાદ માથે ચડાવું છું. "

દમ્પતી આ રીતે છેવટની પ્રતિજ્ઞા લઇને સુખી થયાં. શારદાનું ચિત્ત પ્રસન્ન થયું સુંદરલાલને શાન્તિ મળી.

હ વાર્તા-વિનોદ ચાલે છે, ત્યાં વર્તમાનપત્રમાં ખબર આવી, કે "મીસીસ ની વાડીયા ગુજરી ગયાં–" અફસોસ ! બી. એ. થયલી બેરીસ્ટરની બૈરી ગુજરી ગઇ, હજી એ વિષે સુંદરલાલ કરે ત્યાં મનુનાં મરણની ખબર આવી.

સુંદરલાલને તેનું લગાર દુ:ખ થયું, પણ થોડીજ ઘડીમાં તે શાન્ત પડી ગયું. બન્ને જણ સ્નાન કરી આવ્યાં, અને તારથી કૃષ્ણ-લાલને દિલગીરી જાહેર કરી–પૂર્વનો સંબંધ પુરો–દુ:ખ બળ્યું ! ને જોવા ટળ્યું ! હવે દમ્પતી નિરાંતે સંસાર ચલાવવા લાગ્યાં; માત્ર એ-ટલુંજ મનમાં લાગ્યું કે–માબાપોએ દીકરીઓને બી. એ. બનાકે જીં-દગી બરબાદ કી ! "

ભાવી પદારથ ભોગવે,
જે ભાવીમાં હોય;
નિમિત્ત માત્ર નરભવ ગણે,
આડું ન આવે કોઇ !

વાંચનાર ? આ નવલકથા પરથી આપણે સહજ સમજી શકીશું, કે જે કર્મ આપણાં નથી, તે કરવા જતાં 'अव्यापारेषु व्यापारं' જેવો ઘાટ થઇ જાય ! આર્યસંસારને યોગ્ય કળવણી આપવી જોઇએ. પેટમાં પચે, તેટલું ખાવું જોઇએ–અને સાથરો જોઇને સોડ તાણવી જોઇએ. જેટલું અધિક થાય છે, તેટલુંજ અધિક વેઠવું પડે છે. દેશમાં જે પદાર્થની જરૂર નથી, તે કામમાંજ આવતો નથી, ખાદીના પહેરનારને મલમ-લની જરૂર નથી–ચોખાના ખાનારને ઘઉંની અગત્ય નથી.

શાણાં અને સુધરેલાં માબાપોએ આ પરથી ધડો લ્હેવાનો છે. જુવાન બાળકોએ બેરીસ્ટર બનવા જતાં, ને સંસાર ચલાવતાં વિવેક ધર્મ તપાસવાનો છે–

આ વાર્તામાં, મીસ લીનાં અને વીસલપુર સ્ટેટની ખટપટનો સંપુર્ણ ભાગ, નવી વાર્તા, પ્રીન્સેસ બેરીસ્ટર વાંચી જોવાથી સંપુર્ણ થયેલો જણાશે.

સ્ત્રી, એ ઘરનું રત્ન છે, તે કામધેનુ છે. કવિ ડાહ્યાભાઈ કથે છેકે–

'એ કસ્તુરી મૃગનાં જોડાંને જતનથી જાળવનારા, એ સન્નારીઓને સાચવટથી સંભાળનારા તો વિરલાજ મળે છે!

"કોઇ ગાય દુઝણી લાવે, ચારો નહિ તે ચરાવે;
પાણી પણ નહિ પીવરાવે, ખાતાં–પીતાં અકળાવે;
ફળ પામે તે કેવું મૂરખ જન,
દળદર દેખે નિરધન થાય જન–
પાળ્યું પંખી ઉછરંગે, દીન ચાર રમાડયું રંગે,
પાળક પલટયો કુસંગે, નાખ્યું પંખી ખોરંભે;
કહો દુઃખિયારાં પંખીના કેવા દિન ?
પાળકને કે પંખીને એ ધન્ય!—
કોમળ ને કંચન વરણી, વળી પારસમણી છે મનહરણી
ચિન્તામણી રત્ન છે રમણી, ધીર ગંભીર વચનરસ–ધરણી."

તથાસ્તુ.



# દેલવાડાકર

# કિન્ડરગાર્ટન–સ્ટૉલ.

## ન્હાનાં બાળકોને રમત ગમતથી શીખવવાનો સામાન.

| | |
|---|---|
| ૧—કિન્ડરગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી એક બોક્સ | રૂ. ૪–૧૪–૦ |
| ૨— ,, બક્ષિસ ૭ થી ૨૦ સુધી જુદી જુદી | ,, ૨૫–૦–૦ |
| ૩—લેટર–પીસીસ ( મોટું ) અક્ષરો ગોઠવવાનું બોક્સ | ,, ૨—૪–૦ |
| ૪— ,, (ન્હાનું) ,, ,, | ,, ૦—૮–૦ |
| ૫—ફીગર લેઈંગ (રંગાકૃતી તથા પદાર્થો ગોઠવવાનું બોક્સ) | ,, ૨—૪–૦ |
| ૬— ,, (ન્હાનું) ,, ,, | ,, ૦—૮–૦ |
| ૭—ન્હાનાં બાળકોને ડ્રોઈંગ શીખવાનું બોક્સ | ,, ૦–૧૨–૦ |
| ૮—આંક શીખવવાની મણકાની ઘોડી... ... | ,, ૦—૮–૦ |
| ૯—હિસાબ માટે (બીડસ લેઈંગ) રંગીન બોક્સ | ,, ૧—૪–૦ |
| ૧૦— ,, ડોમીનો ,, | ,, ૦—૮–૦ |
| A—ચાયના બીડ્સ મોઝેઇક | ,, ૦–૧૨–૦ |
| B—બીડ્સલેઇંગ. ફેન્સી મોટું | ,, ૧—૮–૦ |
| ૧૧—બેસ્કેટ બનાવવાનું બોક્સ ... ... | ,, ૦–૧૨–૦ |
| ૧૨—બીડ્સ બેસ્કેટ ... ... | ,, ૨–૧૦–૦ |
| ૧૩—બેસ્કેટ—સોનેરી—રૂપેરી બોક્સ ... | ,, ૨—૪–૦ |
| ૧૪—પઝલ બોક્સ (પશુ–પંખી રૂ. ૦—૮—૦ થી | ,, ૨—૪–૦ |
| ૧૫ A, B. C. પઝલ બોક્સ રૂ. ૦—૮—૦ થી | ,, ૩—૪–૦ |
| ૧૬—પશુ–પંખીઓના રંગનાં કાર્ડ ( વર્ણન સહિત ) | ,, ૦–૧૨–૦ |
| ૧૭—પેન્ટીંગ બુક અને બોક્સ દરેકના ... | ,, ૦–૧૨–૦ |
| ૧૮ બીલ્ડીંગ બોક્સ ... રૂ. ૦—૮—૦ થી | ,, ૨—૪–૦ |
| ૧૯—મૂળાક્ષરોનો નકશો (રંગીન સચિત્ર) ... | ,, ૦–૧૨–૦ |
| ૨૦—,, રંગીન બુક ... ... | ,, ૦—૮–૦ |

૨૧—,, ચિત્ર કાર્ડ ... ... ,, ૦—૪—૦

૨૧ A. ભરત—કેનવાસ બોક્સ ૦—૮—થી ... ... ૧—૮—૦

૨૨—સાહડીઓ ગુંથવાની બોક્સ ( નમુના સાથે) ૦—૧૨—૦

૨૩— ,, ,, મોટાં— ,, ૧—૧૦—૦

૨૪—પશુ—પંખી (રોકીંગ અને વોકીંગ એનીમલ્સ) દરેકના ૨—૪—૦

૨૬— ,, (મીડગેટ (૨૦) જુદા) બોક્સ. ૧—૮—૦

૨૭— ,, (નેચરલ હીસ્ટરી) બોક્સ. ૧—૮—૦

૨૮—( કટીંગ કલર્ડ પિકચર્સ ) ... ... ... ૧—૨—૦

A—દુનીયાના (રાયડીંગ—કવલર) લશ્કરી ઘોડેસ્વાર ... ૧—૮—૦

૨૯—રબર તથા કાચનાં જનાવરો ... ૦—૮—૦

૩૦—માવેલ પીકચર્સ (છુટા અંગ ભાગ) બોક્સ. નં. ૨ થી ૬ દરેક } ૧—૮—૦

A. પોષ્ટ ઓફીસ (ટાઉન એન્ડ સ્કુલ્સ) ... ૧—૮—૦

B. સ્કુલ વર્કસ— ... ... ... ૧—૮—૦

C. થીએટર— રોબીન્સનક્રુઝો ... ૨—૩—૦

D. સરકસ ... ... ... ૦—૧૨—૦

E લોટો પિકચર્સ (અંક ગોઠવવાનું) બોક્સ ... ૧—૨—૦

I કમ્પાસ બોક્સ ... ... ... ૦—૬—૦

2—કલર' ડ્રોઈંગ સ્લેટ (કાચની) નમુના સાથે ... ૧—૮—૦

A. B. C. પિકચર્સ ઓબજેક્ટ ... ... ૦—૮—૦

,, પિકચર્સ બ્લાક્સ (પઝલ) ... ૦—૫—૦ થી ૮—૪—૦

,, વર્ડ બીલ્ડર ... ૦—૧૨—૦ થી ૧—૯—૦

,, જ્યોગ્રોફીકલ પઝલ બોક્સ ... ૧—૮—૦

,, બીલ્ડીંગ બોક્સ. ... ... ૦—૮—૦ થી ૨—૪—૦

૩૧—રંગના—અંકના. નકશાઓ દરેકના ... ,, ૦—૧૦—૦

૩૨—પિકચરો, દરેક શીટ્સના ... ... ,, ૦—૬—૦

| | | | |
|---|---|---|---|
| ૩૩— „ કાર્ડ બોર્ડના ... | ... | „ | ૦—૧૦—૦ |
| ૩૪— „ માઉન્ટેડ... ... | ... | „ | ૦—૧૦—૦ |
| ૩૫— „ મોટા નકશાઓ ... | ... | „ | ૨—૪—૦ |
| ૩૬—રંગ-મૂળ-મિશ્રના પાનાં મોટાં... | ... | „ | ૨—૦—૦ |
| ૩૭— „ „ ન્હાનાં... | ... | „ | ૦—૧૨—૦ |
| ૩૮—કિન્ડરગાર્ટન-ગ્રંથમાળા નં. ૧ થી ૨૦ સુધી | | „ | ૪—૦—૦ |
| ૩૯—ઇન્ડીયન કોઇન્ઝ... ... | (નાનું) | „ | ૧—૪—૦ |
| ૪૦—દુનિયાના સિક્કા ... ... | ... | „ | ૧—૧૪—૦ |
| ૪૧—ઉન-હીર વગેરેની દડીયો ... | ... | „ | ૦—૨—૦ |
| ૪૨—રબરના સાદા ન્હાના દડા દરેક | ... | „ | ૦—૧—૦ |
| ૪૩— „ રંગીન „ „ | ... | „ | ૦—૨—૦ |
| ૪૪— „ „ મોટા દડા „ | ... | „ | ૦—૫—૦ |
| ૪૫—ભરત શીખવાના ચિત્ર કાર્ડ | (ડજનના) | „ | ૦—૮—૦ |
| ૪૬— „ પશુ-પંખી-ફુલ-ફળ-રંગીન | (ડજનના) | „ | ૧—૦—૦ |
| ૪૭—પથ્થર બ્લૉક્સ (બિલ્ડીંગ) | ... | „ | ૧—૮—૦ |
| ૪૮—પેપરની ટાઇલ્સ બિલ્ડીંગ ... | ... | „ | ૦—૮—૦ |
| ૪૯—મોઝેઇક ટાઇલ વર્કર્સ બોકસ... | ... | „ | ૧—૪—૦ |
| ૫૦—કપડાંનાં રમકડાં કુતરો, બિલાડી | દરેક | „ | ૦—૫—૦ |
| ૫૧—રબરનાં મોટાં રમકડાં „ | „ | „ | ૦—૧૨—૦ |
| ૫૨—કલરડ ડ્રોઇંગ બુક-ફ્લાવર્સ ... | „ | „ | ૦—૧૨—૦ |
| ૫૩— „ „ જનાવરો... | ... | „ | ૦—૧૨—૦ |
| ૫૪—સ્કુલવર્ક્સ બોકસ ... ... | ... | „ | ૧—૪—૦ |
| ૫૫ ભરતનાં સોઇંગ બોકસ ... | ... | „ | ૧—૮—૦ |
| ૫૬ બોલતાં જનાવરનાં પઝલ બોકસ | ... | „ | ૨—૪—૦ |

કિન્ડરગાર્ટન સ્ટોર્સ } ગો. ક. હલવાડાકર.
ગિરગામ બેકરોડ } મુંબઇ.

# દેલવાડાકર—વાર્તામાળા.

૧ નીલમ-માણેક ભાગ ૧ થી ૮ ફોટોગ્રાફીક ચિત્રો-સહિત રૂ. ૭ (નેટ) આખો સટ [છુટક બે ભાગ સાથે રૂ.૨]

| | | |
|---|---|---|
| ૨ ચંદ્રકળા (સચિત્ર) | | રૂ. ૧—૮—૦ |
| ૩ બેરીસ્ટરની બૈરી | (સચિત્ર) | રૂ. ૨—૦—૦ |
| ૪ નવલ ગંગા ભાગ ૧—૨ | ” | રૂ. ૨—૦—૦ |
| ૫ વિક્રમ-સંભ્રમ | ” | રૂ. ૧—૦—૦ |
| ૬ નરગીજ નાટકકાર | ” | રૂ. ૧—૪—૦ |
| ૭ સ્ત્રીઓની મહતા | | રૂ. ૧—૮—૦ |
| ૮ વરઘેલી વનિતા | (સચિત્ર) | રૂ. ૨—૦—૦ |
| ૯ શાન્તિ પ્રિયા | ” | રૂ. ૧—૮—૦ |
| ૧૦ બહાદુર કલો (સચિત્ર) | | રૂ. ૧—૦—૦ |
| ૧૧ રસિક મધુ | | રૂ. ૦—૮—૦ |
| ૧૨ લાલન વણજારી | (સચિત્ર) | } હવે પછી |
| ૧૩ ધ્રીફ્લેસ-બેરીસ્ટર | | } હવે પછી |
| ૧૪ ની. મા. સન્તતિ ભાગ ૩—૪ | | ” |
| ૧૫ પ્રેમઘેલી પ્રેમદા | | ” |
| ૧૬ કિન્ડરગાર્ટન ગ્રંથમાળા | | રૂ. ૪—૦—૦ |